

# More Leaves from the Journal of a Life in the Highlands

Translated into Gujarati

by

Putlibai D. H. Wadia

૨૫૭૩

# "હાયલૅન્ડસમાં ગુજારેલી જીંદગીની વધુ નોંધો"

એવે નામે

મહાન રાજ્યપ્રતાપી મહારાણી વિક્ટોરિયાએ

રચેલાં પુસ્તકનું

## ગુજરાતી ભાષાન્તર.

(નોંધો તથા ચિત્રો સાથે.)

કરનાર

પુતલીબાઈ ધનજીભાઈ વાડીયા.

મુંબઈ :

૧૮૮૬.

Her Most Gracious Majesty the Queen-Empress's

# "MORE LEAVES FROM THE JOURNAL of A LIFE IN THE HIGHLANDS."

*From* 1862 *to* 1882.

**TRANSLATED INTO GUJARATI**

*by*

PUTLIBAI DHANJEEBHOY WADIA.

Bombay:

1886.

નેક નામદાર

અલેકઝાંડ્રા કેરોલીના મેરી શારલટ લુઈઝા જુલ્યા,

# પ્રિનસેસ ઑફ વેલ્સ

એમને,

મહારાણી વિકટોરીયાએ હાયલૅન્ડસમાં ગુજારેલી જીંદગીની

નોંધોનાં પુસ્તકનું

**આ ગુજરાતી ભાષાન્તર,**

એમના અનેક ઉમદા અને પ્રીતિપાત્ર સદ્ગુણો માટેનાં એમના

તરફના પોતાનાં સનમાનની એક નમ્ર નિશાણી દાખલ,

ભાષાન્તર કરનારે

અતિ માનપુર્વક અર્પણ કર્યું છે.

*To*

HER ROYAL HIGHNESS

ALEXANDRA CAROLINA MARY CHARLOTTE
LOUISA JULIA,

PRINCESS OF WALES,

**THIS GUJARATI TRANSLATION**

*of*

Her Most Gracious Majesty the Queen-Empress's

*"MORE LEAVES FROM THE JOURNAL OF A LIFE
IN THE HIGHLANDS"*

Is respectfully inscribed,

AS A HUMBLE TOKEN OF ESTEEM AND ADMIRATION
FOR HER MANY EXALTED AND AMIABLE VIRTUES,

*by*

HER ROYAL HIGHNESS'S
DEVOTED AND FAITHFUL SERVANT,

THE TRANSLATOR.

# ભાષાન્તર કરનારની પ્રસ્તાવના.

આપણા માનવંત મહારાણીએ હાયલૅન્ડસ (સ્કૉટલન્ડના પહાડી મૂલક)માં ગુજારેલી જીંદગીની નોંધોનું રસીલું પુસ્તક જ્યારે મારા વાંચવામાં આવ્યું ત્યારે તેમાં દર્શાવેલા એ કૃપાળુ મહાબાનુના ઉમદા વિચારો, તેમની સાદાઇ, તેમના સ્વર્ગવાસી પતિ તરફનો તેમનો અતિ મોટો પ્રેમ, મહા દુઃખ અને સંકટની વેળા તેમની તારીફલાયક શહનશકિત તથા ધીરજ, તેમના મેહેલની આસપાસ વસનારાં ગરીબોમાં ભેળાઇ તેમનાં દુઃખની વેળા તેમને દિલાસો દેવાની તથા મદદ કરવાની, તેમજ તેઓની સાદી મોજમજાહોમાં જાતે હાજર થઇ તેમને માન આપવાની અને રાજી કરવાની તે નામદારની અતિ બોધ લેવા જોગ રીત, પોતાની સેવા બજાવનાર મિત્રો તેમજ નોકરો તરફની તેમની કૃપાદૃષ્ટિ, અને પોતાની સર્વ પ્રજા તરફની તેમની કાળજી અને દિલસોજીના અનેક દાખલા તેમાં વાંચવાથી, એ બળવાન મહારાણીની એક રંક પ્રજા તરીકે એમની તરફ હું જે અતિ માન અને પ્રજાભકિત ધરાવતી હતી તેમાં મોટો વધારો થયો, તેમજ તેઓના જેવાં એક પ્રતાપવંત બાનુની જીંદગીની એવી સાદી નોંધો વાંચવાથી જે ઉત્તમ

બાધ વાંચનારને મળે છે તેનો લાભ જો ગુજરાતી વાંચનારી આલમને, અને તેમાં વિષેશ કરીને મારી પ્રિય બેહેનપણીઓને, આપ્યો હોય તો તેથી તેઓને અનેક ફાયદા હાંસલ થશે એવું મને ભાસ્યું. એ ઉપરથી એ પુસ્તકનું ભાષાન્તર કરવાનું લગાર કઠણ કામ માથે લેવાનો મારો વિચાર થયો, જે મેં મારા મેહેરબાન પિતાને જણાવ્યો, અને તેઓને તે ઘણો પસંદ પડવાથી તેઓએ એ બાબેની સંધી ગોઠવણ કરવાની તસ્દી લીધી એટલે એ કામ મેં મોટી ખુશી સાથે તરતજ આરંભ્યું, અને મારી નાકેશ શક્તિ પ્રમાણે તેને સંપુર્ણ પાર ઉતારવાની જોઇતી કોષેશ કરી, આ પુસ્તક મેં બહાર પાડયું છે.

એ ભાષાન્તર બનતાં સૂધી શુદ્ધ ગુજરાતીમાં લખવાની મે નેમ રાખી છે, તોપણ ગુજરાતી વાંચનારી આલમના મોટા ભાગને અનુસરતી સાદી એબારત તેમાં વાપરવાની મેં સંભાળ લીધીછે.

એ સંધી મારી કોષેશોમાં હું કેટલે દરજ્જે ફતેહમંદ નિવડી છું તેનું તોલ કરવાનું કામ તો વાંચનારી આલમનું છે, તોપણ મહારાણીની નોંધોનું ઇંગ્રેજી પુસ્તક કેટલું લોકપ્રિય છે તેનો ખ્યાલ વાંચનારને આપવા માટે એટલુંજ કહેવું બસ થશે જે જોકે તે માત્ર બે વર્ષ થયાંજ બહાર પડયું છે તોપણ, ઇંગલન્ડમાં, તેમજ અમેરિકામાં, તેની ઘણીએક આવૃતિઓ છપાઇ બહાર પડી છે, અને યુરપની લગભગ દરેક ભાષામાં તેનું ભાષાન્તર થયું છે, અને એ રીતે મહારાણીજીએ પોતાની પ્રસ્તાવનામાં એ ગ્રંથના લોકપ્રિય થવા વિષેની જે

ઉમેદ પોતાના આગલા ગ્રંથના અનુભવ ઉપરથી દેખાડી છે, તે પાર પડી છે.

શેવટે, મહારાણીજીએ પોતાનાં પુસ્તકનું ગુજરાતી ભાષાન્તર કરવાની પરવાનગી આપી મારાપર જે કૃપા કરી છે તે માટે એ મહાબાનુનો, તેમજ નેક નામદાર પ્રિન્સેસ ઑફ વેલ્સે આ ભાષાન્તર પોતાને અર્પણ કરવાની મને રજા આપી છે તે સારૂ એ નામદારનો, હું અંતઃકરણથી આભાર માનું છું.

આ પુસ્તકમાં મેં જે નોંધો આપી છે તે અસલ ગ્રંથમાં આપેલી નોંધોથી ઓળખાવા તેઓની નીચે મેં ભા. ક. (ભાષાન્તર કરનાર) એવા અક્ષરો મુકયા છે. પુ. ધ. વા.

નવેમ્બર ૧૮૮૫.

## TRANSLATOR'S PREFACE.

WHEN I first read Her Majesty's "More Leaves from the Journal of a Life in the Highlands," the many instances of the noble and exemplary qualities of the greatest sovereign of modern times which I met with in every page of the work created a deep impression on my mind, and raised within me an earnest desire to translate the work into my vernacular and to give the Gujarati-speaking portion of Her Majesty's Indian subjects, and more especially those of my own sex, the benefit of the many salutary lessons I had derived by a perusal of these simple records of the every day life of our beloved sovereign, which show how true greatness goes hand in hand with simplicity of manners, kindness of heart, sympathy with the poor and afflicted, patience under trials, a true appreciation of faithful services, and a due regard for the

feelings of others. This desire on my part having met with approval and encouragement from my worthy father, I took this rather difficult but by no means unpleasant work in hand, and having endeavoured to the best of my humble abilities to accomplish it in such a manner as not to do discredit to the original work, I now venture to place the result of my labours before the public, leaving it to them to judge how far I have succeeded.

To give my readers, however, an idea of how popular the original work is, it may be worth mentioning here that within the short period of two years since it has seen the light, it has gone through several editions both in England and in America, and has been translated into almost every language of Europe, thus fulfilling Her Majesty's expectation, based on her experience of her former work, of the widespread popularity this her second work was destined to enjoy.

In translating this work I have been careful to adopt an easy style so as to make the book intelligible to as large a class of readers as possible.

In conclusion I beg to tender my respectful and heartfelt thanks to Her Majesty for having accorded me her gracious permission to translate the work into Gujarati, and to Her Royal Highness the Princess of Wales for having graciously accepted the dedication of the translation.

P. D. W.

November 1885.

# મહારાણીની પ્રસ્તાવના.

"હાયલૅન્ડસમાં અમે ગુજારેલી જીંદગીની નોંધો" એવે નામનો જે ગૃંથ આ ગૃંથ લખનારે પંદર વર્ષ ઉપર પ્રગટ કરાવ્યો હતો, અને જેમાં "જે પ્રિય પતિના વડે તેનો જન્મારો સુખી અને પ્રકાશીત થયો હતો" તેમની સાથે ગુજારેલા કદી ન ભુલાય એવા શુભ દિવસોની ટુંક નોંધો આપેલી હતી, તે ગૃંથને પ્રજા તરફથી જે ઉલટભર્યો અને કદરદાન આવકાર મળ્યો હતો તે જોઇ લખનારને પરમ સંતોષ પેદા થયો હતો.

તે નોંધો પુસ્તકના આકારમાં રચીને બહાર પાડનાર મી. આર્થર હેલ્પસ આ વેળા લખનારને મદદ કરવા અને સલાહ આપવા માટે હૈયાત રહ્યા નથી, તોપણ આ ગૃંથ રચવામાં બીજા મિત્રોની આપેલી તેવીજ મદદને માટે લખનાર તેઓની આભારી છે. જે પ્રિતથી અને ઉલટથી પ્રજાએ તેનો પેહેલો ગૃંથ વાંચ્યો હતો તેનું જ્યારે તેને સ્મરણ થાયછે ત્યારે તેને લાગે છે જે તેનો આ ગૃંથ પણ તેવીજ મમતા અને ઉલટથી વંચાશે, કેમજે આગલાં પુસ્તકમાં દર્શાવેલી લખનારની સુખી

જીંદગીથી તદનજ ઉલટી જીંદગીની નોંધો એમાં આપેલી છે. તેમજ તેવી અવસ્થામાં જ્યારે તે સ્કૉટલન્ડના પહાડોની સ્વચ્છ હવામાં જઇ એકાંતવાસમાં રહેતી હતી ત્યારે તેનું દુઃખી અને મુઝાતું મન કેવી કેવી જગ્યાઓપર ફરવાથી, કેવી કેવી ખુદરતી રચનાઓ જોયાથી, અને કેવા કેવા બનાવોથી રીઝતું હતું, તેમજ ત્યાંનાં ભલાં અને સાદાં લોકોનાં સુખ દુઃખ ઉપરથી તેનાં મનને કેવો દિલાસો મળતો હતો, તથા મહાદુઃખની વેળા સબુરી પકડવાના અને ઇશ્વરની મરજીને તાબે થઇ તેના ઉપર ભરૂશો રાખવાના તેમના ઉત્તમ ગુણો જોવાથી તેને કેવા સરસ ધડા મળતા હતા, તે સઘળું તેણે એ પુસ્તકમાં દર્શાવેલું છે.

સ્કોટલન્ડની સુંદર ખુદરતી રચનાઓનું, તેમજ ત્યાંનાં કેટલાંક જોવાલાયક સ્થળોનું, આ ગ્રંથમાં જે ઘણુંજ સાદું વર્ણન આપેલું છે તે સઘળાં જોવા તથા તેઓમાંથી મજાહ મેલાવા માટે લખનાર જે ભલા મિત્રોની મદદ અને કૃપાને આભારી હતી, તેઓનો તે આ તકે ઉપકાર માને છે.

ઓસ્બૉર્ન,

૨૨મી ડીસેમ્બર ૧૮૮૩.

અર્પણ પત્રિકા.

( મહારાણીની. )

હાયલૅન્ડસ મધેની મારી વફાદાર પ્રજાને,

અને તેમાં મુખ્ય કરીને

મારા વફાદાર અને ભલા હજુરી અને વિશ્વાસુ મિત્ર

જોન બ્રાઉનની યાદગારીને,

વિધ્વાવસ્થામાં સ્કૉટલન્ડ મધે ગુજારેલી મારી જીંદગીની

**આ સાદી નોંધો,**

ઉપકાર સાથે અર્પણ કરી છે.

વિક્ટોરિયા R. I.

# અનુક્રમણિકા.

# ચિત્રોની ટીપ.

# પ્રિન્સ આલબર્ટની યાદગારીનો સ્તંભ બાંધવા વિષે.

બાલમોરલ,

ગુરૂવાર, ૨૧મી ઑગસ્ટ, ૧૮૬૨.

અગીયાર વાગે હું મારી નાની ટટ્ટુની ગાડીમાં બેસી લોરીગન ટેકરીપર જવા નિકળી. તે ગાડીમાં મારૂં ટટ્ટુ ફોરી-મલઝી જોતરેલું હતું અને બ્રાઉન તેને દોરી ચાલતો હતો. બર્ટી,* જે બર્કહાલથી આવ્યો હતો, તે મારી સાથે પગે ચાલતો હતો, મારી બન્ને છોકરીઓ ટટ્ટુપર બેઠી હતી, અને અમો થોડેક છેટે ગયા પછી મારા બે નાના છોકરાઓ અમને આવી મળ્યા. હંમેશને રસ્તે જવાને બદલે આગલ થોડાં ગાડાં ગયાં હતાં તેઓના ચાકના સરેટા પડયા હતા તે રસ્તે થઇને હું છેક ટેકરીનાં મથાળાં સૂધી ગાડીમાંજ ગઇ. ગ્રૅન્ટ અને ડન્કન પૂછવાડેથી ગાડીને ઢકેળતા હતા. મારી વ્હાલી બુચી (બીએટ્રિસ)† ને-તો આગમચથીજ ટેકરીનાં મથાળાંપર આવેલી અમે જોઇ. ત્યાંથી ઘણોજ રળિઆમણો દેખાવ નજરે પડતો હતો, સૂર્યનો પ્રકાશ સારો હતો, હીથરના રોપાઓ સુંદર ગુલાબી ફુલોથી ભરાઇ ગયા હતા—પણ મને એ સઘાથી કાંઇ મઝા મળી નહીં, મારા મનને કાંઇ આનંદ થયો નહીં! મારે મનથી તો સંધું મૂએલુંજ હતું!

* મહારાણીના વડા પુત્ર પ્રિન્સ આવ વેલ્સ. ભા. ક.

† મહારાણીની સર્વથી નાની દીકરી. ભા. ક.

અહિં, આ ટેકરીપર, મારા પ્રિય આલબર્ટની યાદગારીમાં ઉઠાવવા ધારેલા પત્થરના સ્તંભનો પાયો નાખ્યો છે. જે પાયો ચાલીસ ફીટ પોહોળો થશે અને સ્તંભ નીચેની આખી ખીણ-માંથી બરાબર નજરે પડશે. મેં, તેમજ મારી સાથનાં બિચારાં મારાં છ નબાપાં બાળકોએ તે જગ્યાપર એકેક પત્થર ગોઠવ્યો. અમારાં, તેમજ મારાં બીજાં ત્રણ છોકરાં, જે તે વેળા મારી સાથે ન હતાં, તેઓનાં નામોના પેહલા અક્ષરો આસપાસના પત્થરો પર કોતરાવવાનો મારો વિચારછે. એ વેળા મને ઘણી નાતવાની લાગતી હતી અને ધ્રુજરાં છુટતા હતાં.

એ સ્તંભ પાંત્રીસ ફીટ ઉંચો બાંધવાનોછે અને તેની ઉપર નીચે પ્રમાણે લેખ કોતરાવવાનો છે.—

પોતાના મ્હાત્મા અને ભલા પતિ આલબર્ટની
પ્રિય યાદગારી દાખલ
તેની તુટેલાં જીગરની વિધવા વિકટોરિયાએ
આ સ્તંભ ઉભો કરાવ્યો છે.
૨૧મી આગસ્ટ ૧૮૬૨.

"તે થોડો વખત જીવી પરિપૂર્ણ થયો, તેથી તેણે ઘણા વખ-તનું કામ થોડા વખતમાં બજાવી લીધું; તેના આત્માએ ઇશ્વરને રાજી કીધો તેથી તેણે, આ નઠારી પૃથ્વિ ઉપરથી ઉતાવળે તેને પોતાની પાસે તેડી લીધો."

વાંકાટીકા અને હીધરના રોપાઓથી ભરેલા રસ્તાપરથી ચાલી હું નીચે ગઇ. આ વેળાતો એ રોપાઓમાંથી એટલું થોડું ચાલવાથી પણ હું થાકી ગઇ.

# પ્રિન્સ આલબર્ટની વર્ષગાંઠને દિવસે જુના સ્તંભની મુલાકાત.

બાલમોરલ,
૨૬ મી આગસ્ટ, ૧૮૬૨.

મારી નાની ટટ્ટની ગાડીમાં બેસી બાર વાગે હું ઘરમાંથી નિકળી; મારી સાથે મારી બન્ને છોકરીઓ હતી તે ટટ્ટુપર સ્વાર થઈ હતી, અને બર્ટી પગે ચાલતો હતો. જે શંકુ આકાર સ્તંભ તેમની પ્યારી યાદગારીમાં અમે બંધાવીએ છીએ તે જોવા પ્રથમ અમે ગયાં. અહિંથી બર્ટી અમને છોડી ગયો, અને અમે પાસેનાં ગાંમડાંપરથી આંટો લઇને ગોવન ટેકરી ઉપર ચઢયાં, અને તે ઉપરના ૧૮૫૨માં મારા પતિની યાદગારીમાં રચેલા પત્થરના જુના ઢગળા આગલ જઇ પહોંચ્યાં. તે વેળા ગ્રૅન્ટ બોલ્યો— "હું જાણતોજ હતો કે એમની વર્ષગાંઠને દિવસે તમને અહિં આવવા ગમશે!"—તેનું મત તો તદન એવુંજ હતું કે આ વ્હાલો દિવસ, તેમજ ૧૪ મી ડીસેમબરનો દિવસ* પણ, અમોએ શોકના દહાડા દાખલ ગણવો ન જોઇએ. એ ભલાં, તેમજ ભોળાં લોકોમાં ઇશ્વર ઉપર ખરૂં અને મજબુત યકીનછે.

ફ્રૅગહાઉસ નામનું ઘર જેની આસપાસ હીધરના ફુલોથી સંધું ગુલાબી થઈ રહ્યું હતું, તે ઉપર થઈ પગે ચાલતાં અમે નીચે ઉતર્યાં. તડકું ઘણું સારૂં પડતું હતું, અને દિવસનો બહાર રળિઆમણો લાગતો હતો.

* એ દિવસે પ્રિન્સ આલબર્ટ મરણ પામ્યા હતા. ભા. ક.

# પ્રિન્સ આલબર્ટની ટેકરી તૈયાર થવા પછીની તેની પેહલી મુલાકાત.

બાલમોરલ,

મંગળવાર, ૧૯મી મે, ૧૮૬૩.

લેનચન* અને ડાકટર શાબર્ટસનની સાથે નાની ટટ્ટુની ગાડીમાં બેસીને હું બહાર નિકળી; (જૉન બ્રાઉન માંદો પડયો હતો તેથી ડાનલ્ડ સ્ટીવર્ટ મારા ટટ્ટુને દોરી ચાલતો હતો) ગ્રૅન્ટ પછવાડે ચાલતો હતો. લોરીગનની ટેકરી ઉપર જ્યાં સ્તંભછે ત્યાં સૂધી અમો ગાડીમાંજ બેસી ચઢી ગયાં. એ સ્તંભ પરાનાં આકારનોછે અને મુદલ ચુનો વાપર્યા વિના તે ગ્રૅનિટ પત્થરનો બાંધેલોછે. એ ઉપરનો લેખ ઘણી સારી રીતે કોતરેલોછે. ટેકરીને મથાળે સૂધી જવાનો બહુ સારો રસ્તો બનાવેલોછે.

* મહારાણીની ત્રીજી બેટી શાહાજાદી હેલીના. ભા. ક.

બાલમોરલ,

મંગળવાર, ૧૫મી સપટેમબર, ૧૮૬૩.

આઠમાં વીસ મિનિટ ઓછીએ અમે પર્થ આવી પહોં-ચ્યાં, જ્યાં નાસ્તો લઇ, વસ્ત્રો બદલી નવને વીસ મિનિટે લેનચન, અગસ્ટા બ્રુસ, અને જનરલ ગ્રે જોડે, હું બ્લેર જવા ઉપડી. અમે ડન્કેલ્ડનાં ગાંમડાંપરથી પસાર થયાં, જ્યાં ૧૮૪૪ નાં વર્ષ પછી અમે કોઇવાર ગયાં ન હતાં. એ ગાંમડું ઘણાં સુંદર સ્થળપર આવેલુંછે. પિટલૉક્રી મુકીને, કિલીક્રૅન્કીની પહાડી સડક, જેપરથી અમે ૧૮૪૪ માં ઘણીકવાર ગયલાં તે વટાવી મી૦ બટરનાં મકાન ફાસકલીપરથી થઈ અમે બ્લેર ગયાં. રસ્તે જતાં આંઘેથી અમને ટિલ્ટની ખીણમાં જવાનો માર્ગ નજરે પડતો હતો અને તેમજ સ્કીહેલીઅન પણ અમુને દૂરથી દિસ્યો, જે જોતાંજ મારૂં મગજ ફરી આવ્યું, અને હંમેશ પણ માત્ર તેના વિચારથીજ મારાપર એવી અસર થાયછે. બ્લેરનાં નાનાં સ્ટેસનપર થોડાંક લોક હતાં—જેવાંકે બિચારા ડ્યુકના હાયલૅન્ડર્સ, પ્રિય ડચેસ, લાર્ડ ટુલીબાર્ડીન, અને મેગીંકવાલા કૅપટન ડ્રમન્ડ વગેરે. મને જોઈ ડચેસને મારા હાલ પર ઘણો ખેદ થયો, તેમાં મારી સાથે ગાડીમાં બેસવા પછી તો તેઓ વિષેશ દલગીર થયાં. લેનચન અને બીજાંઓ બ્રાટ ફુરેજમાં બેઠાં, તેજ ગાડી, જેમાં બે વર્ષપર હું અને મારા પતિ બેઠાં હતાં.

સ્ટેશનપરથી નિકળેલાં પાંધરાં, જે ઘરમાં બે વર્ષ ઉપર અકટોબરની નવમી તારીખે હર્ષભર્યાં દિલ સાથ અમે

દાખલ થયાં હતાં, તેજ ઘરભણી ગાડી હંકારી ગયાં. તે દિવસે જે ઓરડામાં મને લઇ જવામાં આવી હતી તેજ ઓરડામાં ડચેસ મને આજ પણ લઇ ગયાં, અને એમનાં મોટાં દુઃખ* વિષે થોડીકવાર મારી સાથે વાતચીત કરી, ડયુક મને મળવા તૈયાર હતા કે નહીં તે જોવા ગયાં. તેઓ વેહલાંજ પાછાં ફર્યાં; અને હું માળાપરથી ઉતરી, જે મોટી સાબરનાં શિંગડાંઓથી ભરેલી ચાલમાંથી ૧૮૬૧ માં બિચારા ડયુક સાથે ચાલી અમે ગયાં હતાં તેમાંથીજ ડચેસ સાથ હું ચાલી ગઈ. ડયુકના ઓરડામાં દાખલ થઇ ત્યારે મેં તેમને ત્યાં ઉભેલા દીઠા. તેમનામાં ઘણોજ ફેરફાર થઇ ગયલો હતો, જે જોઈ મને ઘણી દલગીરી લાગી. મેં તેમને મારો હાથ આપ્યો તેનું ચુંબન કરી, તેઓએ મારા હાથમાં એક સફેદ ગુલાબનું ફુલ આપ્યું. ઘણા પ્રાચીનકાળથી એથલના ઉમરાવોની, પોતાને ઘર રાજ્યકર્તા પરોણા આવે ત્યારે, તેમને એક સફેદ ગુલાબ ભેટ કરવાની ચાલછે. અમે થોડી વાર એમની સાથે વાતે બેઠાં. એઓનો ઓરડો નાનોછે અને તે તેમની બંદૂકો અને શિકાર કરવાનાં બીજાં પુષ્કળ ઓજારોથી ભરેલોછે—પણ હવે તે સંધાં તે બાપડાને નકામાં છે. કેટલો બધો અને કેવો ખેદકારક ફેરફાર! મારી આ મુલાકાતથી તેઓ ઘણા ખુશી થયલા જણાયા.

અમે પાછાં માળાપર ગયાં, અને જે ઓરડામાં પેલા આગલા કદી ન ભુલાય એવા દિવસપર ઉલટભર્યા અને આનંદી દિલે અમે નાસ્તો કીધો હતો, તેજ ઓરડામાં આજ

* ડયુકને એક ન મટે એવો રોગ લાગુ પડયો હતો.

નાસ્તો કરવા બેઠાં. અમે નાસ્તો કરતાં હતાં તેટલાં બારણું ઉઘડયું અને કોઇજ નહીં પણ ડયુક પોતેજ માંહે આવ્યા! તેઓએ એક જાડો ડગલો પેહરેલો હતો. મિસિસ ડ્રમન્ડ, અને સુંદર મળતાવડા સ્વભાવની મિસ મોન્ક્રીફ, (જે હવે પછી ડચેસની વહુ થનારછે), તેઓપણ ત્યાં હતા. મિસિસ મેકગ્રેગર પણ મેહલમાંજ હતાં જોકે તેઓ અમને મળ્યાં નહીં. બિચારા ડયુક મને સ્ટેશનપર મુકવા આવવાને ઘણો આગ્રહ કરવા લાગ્યા, અને ડચેસની તથા મારી સાથે ગાડીમાં બેઠા. સ્ટેશન પર તેઓ ગાડીમાંથી ઉતરી અહિંથી તહિં ફરવા લાગ્યા અને માણસોને કામ કરવા વગેરેના હુકમો આપવા લાગ્યા. છુટાં પડતી વેળા હું પ્રિય ડચેસને ભેટી અને ડયુકને મારો હાથ આપી બોલી—"પ્રિય ડયુક, ઇશ્વર તમારૂં કલ્યાંણ કરો!" તેઓએ અગાઉથી મારો હુકમ લઈ રાખ્યો હતો જે તેમનાં માણસો—તેજ માણસો જેઓ બે વર્ષની વાતપર પેલા આગલા સુખભર્યા દિવસે અમારી સાથે આવ્યાં હતાં તેઓ—મને હુરરેના પોકારો કરી માન આપે, અને તે પ્રમાણે પોતે હુરરે કરી તેઓ પાસે તે પોકાર ઉંચકી લેવાડયો. આહા! એ વેળા મને કેટલો ખેદ થયો! બે વર્ષપર, જે વેળા મારા વ્હાલા આલબર્ટ પૂર તંદરૂસ્તીમાં હતા, તથા હું તેમની સાથે સુખમાં દહાડા કાઢતી હતી, મારાં પ્રિય માતાજીનાં મરણનું દુઃખ તરતનીજ જરા જરા વિસરવા લાગી હતી, અને એવી ઘણીક મુસાફરીઓ ખુશી સાથે કરવાની ઉમેદભર હતી, તે વખતમાં અને આજમાં કેટલો તફાવત! તે વેળા ડયુક, જેઓ તદન તંદરૂસ્ત હતા તેઓ

આખે રસ્તે પગે ચાલતા અમને મુકવા આવ્યા હતા, અને એમની મિલકતની હદ્દ સૂધી પહોંચવા પછી એઓએ અમારી તંદરૂસ્તી ચાહી દારૂ પીધો હતો, અને અમને કહ્યું હતું જે અમારી મરજી પડે તેટલીવેળા અમોએ ફરી ફરી એમને ઘર પધારવું. ત્યાર પછી હાયલૅન્ડ રીત પ્રમાણે તેઓએ હુરરેના પોકાર કર્યા હતા, અને અમારાં માણસોએ તેનો ઉત્તર તેજ રીતે વાળ્યો હતો, અને તરતજ વાંસળી વગાડનારાઓ સુંદર રાગો વગાડવા પડી ગયા હતા, જેથી સઘું કેવું આનંદકારક, કેવું સુખભર્યું લાગતું હતું! અને આવતે વર્ષ પાછી અહિં આવવા હું કેવી ઉલટભૂર હતી! જોકે મને એમ અગાઉથીજ ઉલટમાં આવવું ઘટતું ન હતું. પણ અરે! ભવિષ્યમાં શું થવાનું છે તે કોણ જાણેછે? આ જીંદગીનો જરા ભરૂસો નથી! આવા આવા વિચારોથી મને ઘણું દુઃખ ઉપજતું હતું અને આવી બદલાયલી હાલતમાં બ્લેર પાછી જતાં મને ઘણું ભારી લાગતે, પણ બિચારા ડયુક, જેમને માટે ખચિત્ત હું ઘણીજ દલગીરછું, તેમની સાથે વાત કરવામાં મારૂં મન રોકાયું હતું તેથી મને તે દુઃખ ઝાઝું લાગ્યું નહીં.

સ્ટેનલીનાં સ્ટેશનપર અમારી સાથનાં બીજાં બધાં અમને આવી મળ્યાં, અને આગગાડીમાં બેસી અમે હંમેશાની માફક બેબાયન ગયાં, જ્યાં ઉતરી ખુલ્લી ગાડીઓમાં બાલમોરલ ગયાં. લેનચન, આલફ્રેડ,* અને બુચી મારી સાથે ગાડીમાં હતાં. અમે બાલમોરલ જઇ પહોચ્યાં ત્યારે છને

* મહારાણીનો બીજો પુત્ર. ભા. ક.

વીસ મિનિટ થઇ હતી. ટાઢ બહુ પડતી હતી. બર્ટી અને અલિક્સ* બારણાં આગલ અમને આવકાર દેવા ઉભાં હતાં. માંહે આવી થોડીક વાર અમારી સાથે વાતચીત કરી તેઓ પોતાને મકાંને પાછાં પધાર્યાં. કેવી નવાઇની વાત જે તેઓ આજ એબરગેલ્ડો† આવી રહ્યાં હતાં! થોડાંક વર્ષની વાતપર તો મારાં વ્હાલાં માતાજી એ પ્રમાણે અમને આવકાર દેવા ઉભાં રેહેતાં હતાં.

* પ્રિન્સ આફ વેલ્સની બાનું શાહજાદી અલેક્ઝાંનડ્રા. ભા. ક.

† અહિં પ્રિન્સ આફ વેલ્સનો મેહેલછે, જે બાલમોરલથી થોડેજ છેટેછે. ભા. ક.

# ગાડીને અકસ્માત.

બુધવાર, ૭ મી અકટોબર, ૧૮૬૩.

આજ સવારે ધુમસ પડતો હતો. ઍલિસની સલાહથી મેં કલોવા તરફ જવાનો વિચાર દલગીર દિલે અને આનાકાનીથી કીધો. સાડાબાર વાગે ઍલિસ, લેનચન, અને હું, ગાડીમાં બેસી આલ્ટનાગ્વીથસાક નામનાં અમારાં નાનાં મકાંનમાં ગયાં, અને ત્યાં થોડોક સેરવો ગરમ કરાવી અને પટેટા બફાવી અમોએ અમારૂં બપોરનું ભોજન કીધું, અને તે પછી કેપલમૉન્થની ટેકરીપર ચઢવા માંડયું. એ વેળા થોડી થોડી વારે ઝીણું ઝીણું બરફ વરસતું હતું, અને તેથી બધી ઉંચી ટેકરીઓ ઢંકાઇ ધોળી બની ગઇ હતી; તેમજ લીલોતરીભરી કલોવાની ટેકરીઓનાં મથાળાં પણ બરફથી ઢંકાયલાં હતાં, અને તે ઉપરૂ જ્યારે થોડે થોડે વારે બરફ વરસતો અટકી ખુશનુમાં તડકો પડતો ત્યારે તો તે ઘણી રળિઆમણી દિસ્તી. ઉપર સુધી ચઢતાં અમને ઘણો વખત લાગ્યો, અને આખરે હું તો ઘણી થાકી ગઈ, તેમાં વળી મને સઘળું એકલું એકલું લાગવાથી મારૂં મન ઘણું ઉદાસ થઇ ગયું. અમે નીચે ઉતર્યાં ત્યારે અસ્તપામતા સૂર્યનાં તડકાંમાં મુઇક સરોવર ઘણો સુંદર દિસ્તો હતો, અને જે ઘણા સુખભર્યા દિવસો મેં ત્યાં અગાઉ ગુજાર્યા હતા તેની મને યાદ આપતો હતો. આલ્ટનાગ્વીથસાકમાં પાછાં ઉતરી અમે ચાહ પીધી. આ વેળા ગ્રેન્ટ અમારી સાથે

ન હતો કેમકે તે વિકિ* જોડે ગયો હતો. આલ્ટનાગ્વીથસાકથી અમે સાતમાં વીસ મિનિટ ઓછી હતી તેમ નિકળ્યાં. સ્મિથ ગાડી હાંકતો હતો, અને બ્રાઉન તેની પાસે કોચબાકસપર બેઠો હતો. ઍલિસનો નાનો સીધી ચાકર વિલેમ ગાડીની પછવાડે બેઠો હતો. અમે નિકળ્યાં ત્યારે તદન અંધારૂં થઈ ગયલું હતું, પણ હંમેશની માફક બત્તીઓ સલગાવેલી હતી. પેહલાંથીજ સ્મિથનું ચિત્ત ઠેકાણે હોય એવું દિસ્તું ન હતું. (બચિત્ત હવડાં હવડાં તેનામાં ઘણો ફેરફાર થયોછે.) ઘણીવાર તેણે આડે રસ્તે ગાડી ઉતારી પાડી, અને એકવેળાતો એક ધાસ્તીભરી જગ્યાએ તેણે એવી ભૂલ કીધી જેથી ઍલિસે બૂમ પાડી, અને બ્રાઉન તેને રસ્તો દેખાડવા નીચે ઉતરી પડયો. ત્યાર પછી ગાડી ધીમી ધીમી ચાલવા લાગી, અને જોકે કાંઇ ધાસ્તી જેવું લાગતું ન હતું તોપણ ઍલિસની બરાબર ખાતરી થઇ નહી, અને બ્રાઊન હાથમાં ફાણસ ઉંચું ધરીને સ્મિથની પાસે બેસી રહયો હતો તેથી તેણીએ ધાર્યું જે સ્મિથને રસ્તો બરાબર સૂઝતો ન હશે, જોકે રસ્તો જોઇએ એવો પહોળો અને સાફ હતો. પણ તેવામાં એકાએક, આલ્ટનાગ્વીથસાકથી બેએક માઇલ ગયાં હોઇશું તેટલાં, ગાડી એક બાજુપર ઢલતી અમને માલમ પડી. અમે બૂમ પાડી પુછ્યું,—"શુંછે?" પણ કાંઇ જવાબ મળયો નહીં. એટલાંમાં ઍલીસ બોલીઉઠી—"આપણી ગાડી ઉંધી વળી જાયછે." બીજેજ પળે—હજીતો હું વિચાર કરતી હતી કે અમો મરીશું કે જીવીશું, અને હું મરીશ તો

* શાહજાદી વિક્ટોરીઆ, મહારાણીની વડી કુંવરી. ભા. ક.

હજી મને કેટલી બધી બાબદાનો બંદાબસ્ત કરવો છે તે રહી જશે તેટલાંતો—ગાડીએ કોર મરડી, અને અમે સઘળાં જમીન દોસ્ત થયાં. હું ગાડીની પાસેજ ઘણાં જોસથી ઉંધે મસ્તકે પડી. એ વેગા બન્ને ઘોડા જમીનપર પડેલા હતા, અને બ્રાઉન નિરાસ થઇ બૂમો પાડતો હતો—"હે સર્વશક્તિમાન ઇશ્વર અમો પર દયા કર! આ કેવો બનાવ! હું તો જાણું કે તમો સઘળાં માર્યાં ગયાં!" ઍલિસનાં કપડાં ગાડીમાં ભેલવાઇ ગયાં હતાં તે ફાડી નાખી તેને જમીનપરથી ઉઠાડવામાં આવી. લેન-ચનનાં કપડાં પણ તેમજ પકડાઈ ગયાં હતાં, અને તેથી તે તો દયા ઉપજાવે એવી રીતે બૂમો પાડવા લાગી જેથી મને બહુ ધાસ્તી પેદા થઈ; પણ બ્રાઉને તેને મદદ કરવાથી તે પણ ઉઠી. તેને, તેમજ ઍલિસને, કાંઇજ ઇજા થઇ ન હતી. મને પણ કાંઈ વાગ્યું નથી એવી તેઓની ખાતરી કરીને મેં તેમનાં મન સાંત કીધાં, અને તેમને સમજાવ્યાં જે— "જે બન્યું તે બન્યું હવે તેનો ઉપાય નહી માટે તે વિષે દલગીર થવાનું કાંઈ કારણ નથી." સ્મિથ, જે ધાસ્તીથી બાવરો બની ગયો હતો તેણે આખરે મારી આગલ આવવાની હિંમત કીધી, અને મારી ખબર પુછવા લાગ્યો કે મને કાંઈ ઇજા થઇ હતી? આ સંધો વખત અમારા બન્ને ઘોડા મુએલાની માફક જમીનપર પડી રહ્યા હતા, પણ હવે તેમને ઉઠાડવાની અમને ઘણી અગત્ય જાણાઈ. આ સમયે ઍલિસે તારીફલાયક ધીરજ અને હિંમત દેખાડી. તે ફાણસ પકડી ઉભી રહી, અને બ્રાઉને હારનેસના પટા કાપી નાખ્યા; પણ સ્મિથે તો ગભરાટમાંને ગભરાટમાં

મુગો મુગો ઉભો રહી આ સઘળું જોયાજ કર્યું. ઘોડાઓ ઝટ ઉઠી ઉભા થયા, અને તેમને પણ કાંઈ ઇજા થયલી માલમ પડી નહીં. હવે કઈ રીતે ઘર જવું તેનો અમને વિચાર પડ્યો. સ્મિથની સાથે બન્ને ઘોડાઓને મોકલી બીજી ગાડી મંગાવવા શિવાય કાંઈ ઉપાય ન હતો. પણ મુસાફરી પાછી સરૂ કર્યે તેટલાં અર્ધોક કલાક અમને રસ્તા વચ્ચે ખોટી રેહેવું પડ્યું. વખત જતાં મને જણાયું જે મારૂં મોહું ઘણું છોલાયું હતું, અને સુજી આવ્યું હતુ, તેમજ વળી મારા જમણા હાથનો અંગુઠો પણ ઘણો સુજી આવ્યો હતો, જેથી મને બહુ વેદના થતી. ખરેખર તેને હલાવી જોયો ત્યાં સૂધી તો હું ધારતી હતી જે તે ભાગીજ ગયો હશે. ઍલિસનાં સુચવવાથી, ગાડી, જે એકપાસે પડી હતી, તેનાં તળીયાંને અઢેલી અમે અમારા દુપટ્ટા ઓઢી બેસી રહ્યાં. વિલેમ હાથમાં ફાણસ પકડી પોતાના ડગલાનો ઘુમટો માથાંપર તાણી અમારી સાંમે બેઠો. બ્રાઉન એક બીજું ફાણસ ધરી રહ્યો, અને અમારી માવજત અને સંભાળ કરવામાં તેણે કાંઇ કસુર કીધી નહીં. ગાડીપરથી કુદી પડતાં તેના ગુઠણમાં ઘણું વાગ્યું હતું. માત્ર થોડોક ક્લૅરેટ અમારી પાસે હતો તેજ. અમોને પીવા તેમજ મારૂં મોં અને હાથ ધોવા કામ આવ્યો. એ અકસ્માત થવા પછી તરતજ હું ઍલિસ આગલ બોલી જે એ વાત મારા પ્રિય આલબર્ટને કેહવાં હું અશક્ત હતી તે માટે મને ઘણી દલગીરી લાગતી હતી. તેણે ઉતર આપ્યો— "તેઓએ એ સર્વ વાત જાણી હશે, અને મારી ખાતરીછે જે આપણને જોયાં પણ હશે." આ

બનાવમાં મને એટલી વાતે સંતોષ મળ્યો જે મારી કમસમજને લીધે એ અકસ્માત બન્યો ન હતો, પણ મારા પ્રિય પતિ અને હું જ્યારે એકઠાં હતાં ત્યારે જેમ કરતાં હતાં તેમજ કરતાં તે થયો હતો, અને હું તેમની મરજીથી કે હુકમથી જરા પણ ઉલટી ચાલી ન હતી.

અહિં રસ્તામાં કોણ જાણે કેટલો વખત બેસી રેહવું પડશે એ વિચાર કોઈ ખુશાલી ઉપજાવે એવો નહતો, પણ એટલું સારૂં જે એ વેળા થંડી ઝાઝી હતી નહીં. વળી મારા પ્રિય પતિનું કેહવું મે પેહલાંથીજ યાદ રાખ્યું હતું કે જેનો ઉપાય આપણા હાથમાં નહીં તે બનાવનો ખેદ કરવો નહીં. એક વાર અમને જરા આશા આવી જે અમારાં ટટ્ટુઓ અમને આવી મળશે, પણ બ્રાઉનને તરત યાદ આવી જે તેઓ તો અમારી અગાઉનાં ઉપડી ચૂક્યાં હતાં. અમે બધો વખત એ અકસ્માતનીજ વાત કર્યા કીધી, કે એ કેમ બન્યો હશે, ઇશ્વરની કેવી કૃપા કે અમે બચી ગયાં, વગેરે; અને અમે બધાં એકમત થયાં જે સ્મિથ હવે પછી રાતને સમયે મારી ગાડી હાંકવાને તદન નાલાયક હતો. એ રીતે અર્ધોક કલાક ત્યાં બેઠાં એટલામાં અમને માણસોના બોલવાના અને ઘોડાઓનાં પગલાંનાં અવાજો સંભળાવા લાગ્યા, જે નજદીક આવ્યા ત્યારેતો અમે જોઇને ઘણાં ખુશી થયાં જે અમારાંજ ટટ્ટુઓ આવી પહોંચ્યાં હતાં. કેનેડી, (જે પ્રિય આલબર્ટનો ઘણો માનીતો હતો તથા હંમેશ તેમની ગાડીપર જતો હતો, અને જેને હવે ઘણોખરો અમે અમારી સાથ

રાખ્યે છીએ તે) તેમને લઈ આવ્યો હતો. અમને ઘર જઈ પહોંચતાં એટલું મોડું થયું તેથી તેણે ધાર્યું જે કદાચ અમને કાંઈ અકસ્માત થયો હશે, તેમાં વળી સ્મિથ ઘોડા લઈ પાછો ફર્યો તેઓનાં પગલાંના અવાજ તેના કાનપર પડવાથી, અને બત્તીઓની હીલચાલ તેને દૂરથી દિસવાથી, તેની ખાતરી થઈ જે કાંઇ પણ માઠો બનાવ બન્યો હશે, માટે તે પોતાનો ઘોડો પાછો ફેરવી અમારી ખબર કાઢવા આવ્યો હતો. તે એ રીતે વિચાર વાપરી ટટ્ટુઓ લઇ આવ્યો તે બહુજ ઠીક થયું, નહીંતો અમને દસ વાગ્યા સૂધી રસ્તા વચ્ચે બેસી રેહેવું પડત. તરતજ અમે ટટ્ટુઓપર સ્વાર થયાં, અને ઘર તરફ જવા નિકળી પડયાં. બ્રાઉન ઍલિસનું અને મારૂં ટટ્ટુ દોરી ચાલવા લાગ્યો જે ફરી કાંઇ અકસ્માત થાય નહીં. લેનચન અને વિલેમ અમારી પછવાડે ચાલતાં, અને તેમનાં ટટ્ટુ એલિક ગ્રૅન્ટ દોરતો હતો. કેનેડી હાથમાં ફાનુસ લઇ આગલ ચાલતો હતો. એ વેળા ઉજાસ એવો સારો હતો જે ફાનુસની મદદ વિના પણ રસ્તો દેખાય. દસમાં વીસ મિનિટ કમ હતી તેમ અમે ઘર જઇ પુગ્યાં. અમોપર શું વિત્યું હતું તે વિષે અમે સંધાને કહ્યું ત્યારેજ તેઓએ તે જાણ્યું. (ફ્રીટઝ* અને લુઇ† અમને આવકાર દેવા બારણાંપર ઉભા હતા. અમે માળાપર ગયા પછી મેહલનાં બીજાં લોકોને એ વાત માલમ પડવાથી તેઓ ઘણાં ગભરાયાં અને નકામી ગડબડ કરી મુકી. મારા ઓરડા-

* શાહજાદી વિકટોરીઆનો પતિ. ભા. ક.

† શાહજાદી ઍલિસનો પતિ. ભા. ક.

માંજ જરા માછલી અને સેરવો મંગાવી મેં તે ખાધું, અને પછી મારાં માથાંને પાટો બંધાંવ્યો.

મારી સાથનાં બીજાંઓ પાસ જઈ તેમની ખબર લેવા પછી હું જરા મોડેથી બીછાનેં ગઈ.

# એબડીન શેહરમાં પ્રિન્સ આલબર્ટનું બાવલું ખુલ્લું મુકવાની ક્રિયા.

ગુરૂવાર, ૧૩મી અકટોબર, ૧૮૬૩.

આજ મારાં દિલમાં ઘણોજ ગભરાટ થતો હતો, અને હું ઇચ્છતી હતી જે એ મુશ્કેલ કામમાં મને ભાગ લેવો ન પડે તો સારૂં; તોએ ઇશ્વર પાસે હિંમત માંગી હું હંમેશનાં કરતાં સકારે બીછાનેથી ઉઠી.

આજ સવારની હવા ઘણી ખરાબ હતી. ત્રણ નાનાં છોકરાંઓ, (બીએટ્રિસ શિવાય) વિલ્યમ આફ હેસે,* અને અમારી સાથનાં સર્વ બાનુઓ અને ગૃહસ્થો, આગળથી ગયાં હતાં. હું ઉદાસ દિલે મેહેલમાંથી બહાર નિકળી, અને મારા વ્હાલા આલબર્ટ અમો સાથ ન હતા એ વિચારથી મને બહુજ ખેદ ઉત્પન્ન થયો. મારી સાથે ગાડીમાં ઍલિસ, લેનચન, અને લુઇ હતાં. વરસાદને લીધે અમોથી ગાડી ખુલ્લી રખાઇ નહીં. એબોયનમાં અમને વિકિ અને ફ્રિટઝ મળ્યાં અને તેઓ, તેમજ ઍલિસ અને લુઇ, અમારી સાથે આગગાડીમાં બેઠાં. એ બન્ને શાહાજાદાઓએ હાયલૅન્ડ પોષાક પેહેરેલો હતો. મારી છાતીમાંના ગભરાટને લીધે મનેતો કાંઇ સૂઝતુ ન હોય એવું લાગ્યું, અને વળી તેમાં માઠાં ભાગ્યે વર-

* લુઇ આફ હેસેનો નાનો ભાઇ.

સાદ પણ ઘણાં જોરમાં પડવા લાગ્યો હતો. આજના દિવસનાં બનાવોનું પુરેપુરૂં વર્ણન આપવું મને ઘણું ભારી અને દુઃખદાયક લાગેછે તેથી તેની એક ટુંક નોધ અહિં આપુંછું. વિકિ અને ઍલિસ મારી સોડેજ હતી. ઍબર્ડીનના મોહલાઓમાંથી જે મોટું અને શોકકારક સરઘસ નિકળ્યું તે જોઇ મને ઘણો સંતાપ થયો, અને જોકે સર્વ લોક મારી તરફ પ્રિત ધરાવતાં હતાં તોપણ, મને ખુશાલીના પોકારોથી વધાવી લેવાને બદલે, સર્વ કોઈ મુગા મુગા ચાલતા હતા તેથી એ સરઘસ મારા આગલા સુખના દિવસોનાં સરઘસોથી ઉલટુંજ જણાતું હતું. તેમાં વળી કમભાગ્યે વરસાદ પડવો ચાલુજ રહ્યો. જે જગ્યાપર બાવલું ગોઠવ્યું છે તે જરા સાંકડીછે અને બાવલાંની એક બાજુતો પુલની ઘણી પાસે આવી ગઇછે, પણ મેરોશટિએ પોતે તેને માટે એ જગ્યા પસંદ કીધેલીછે.

ધ્રુજતી ધ્રુજતી હું ગાડીમાંથી ઉતરી, અને બાવલાં પાસે ગઇ ત્યારે ત્યાં શું શું બોલવું અને શું શું કરવું તે મને અગાઉની માફક શિખાડનાર કોઇ મળે નહીં ! આહા, તેથી મને તે વેળા કેટલું દુઃખ લાગ્યું, અને હજી પણ કેટલો ખેદ થાયછે !

શેહરના કોટવાલે મને માનપત્ર નજર કીધું તે મેં એકલે હાથે સ્વીકાર્યું, અને જનરલ ગ્રેની તલવાર લઇ તેમને નાઇટનો ખેતાબ બક્ષવાની ક્રિયા મેં કીધી.* (મારૂં ઝાઘડું

* રાજકર્તા જેને નાઇટનો ખેતાબ બક્ષનાર હોયછે તેને ગુઠણ મરડી બેસાડી તેના ખભાંને એક તલવાર સેજ લગાડી બોલેછે— "ઉઠો સર (ફલાણા) 'નાઇટ." બા. ક.

સુખ ગયા પછી મેં પેહલા નાઇટ એઓનેજ બનાવ્યા.) એ પછી બાવલાંની બરાબર સાંમે એક ખુલ્લો માચરો હતો તે ઉપર અમે ગયાં, જે વરસાદથી સંધો ભીનાઇ ગયો હતો. બાવલું નીચાંણમાંછે ખરૂં અને કદ નાનુંછે, તોપણ ઘણું સુંદર અને આબેહુબછે. પ્રિનસિપાલ કેમ્પબેલે એક લાંબી પ્રાર્થણા વાંચી, પણ વરસાદ પડતો હોવાથી તે સાંભળવા ઉભાં રહેતાં અમને કંટાળો આવ્યો. તોપણ તે મેં પછવાડેથી વાંચ્યા ઉપરથી જણાયછે કે તેમાંનો થોડોક ભાગ ઘણો સારો હતો. જયારે બાવલું ઉઘડ્યું ત્યારે મારાં મનમાં ઘણો ગભરાટ થતો હતો. તે વેળા જોકે લશ્કરી માન આપવામાં આવ્યું તોપણ, રણશિંગડાં, પડઘમો, કે વાંસળીઓ વગાડી સલામતી આપવામાં આવી નહીં, અને તેમ કરી ન શકયાં તેથી હું ઘણી દલગીર થઇ. નીચે વાજંત્રો રાખેલાં હતાં પણ તેમને વગાડવાનો હુકમ મળ્યો ન હતો. ક્રિયા પુરી થઇ તેવીજ હું ત્યાંથી વિદાય થઇ.

અમે ઉભાં હતાં તે માચરાની સાંમે જમીનપર લોહલીન, મેયટ, ગ્રન્ટ, બ્રાઉન, કાઉલી, પી. ફારકવારસન, નેસ્ટર,* રૉસ, અને ફૅટરસન એ સર્વે, જેઓને અમે અમારી

* લોહલીન, મરનાર શાહજાદાનો હજુરીયો. મેયટ, પ્રિન્સ કૉનસૅર્ટનો બીજો હજુરીયો, જે આ વેળા પ્રિન્સ લીઓપોલ્ડની નોકરીમાં હતો. કાઉલી, પ્રિન્સ કૉનસર્ટનો પારધી, જેને ૧૮૪૮માં બ્લુઝ નામની પલટણમાંથી પેન્શન મળી હતી. નેસ્ટર ટીરડે, મહારાણીનો એક ખિદમતગાર.

સાથે લાવ્યાં હતાં, તેઓ ઉભા હતા—અને મારા પ્રિય પતિજ ક્યાં નહીં મારી પાસે હતા ! અફસોસ !

માળાપરના એક ઓરડામાં મારી છોકરીઓ સાથે મેં બપોરનું ભોજન લીધું, જે મારાંજ માણસોએ પીરસ્યું હતું. પછી અમો જેમ આવ્યાં હતાં તેમજ પાછાં ઘર ગયાં. એફી* ત્યાં આવેલો હતો તે અમારી સાથે સ્ટેશનપર આવ્યો અને ત્યાંથી છુટો પડયો, અને વિલ્યમ આફ હેસે પણ તેની સાથેજ ગયો. અમે એબાયન જઇ પહોંચ્યાં ત્યારે વરસાદ તદ્દન ઉંઘડી ગયો હતો, એવો કે જાણે મને ચીઢ ચઢી જે પેલી ક્રિયા કરતી વેળા જ્યારે તે ન જોઇતો હતો ત્યારે પડયા કીધો ને હવે ઉંઘડી ગયો ! અહિં વિકિ અને ફ્રિટઝ અમોથી છુટાં પડયાં, અને અમે ખુલ્લી ગાડીમાં બેસી સાડા છ વાગે બાલમોરલ જઈ પહોંચ્યાં. હું બહુજ થાકી ગઈ હતી. એ કામ પાર ઉતર્યું તેથી તો મેં ઇશ્વરનો આભાર માન્યો, પણ તે વેળાના સંધા દખાવનાં, તથા અમારી સંધી મુસાફરી જે મને વ્હાલા આલબર્ટ વિના કરવી પડી તે સર્વનાં સ્મરણથી મને ઘણો સંતાપ થયો. તેઓ સાથે હતે તો અમે એ સંધાંમાંથી કેટલી મઝા મેળવતાં ઘર આવતે !

* મહારાણીનો બીજો બેટો શાહજાદો આલફ્રેડ. બા. ક.

# ઇન્વિરમાર્ક તરફ કીધેલી મુસાફરી.

મંગળવાર, ૧૯મી સપટેમ્બર, ૧૮૬૫.

હું સવારે ઉઠી ત્યારે એ મુસાફરી ઉપર નિકળવાની મને કાંઈ ઝાઝી ઉલટ થઈ નહીં, કેમજે હવે મારી સ્થિતિમાંજ એટલો ફેરફાર થઈ ગયો છે જે મારૂં મન સદા ઉદાસ રહેછે. તોએ લેનચન અને લેડી ચર્ચિલને લઈ હું અગીયાર વાગે નિકળી. આગલની માફક ગ્રૅન્ટ અને બ્રાઉન કોચબાકસ પર બેઠા હતાં. જનરલ ગ્રે જેઓ અમોથી અગાઉ ઉપડી ગયા હતા, તેઓ અમને મ્યુક સરોવરના પુલપર મળ્યા. અહિં અમો સારૂ અમારાં ટટ્ટુ તૈયાર રાખેલાં હતાં. અમો સાથ ચાર ચરવાદારો હતા જેમાંના ત્રણ, સ્મિથ, મૉર્ગન, અને કનેડી, ૧૮૬૧ માં પણ અમો જોડે આવ્યા હતા. પોલેક ટેકરીપર ચઢતાં અમને તાપ બહુ લાગ્યો. ત્યાંનાં ઘાસનાં પોચાં મેદાનપરથી મારૂં ટટ્ટુતો ઠીક ચાલ્યું, પણ જેન ચર્ચિલનું તો પડતું ખડતું જેમ તેમ તે વટાવી શક્યું. ટેનર નદી પસાર કરી કીન ટેકરીપર થોડેક સૂધી ચઢી. અમે ખાનું ખાધું, અને ત્યાંથી જેનરલ ગ્રે લાર્ડ ડાલહુઝીને મળવા અમારેથી આગલ નિકળી ગયા: આ ઠેકાણે લાર્ડ ડાલહુઝીના અરણ્યરક્ષકોમાંના બે અમને રસ્તો દેખાડવા સારૂં આવી ઉભા હતા. થોડો વખત બેસી વિસામો લીધા પછી અમે પાછાં સ્વાર થયાં અને કીન ટેકરી ચઢીને આગલ ચાલ્યાં. ધુમસને લીધે આગેનું કશું એ

દિસ્તું ન હતું. થોડેક જઈ ટટ્ટુઓપરથી ઉતરી અમે થોડો રસ્તો પગે ચાલ્યાં અને પછી પાછાં સવાર થઈ લેડર બર્નને નામે ઓળખાતો પહાડોની વચ્ચેનો વિકટ પણ સુંદર રસ્તો છે તે ઉતરી ગયાં; પણ અગાઉ તે મેં જોયો હતો ત્યારે મને જેટલો સુંદર લાગ્યો હતો તેટલો આજ તે લાગ્યો નહીં, કેમકે હવેતો તેની આસપાસની જમીન સંધી સપાટ કરી નાખીછે. એ રસ્તો ઉતરી અમે નીચે આવ્યાં ત્યારે જનરલ ગ્રે સાથે લાર્ડ ડાલહુઝીને અમને આવકાર દેવા ત્યાં આવેલા દીઠા. તેઓ બહુજ પ્રિતથી અમને ભેટયા, અને ત્યાંથી થોડાં આગલ ચાલ્યાં ત્યારે, જે જગ્યાએ ૧૮૬૧માં એકવાર અમે બપોરનાં જમ્યાં હતાં તે જગ્યાપર, લાર્ડ ડાલહુઝીનાં બેહેન લેડી મૉલ અમને લેવા આવ્યાં હતાં તેઓ અમને મળ્યાં. તેઓ ઘોડે બેસી ત્યાં આવ્યાં હતાં. અહિંથી થોડાક વાર આગલ વધ્યાં એટલે અમે ત્યાંના મેલા મખ્યાત કુવા પાસ જઈ લાગ્યાં, અને ત્યાં ટટ્ટુપરથી નીચે ઉતર્યાં. એ કુવો ખરેખર ઘણો સુંદર છે અને સ્કૉટલન્ડ દેશનાં અસલના વખતનાં તાજની ઢબનો સફેદ પત્થરોનો બાંધેલોછે. તેના એક થાંભલામાં એક તખ્તી જડેલીછે તેપર આ પ્રમાણે લેખછે—"૧૮૬૧(જે વર્ષમાં મહારાણીપર મ્હા દુખ આવી પડ્યું હતું) ના સપટેમ્બર માસની વીસમી તારીખે મહારાણી વિક્ટોરિયા અને તેમના પતિ આ કુવો જોવા આવ્યાં હતાં, અને એનું તાજગીબક્ષનાર પાણી તેઓએ પીધું હતું." એ કુવો, જેનો ઝરો ઘણીજ સુંદર રીતે જમીનમાંથી ફુટેછે, તેની આસપાસ જમીનની સપાટીની બરાબર, અસલી ઈંગ્રેજી હરફે આ પ્રમાણે લેખ કોતરેલોછે.—

"મુસાફર આ લીલોતરીભર્યાં એકાંત મેદાનમાં વિસામો લે, અને આ કુવાનું પાણી પી સ્કૉટલન્ડની રાણીને દુવા દે."

એજ કુવો, જેમાંથી ચાર વર્ષ ઉપર મેં મારા પ્રિય આલબર્ટની સાથે પાણી પીધું હતું, તેમાંથી આજે દલગીર દિલે અમોએ પાણી પીધું, અને જે પ્યાલાંમાંથી તે વેળા અમે તે પીધું હતું અને જે મેં ગ્રેન્ટને આપી દીધું હતું તેજ તેણે આજે પણ મને પાણી પીવા આપ્યું! તે સમયે અમે એ કુવાની ભેટ લીધી હતી તે બનાવની યાદગારીમાં લાર્ડ ડાલહુઝીએ એ ઉપર આ બાંધકામ કરી લેખ વગેરે કોતરાવ્યાછે. આજ એ કુવાની પાછી ભેટ લેતાં જાણે કોઇ પવિત્ર સ્થળની જાત્રાએ આવ્યાં હોઇએ એવું અમને લાગ્યું.

અહિંથી થોડેક છેટે જઇ અમે ચા પીધી. આ સુંદર વિસાળ ખીણે આજ સરસમાં સરસ દેખાવ પકડયો હતો કેમજે આથમતા સૂર્યનું થંડું તઠકું તેને પ્રકાશિત બનાવતું હતું; તેમજ ઉનાળાના દિવસ હોય તેવી આજ ગરમી લાગતી હતી, પવન પડેલો હતો, આકાશ ગુલાબી રંગ પકડતું હતું, અને ટેકરીઓ જે સુંદર ચલકાટભર્યો રંગ સાંજને છેડે પકડેછે, તે રંગની બની રહી હતી, પહાડી લોકો અને ટટ્ટુઓ કુવાની આસપાસ કુંડાળું વળી ઉભાં હતાં તેઓનો દેખાવ ઘણો મનોરંજક દિસતો હતો. એટલું છતાં પણ મારે મનથી તો એ બધું શોકકારક, દિલને આનંદ ન પમાડે એવું, અને ખુબી વિનાનું લાગતું હતું!

અહિંથી પાછાં ટટ્ટુપર સ્વાર થઈ ચાર વર્ષપર જે રસ્તે ગયાં હતાં તેજ રસ્તે અમે ચાલવા માંડયું, અને ઇન્વરમાર્કનો

અસલી કિલ્લો મુકી આગલ વધવા પછી વખત ઘણો હતો તેથી તેની પાસેજ લી સરોવરછે તે જોવા ગયાં. અમે અમારી આગલી મુસાફરીઓમાં આઘેથી એ સરોવર જોયો હતો પણ તેની આગલ ગયાં ન હતાં. તે ઘણો નાનો પણ અતિ સોભાયમાનછે, અને તેનાપર તડકું પડતું હતું તેથી તેની સોભામાં ઘણો વધારો થયો હતો. અહિંથી અમે લાર્ડ ડાલહુઝીનાં મકાનમાં ગયાં. ત્યાંનું નાનું દિવાનખાનું મને બરાબર યાદ હતું, અને તે જોઇને તો મારી સઘળી યાદદાસ્તો તાજી થઇ. લેડી ક્રિસ્ચન અમને માળાપર લઈ ગયાં. મારે માટે બે સુંદર નાના ઓરડા તૈયાર હતા, અને તેને લગતાજ પણ ઘરના બીજા ભાગથી દૂર, લેનચન અને લેડી ચર્ચિલના, તેમજ મારી બે દાસીઓના અને બ્રાઉનના ઓરડા હતા. હું ઘણી થાકી ગઈ હતી, અને મારાં મનમાં દલગીરી અને ગભરાટે ઘર કર્યું હતું. મારા જન્મમાં પેહલીજ વાર આજ હું એક પારકાં ઘરમાં માતા કે પતિ વિના એકલી પડી હતી, અને એ વિચારથી મારી છાતી ભરાઈ આવી, અને મને બહુજ દુઃખ લાગ્યું. મારી સાથે મારી એક પ્રિય પુત્રી હતી ખરી, પણ મારેથી વડાં, મને ચાહનારાં, મારાં માતાજી અને મારા પતિ,—જે બંન્ને મને સદાના છોડી ગયાં હતાં,—તેમનો આશ્રય મેં ખોયો હતો. મારા પતિ સાથે મેં અગાઉ કેટલીવાર આ જગ્યાની ભેટ લીધી હતી, અને તે વેળા અમને કેટલી મઝા પડતી હતી ! અને જોકે ઘણીકવાર તે મુલાકાતો કામકાજને અર્થે કરવી પડતી હતી તોપણ અમો બન્ને સાથે આવતાં જતાં હતાં એજ અમને સુખ પમાડવા બસ હતું.

ઘરના નીચલા ખંડમાંના એક સુંદર ઓરડામાં અમે રાત્રે જમવા ગયાં. એ ઓરડો પણ આગળ જોયલો મને યાદ હતો. માત્ર લાર્ડ ડાલહુઝી, લેડી ક્રિસ્ચન, જનરલ ગ્રે, લેડી ચર્ચિલ, અને લેનચન, એઓજ મારી સાથે જમ્યાં. જમી રહ્યા બાદ હું થોડીક વાર નીચે બેઠી, અને પછી લેનચન અને જેન ચર્ચિલ સહિત માળાપર ગઈ. ત્યાર બાદ જેન સાથ હું થોડે છેટે ચાલતી ફરી આવી. એ વેળા ગરમી બહુ પડતી હતી.

બુધવાર, ૨૦મી સપટેમ્બર.

સવાર બહુ રળિઆમણી હતી. મારા નાના બેસવાના ઓરડામાં લેનચનને સાથે લઈ મેં એકલીએ નાસ્તો કીધો. એ વેળા અમારી ટેબલ પાસ બ્રાઉન,—જે અમારૂં જે કાંઈ કાંમ તેનાથી કરી શકાયછે તે કરવાને સદા તત્પર રહેછે—તે ઉભો હતો. અગીયાર વાગે અમે વાડીમાં ફરવા ગયાં, જ્યાં મેં બે ઝાડ રોપ્યાં, અને લેનચને (તેના સ્વર્ગવાસી પિતાની વતી) એક રોપ્યું. એ પછી ગઈકાલની માફક ટટ્ટુઓપર સ્વાર થઇ અમે ઘર તરફ જવા નિકળ્યાં. લાર્ડ ડાલહુઝી, લેડી ક્રિસ્ચન, અને તેમનાં ઘણાંક માણસો અમને વળાવા આવ્યાં. પેલા કુવા પાસેથી એક ટુંકો રસ્તો લઈ અમે પેલી પહાડી સડક લેડર બર્ન ઉપરથી પસાર થયાં, અને ત્યાંથી થોડુંક ચાલી લાર્ડ ડાલહુઝીની મિલકતની જ્યાં હદ આવેછે ત્યાં ઉતરી ખડકોપર બેસી ખાનું ખાધું. એ વેળા પવન બહુ જોરમાં ફુંકતો હતો. ભલા લાર્ડ ડાલહુઝીએ* ઘણાજ વિવેકથી અમારી પરોણાગત કરી હતી. ભોજન જમી રહેવા બાદ તેઓ પાછાં પોતાને મકાંને પધાર્યાં, અને જનરલ ગ્રે અમારી આગમજ બાલમોરલ જવા ઉપડયા. ખાનું ખાધું ત્યારે માત્ર એકજ વાગેલો હોવાથી અમે થોડીક વાર ત્યાંજ બેઠાં, અને પછી મુસાફરી પાછી સરૂ કીધી. એ કેવું નવાઇ જેવુંછે જે અમે ઇનવર-માર્કની પેહલી ભેટ પણ ૧૮૬૧ માં આજ દિવસે લીધી હતી.

* એઓ ૧૮૭૪માં મરણ પામ્યા.

એ પછી જે રસ્તેથી ઉપર આવ્યાં હતાં તેજ રસ્તે ટેનાર નદી પાર કરી અમે આગળ ગયાં; પણ થોડીક મંજલ કાપ્યા બાદ અમે પાછો ઉતારો લીધો કેમજે ઉતાવળ કરી મુસાફરી પુરી કરી નાખવાની કાંઈ અગત્ય ન હતી, અને વળી ઉતાવળે જઇ ચઢયે તો અમને લેવા આવેલી ગાડીઓ પણ અમને તરત મળે એવું હતું નહીં. એ માટે એક ઠેકાંણે બેસી અમે ચાહ પીધી, આસપાસના દેખાવોનાં કાંઇ ચિત્રો લીધાં, અને પછી પાછાં સ્વાર થઈ આગળ ચાલ્યાં. એ વેળા વાદળ ઘેરાઇ આવી આકાસ કાળું થયું હતું, અને એકાએક વરસાદનું એક ઝાપટું જોરમાં તુટી પડયું, તથા સાથે પવન પણ તેટલાંજ જોરથી ફુંકવા મંડયો. આ વખતે અમે પેલી ઘાસવાળાં કલાણની ભીની પોચી જમીન ઉપરથી પસાર થતાં હતાં, પણ તે અમે કાંઈ પણ અડચાણ વિના વટાવી ગયાં, અને પોલેક નાંમની ટેકરીપર ચઢતાં હતાં તેટલાં વરસાદ ઉઘડી ગયો. તેપરથી નીચે ઉતરતાં ગૅર્ન અને સ્યુકની ખીણોના દેખાવ અતિ રમણ્ય લાગેછે, જે જોઇ એ તરફની અમારી ૧૮૬૧ ની મુસાફરીની મને જોસભરી યાદ આવી, જયારે આલબર્ટ અહિં પેલા બે શિકારગાહ વિષે ગ્રૅન્ટ સાથે વાત કરવા ઉભા હતા, અને ગ્રૅન્ટે મને પાછળથી કેહવા પ્રમાણે, બોલ્યા હતા જે એ શિકારગાહ તૈયાર થાય તેટલાંતો કદાપી તેઓ પોતે અને ગ્રૅન્ટ બંન્ને દેવલોક થશે !

તે વખતનાં જેવુંજ આજે પણ એ ખીણનું સ્વરૂપ તો અનામતછે—પણ બીજું બધું ફેરવાઈ ગયુંછે !

અમે સાતને દસ મિનિટે ઘર પુગ્યાં ત્યારે થોડો થોડો વરસાદ વરસતો હતો.

# ડનેકેલ્ડની પેહેલી ભેટ.

સોમવાર, ૯મી અકટોબર, ૧૮૬૫.

આજ સવારે ધુમસ ઘણો અને જાડો હતો, અને વરસાદ પડવાનું ડોળ દિસ્તું હતું. અલબતાં એનો ઉપાય તો આપણા હાથમાં કાંઇજ નહીં તોએ કંટાળો તો ઘણો આવ્યો. અમારા આગલા સુખી દિવસોમાં કોઇવાર એમ થતું ત્યારે મારા પ્રિય આલબર્ટ કહેતા જે જ્યારે આપણ એનો ઉપાય કરી શકતાં નથી ત્યારે આપણને જેવી હવા હોય તેવી ઉપર શુકરાના કરી રહેવું અને કંટાળવું નહીં. આજે મારી સાથે મારાં ત્રણ નાનાં છોકરાંએ નાસ્તો લીધો. પછી લેનચન અને જેની એલીને લઇ હું ડનકેલ્ડ જવા ઉપડી, પણ બિચારા લીઓપોલ્ડને અને મારી વ્હાલી બીએટ્રિસને પાછળ મુકી જવું પડ્યું તેથી મને ઘણી દલગીરી લાગી. અમારી ગાડી ઉપર હમેશ જે માણસો હોયછે તેઓજ આજ હતાં. જનરલ ગ્રે દોઢ કલાક અગાઉથી આગળ નિકળી ગયા હતા. કેસલટનથી અમે ડાકના ઘોડા લીધા. ઘણું કરી આખે રસ્તે થોડો ઘણો વરસાદ વરસ્યાજ કીધો. પછી અમે સ્પીટલ આફ ગ્લેનશીનો લાંબો ટપ્પો પુરો કીધો જે આજે અમને હંમેશનાં કરતાં પણ લાંબો લાગ્યો. ટેકરીઓપર ધુમસ પણ ઘણો ઘાડો ફેલાયો હતો. ઘોડા બદલી આગળ જવા પછી પાએક કલાક થયો કે અમે ગાડીમાંજ બેસી રહી કાંઇક ભોજન લીધું, અને થોડીક વાર વિસામો લેવા બાદ

ગાડી પાછી ચલાવી સ્ટ્રૅથાડેલના રસ્તા ઉપર વળાણ લઈ પીટ-ફાર્મીકના વજીફા ભણી ગયાં. એ વજીફાની નજદીકમાં જઈ પહોંચ્યાં ત્યારે કીન્ડ્રોગનવાળા મી૦ સ્માલ કેઅર* અમને સામા લેવા આવ્યા, અને અમારી ગાડીની આગળ પોતાનો ઘોડો ચલાવીને વજીફા ભણી અમને લઇ ગયા. અહિં જનરલ ગ્રે અને અમારાં ટટ્ટુઓ આવેલાં હતાં, અને પ્રિય ડચેસ આફ એથલ અને મિસ મૅકગ્રેગર પણ અહિં અમોને આવી મળ્યાં. અમે ગાડીમાંથી ઉતરી થોડોક વખત વજીફામાંનાં નાનાં ઘરમાં બેઠાં અને થોડોક વાઇન તથા બિસ્કિટ લીધી. પછી અમે ટટ્ટુઓપર સ્વાર થયાં, (હું મારાં લાડકા ફાઇવી ઉપર, અને લેનચન બ્રેચીન ઉપર) અને પાસેની એક ટેકરી પસાર કરી આગળ ચાલ્યાં. એ વેળા ધુમસ ઘણો હતો તેને લીધે, આસપાસનો દેખાવ જે ઘણો મનોરંજક લાગત, તે સઘળો ઢંકાઇ ગયો હતો. થોડેક કટકે સુધી તો એક જેવા તેવા ખાડાખુંઓચ્યાંવાળા રસ્તાપરથી અમને જવું પડ્યું, પછી એક ચઢાણનો રસ્તો આવ્યો જે હીથરના રોપાઓ અને પત્થરોની વચ્ચે થઇ માત્ર મેંઢાંઓને જવાનો એક ચીલો હતો. મારૂં ટટ્ટુ જેની સાથે બ્રાઉન ચાલતો હતો તેની ઝડપ આગળ સંધાં પછવાડે પડી ગયાં, અને મીં૦ કેઅરથી પણ તેની બરાબર ન ચલાયું તેથી તેઓ પણ પછવાડે પડી ગયા, અને તેમનો પારધીજ માત્ર અમારી સાથે રસ્તો દેખાડવા સારૂ રહ્યો. આ

*એમના પિતાની ૧૮૪૨માં મારી સાથે ઓળખાણ કરાવવામાં આવી હતી.

વેળા ભારી પવનના ઝપાટા સાથનો વરસાદ પડતો હતો અને ધુમસ પણ જાડો હતો. એકાદ કલાકની અંદર અમે ડયુક આફ એથલની મિલકતની હદ સૂધી આવી પહોચ્યાં, જ્યાં ડનકેલ્ડનાં બે માણસો.—એક જૉન મૅકગ્રેગર તે ડયુકનો મુખ્ય અરણ્યરક્ષક, અને બીજો ગ્રેગર મૅકગ્રેગર તે ડચેસનાં શિકારનાં પ્રાણીઓનો રખેવાળ—અમને આવી મળ્યા. જાન મૅકગ્રેગર અમારી સાથે ભોમ્યા દાખલ ચાલ્યો. ડચેસ આફ એથલ અને મિસ મૅકગ્રેગર પણ અમારી સાથ ટટ્ટુઓપર બેસી આવ્યાં હતાં. અહિંથી અમે લાર્ચ નામનાં ઝાડોનાં એક વનમાંથી પસાર થયાં જે વેળા વરસાદ થોડી થોડી વારે જોરમાં તુટી પડતો હતો. ડનકેલ્ડની હદ વટાવ્યા પછી અમે ઍન્ડ્ર્ડી નામના સરોવર આગળ આવી પહોચ્યાં, જે અગાઉ અમે ઑાઇશાની અને લીટલ ઑાઇશાની સરોવરો પસાર કર્યાં હતા. પીટકાર્મીકથી ચારમાં વીસ મિનિટ ઓાછીએ નિકળેલાં અમે સવા છ વાગે અહિં આવી પુગ્યાં ત્યારે તો અમારાં કપડાંમાંથી પાણી ટીપાતું હતું એટલાં અમે વરસાદમાં ભીનાઇ ગયાં હતાં. વાદળનો ઘેરો હોવાથી એટલાંમાં તો અંધારૂં પણ થઈ ગયું હતું. પાસેની એક નાની છાપરીમાં જઇ અમે ત્યાં ચાહ પાણી કીધું તથા થોડો વિહસ્કિ પીધો. લેનચન તો એટલી ભીનાઇ ગઇ હતી જે એક તાપણું કરાવી તેની આગળ તેને કપડાં સુકવવાં પડયાં. નજદીક સાત વાગે અમે અહિંથી પાછાં નિકળ્યાં. અમારી ગાડીની આગળ દોડનાર કોઇ સ્વાર ન હોવાથી અમારી સાથની બીજી ગાડી અમે આગળ જવા દીધી, જેની માંહે

લેનચન, લેડી એલી અને મિસ મૅકગ્રેગર હતાં અને જેના બાક્સપર જનરલ ગ્રે બેઠા હતા. ડચેસ સાથે હું એક ઘમણુ સાથની ફેટનમાં બેઠી, અને ગ્રૅન્ટ અને બ્રાઉન પછવાડે બેઠા. એ વેળા અંધારૂં ઘોર થયલું હતું, અને અમને એક વગડામાંથી પસાર થવું હતું તેથી, મને કબુલ કરવું પડેછે જે મને જરા બ્હીક લાગી ખરી.

થોડેક છેટે ગયા પછી અમને લાગ્યું જે અમે ઘણા ખાડાખબોચ્યાંવાળા રસ્તાપરથી જતાં હતાં. આથી મને ઘણો ભય લાગ્યો ખરો પણ હું કાંઈ બોલી નહીં. એક ઝાડની ડાળીમાં ગ્રૅન્ટની ટોપી ભરાઈ જવાથી તે નિકળી પડી ગઈ, જેથી ગાડી થોભાવી બ્રાઉન હાથમાં ગાડીનું એક ફાણસ લઈ તે સોધવા ગયો. એ કામ માટે અમારી ગાડી થોભી તેથી અમોને ફાયદોજ થયો, કેમજે બ્રાઉન ઉતર્યો ત્યારે તેને જણાયું જે અમારી ગાડી તદન આડે રસ્તે જતી હતી. અગાઉથીજ ગ્રૅન્ટ અને બ્રાઉન બન્ને બોલ્યા કરતા હતા જે—"આ માર્ગ કાંઈ ગાડી ઘોડા જવાનો હોય એવું દિસ્તું નથી, અહિં ખાડાખબોચ્યાં અને પત્થરા ઘણાછે." મિસ મૅકગ્રેગર ઘણા ગભરાટમાં અમારી ગાડી આગળ આવી કહેવા લાગ્યાં જે શું કરવું તે હવે તેમને સૂઝતું ન હતું કેમજે હાંકનારને વરસાદને લીધે રસ્તો ન દિસવાથી તેણે એમ આડે રસ્તે ગાડી લઈ લીધી હતી, અને આ તો માત્ર લાકડાં ભરી લઇ જનારાં ગાડાં જવા આવવાનો રસ્તો હતો. હવે શું કરવું તેની કોઇને સમજ પડે નહીં. અમે વિચારવા લાગ્યાં જે ગાડી પાછી ફેરવવી, (જે

બને એવું ન હતું) અથવા ગાડીમાંથી એક ઘોડો છોડાવી તે ઉપર એક માણસને સ્વાર કરી ઑર્ડી સરોવર તરફ મોકળી ત્યાંથી મદદ મંગાવવી; પણ એટલામાં જનરલ ગ્રેએ અમને જણાવ્યુ જે ગાડીથી આગળ જવાય એમ હતું, જોકે કયા રસ્તાપર અમે નિકળશું તેની કોઇને ખબર હતી નહીં. ગ્રૅન્ટ ગાડીનુ એક ફાણસ કાઢી હાથમાં લઈ ઘોડાનાં માથાં આગળ ચાલવા લાગ્યો અને બ્રાઉન તેમને પકડી ચલાવવા લાગ્યો. આથી મને જરા ધીરજ આવી ખરી જોકે રસ્તો ઘણો ખડબચડો હતો અને અમારી ગાડીને કોઇ કોઇ વાર પાણીથી ભરેલા ઉંડા ખાડાઓ-માંથી જવું પડતું. આખરે વીસેક મિનિટે અમને દૂર એક બતી બળતી જણાઈ, અને થોડી વારમાં એક છાપરી આગળ અમે થોભી રસ્તા વિષે ખબર કાઢી, અને જયારે અમને જ-ણાયું જે અમે જે રસ્તે જવાનાં હતાં તે એજ હતો, ત્યારે અમને ઘણો સંતોષ થયો. ગ્રૅન્ટ અને બ્રાઉન પાછા પછવાડેની બેઠકપર ચઢી બેઠા અને તે ધોરી રસ્તા ઉપરથી અમે ગાડી દોડાવી ગયાં. એ છાપરી આગળ આવ્યાં તેની થોડો વખત અગાઉ જનરલ ગ્રેએ મોટેથી હાંક મારી પુછયું હતું જે કયે રસ્તે જવાનો ડચેસનો વિચાર હતો, જેના જવાબમાં બ્રાઉન ડચેસને નામે બોલ્યો હતો જે—"ડચેસ જાણતાં નથી જે હવડાં આપણ કયાં છીએ;" કેમજે એ વેળા અંધારૂં એટલું હતું જે જે રસ્તાઓ ડચેસને બરાબર ખબર હતા તે પણ તેઓ ઓળખી શકતાં ન હતાં.

આખરે પોણા નવ વાગે અમે સહી સલામત ડનકેલ્ડ

આવી પુગ્યાં અને ડચેસનો સુંદર નાનો બગીચો જે શેહેરથી થોડે છેટે આવેલો છે અને જેની ચોતરફ સુંદર ખુલી જગ્યાઓ છે ત્યાં ઉતારો લીધો. એમના બે નોકરો જેઓએ હાયલૅન્ડ પોષાક પેહેરેલા હતા તેઓ, અને ઘરનો કારભારી બારણાં આગળ ઉભા હતા. એ ઘર એક ઢોળાવદાર જમીનપર બાંધેલું હોવાથી તેમાં દાખલ થતાંજ આપણાથી દાદરના વચલા રમણાપર જવાયછે. ડચેસ મને મારા ઓરડામાં લઈ ગયાં, જે એક સુંદર નાનો ઓરડો હતો, અને તેની પાસે એક ઓરડો મારી દાસી મેરી એનડુસન* માટે હતો. લેનચનને મિસ મૅકગ્રેગરના ઓરડા પાસે દિવાનખાનાની એક બાજુપરનો ઓરડો આપ્યો હતો; અને તેની બીજી બાજુપરનો ઓરડો ડચેસ પોતે વાપરતાં હતાં. દિવાનખાનું મને બેસવા ઉઠવાના ઓરડા દાખલ વાપરવા આપ્યુ હતું. બ્રાઉનને ભોંયતલિયે જગ્યા આપી હતી, અને ગ્રૅન્ટને ઘરની પાસે એલાહેદાં મકાનો છે ત્યાં ઉતારો આપ્યો હતો. જનરલ ગ્રે અને લેડી એલી આ તરફનાં એક હોટેલમાં ઉતર્યાં હતાં. સાડા નવ વાગે અમે ભોંયતલિયેના એક નાના જમવાના ઓરડામાં ખાનું ખાધું. ખાનાં ઉપર મારી સાથે માત્ર લેનચન, ડચેસ, અને મિસ મૅકગ્રેગર હતાં. એ મેળા સંધું અમને કેવું સસ્વથ અને રૂડું લાગતું હતું! ડચેસ અને મિસ મૅકગ્રેગર ગોસ્ત વગેરે કાપી અમને પીરસ્તાં હતાં, અને ડચેસના ત્રણ નોકરો અમારી ચાકરીમાં ઉભા હતા.

* એણે ૧૮૬૬માં મારી નોકરી છોડી હતી.

ડચેસ અમારી ઘણી આગતાસ્વાગતા કરતાં હતાં. અમે આજના બનાવોની વાત કરતાં કરતાં ભોજન કીધું. ડચેસ અને મારા શિવાય લેનચન અને બીજાં સર્વ ભીણાઇને તડબોળ થઇ ઘર આવ્યાં હતાં. ડચેસ અને તેમનાં પિતરાઇ બેહેને થોડી વાર બેસી અમો સાથ વાત કીધી પછી તેઓ ગયાં એટલે હું લખવા બેઠી. એ કેવું આશ્ચર્યકારક છે જે અમે પેહેલાં બ્લેર આવ્યાં હતાં અને ટિલ્ટની ખીણમાંથી ઘોડે બેસી ઉપર ચઢી આવ્યાં હતાં, તે વાતને આજેજ બરાબર ચાર વર્ષ થયાં! આજમાં અને તે વખતમાં કેટલો બધો ફેરફાર!

મંગળવાર, ૧૦મી અકટોબર.

આજ સવારથીજ વરસાદ પડતો હતો અને તે ઉઘડી જવાનાં કાંઈ ચિન્હો દિસ્તાં ન હતાં. મને રાત્રે ઉંઘ આવી હતી પણ સવારે ઉઠી ત્યારે મારૂં મન ઉદાસ હતું. લેનચેનની સાથે બોંયતલિયે નાસ્તો કીધો, જ્યારે બ્રાઉન ટેબલ આગળ હાજર હતો. વરસાદ ઘણોજ જોરમાં વરસ્તો હતો. માળાપર દિવાનખાનામાં બેસીને મેં ઘણો વાર સૂધી નિરાંતે લખ્યા કીધું. બપોરનું ખાનું લેનચન તથા ડચેસ અને મિસ મેક-ગ્રેગર સાથે ખાધું, અને ચાર વાગ્યા પછી ગાડીમાં બેસી અમે ડનકેલ્ડથી ચાર માઇલને છેટે સેંટ કોમસ આગળ ડચેસનું એક ખેતર, જે સુધરેલી રીત પ્રમાણેની ખેતીવાડી કરવાના અખતરા તપાસવા સારૂ રાખ્યુંછે, તે જોવા ગયાં. ડચેસ તથા હું ફેટનમાં બેઠાં, અને લેનચન, જેની એલી, અને મિસ મેકગ્રેગર બીજી

ગાડીમાં બેઠાં. ખેતરના દરેક ભાગમાં ફરી ફરીને અમે સંધું બારીકીથી અવલોકણ કીધું. તે ઘણીક વાતોમાં અમારાં ઑસ્બોર્નનાં તથા વિંડઝરના ખેતરોને મળતું છે, કેમજે અમારાં તે ખેતરોની તેમાં ઘણીએક બાબદોમાં નકલ કીધેલીછે. વળી મારા પ્યારા પતિએ એ ખેતરની ગોઠવણ વગેરે કરવામાં ડચેસને ઘણીક સલાહો આપી હતી તેથી અમને બન્નેને બહુ સંતાપ થયો જે તેઓ પોતેજ તે પુરૂં થયલું જોવા જીવ્યા નહીં.

એ ખેતરમાંના નાના બંગલામાં અમે ચાહ પીધી, જેમાંનો એક ભાગ ડચેસે પોતાનેજ માટે રાખેલોછે અને કોઇ કોઇ વેળા *મિસ મૅકગ્રેગરને સાથે લઇ ત્યાં જઈ એકલાં રેહેવાનો એમનો વિચાર છે. અહિંથી પાછાં ફરતી વેળા તબેલાની પાસે ગાયોનું દુધ દોહવાનું મકાનછે ત્યાં ગાડી થોભાવી અમે ઉતર્યા. ત્યાં ગૅસની રોશની કરેલી હતી તેની મદદથી અમે બધી ગાયોનું દુધ દોહવાતુ જોયું. તે ઘણી સારી જાતની આયર પ્રાંતની ગાયો હતી, અને તેમને દોહનારી છોકરીઓ પણ રૂપાળી હતી. એ સંધું મરનાર ડયુકની મરજી પ્રમાણેનુંજ રાખેલું છે. સાત વાગ્યા પછી અમે ઘર આવ્યાં. સંધો વખત વરસાદ વરસ્યાજ કરતો હતો. આઠ વાગે એકાએક અમને દેવળના ઘંટનો નાદ સંભળાયો જેનાં કારણમાં ડચેસે અમને સમજાવ્યું જે તે ઘણા જુના કાળની રસમ હતી, અને ખરૂં જોતાં તે કર્ફયુ બૅલજ* હતો; તેનો સ્વર ઘણો દલગીરી ઉપજાવનારો લાગતો હતો.

* કર્ફયુ બૅલ એટલે અગ્નિ હોલવવાનો ઘંટ. એ ઘંટ રાજા

ગઈ કાલની માફકજ આજે રાત્રે પણ અમે જમ્યાં.

બુધવાર, ૧૧મી અકટોબર.

આજની સવારે પણ વરસાદ વરસ્તો હતો. નાસ્તો કરતી વેળા જાણીને હું દલગીર થઈ જે ગયે સોમવારે બ્રાઉનનો કિલ્ટ† ભીનાઇને ભારી થવાથી તેની કોર તેનાં ગુઠણના પાછળા ભાગમાં ભોકાઇને તેમાં કાપ પડયા હતા. તે વિષે તેણે કોઇને અત્યાર સૂધી કાંઈ કહ્યું ન હતું, પણ આજે તેનો એક પગ એટલોતો ગરમ થઈ સુજી આવ્યો હતો જે તેનાથી હાલી પણ શકાતું ન હતું. ડોકટરે તેને સલાહ આપી હતી જે તેણે ચાલ હાલ થોડી કરવી પણ ગાડીપર બેસી બહાર જવાનઃ તેની મરજી હોવાથી તેમ કરતો તેને અટકાવ્યો ન હતો.

આજ સવારે હું ફરવા નિકળી નહીં અને શુક્રવારે સૂધીમાં કદાચ વરસાદ ઉઘડી જશે એવી આસાથી તે દિવસ સૂધી અહિંજ રેહેવાનો ઠરાવ કીધો. બપોરે જમવાની થોડોક વખત અગાઉ ઉઘાડ થયો એટલે અમે ફરવા નિકળવાનો વિચાર કર્યો, અને ગાડીમાં બેસી ફરીને પાછાં ઘર આવ્યાં

વિલ્યમ પેહેલાના રાજમાં દરરોજ રાત્રે આઠ વાગે વગાડવામાં આવતો એટલે લોક પોતપોતાના ઘરમાંના અગ્નિ હોલવી નાખતા હતા. ભા. ક.

† પહાડી લોકના પોષાકનો નીચલો ભાગ જે એક ઘાઘરો હોયછે તેને કિલ્ટ કહેછે. ભા. ક.

ત્યાંસૂધી અમને વરસાદ નડયો નહીં. વળી ફરીથી સાડાત્રણ વાગે અમે ગઇકાલની પેઠેજ ફરવા ગયાં. એ વેળા ધુમસ પડતો ન હતો તેથી, જોકે સૂર્ય વાદળાંમાં ઢંકાયલો હતો તોપણ, અમે આસપાસનો દેખાવ જોઈ શક્યાં, જે અમને ઘણો રળિઆમણો લાગ્યો અને ઘણો પસંદ પડયો. અમે બ્લેર જવાના રસ્તાપરથી એક માઇલની મંજલ કાપી પોલની સરોવર તરફ ગયાં અને ત્યાંથી વનમાં પેસી તે સરોવરને કિનારે કિનારે થઇ ક્રેગ ય બાર્નસની ટેકરીની તલેટીમાંની ઘાસવાળી જમીન ઉપરથી ગાડી લઇ ઑર્ડ સરોવર ઉપર જવાના રસ્તાપર નિકળ્યાં. એ ઘાસથી ભરેલા રસ્તા વરસાદને લીધે ખડબચડા થયા હતા તોપણ ઘણા સુંદર લાગતા હતા. લૉક ઑર્ડનો રસ્તો થોડોક ચઢયા પછી તે પડતો નાખી અમે કલી સરોવર ઉપરથી વળાણ લઈ તેની ચોમેર ફરી કલી ગાર્ડન્સમાં પેઠાં, અને એ બગીચામાંથી એક બીજા સુંદર પણ ખડબચડા રસ્તાપરથી થઈ અમે બ્લેરગવરીના ધોરી રસ્તા ઉપર આવ્યાં. (આ તરફ પુષ્કળ સરોવરો આવેલાછે.) એ પછી અમે પેલા ત્રણ સરોવરો જે ક્રેગ લશ, બટરસ્ટન, અને લૉક આફ ધી લોઝને નામે ઓળખાયછે તેમની ચોમેર ફરી વળ્યાં. એ ત્રણમાં લોક આફ ધી લોઝ સર્વથી મોટોછે. તેઓની આસપાસ અગણિત ઝાડોનાં વન આવેલાંછે તેથી તેમનો દેખાવ સૂસોભિત બની રહ્યોછે. ઘર પાછાં વળતાં અમે બ્લેરગવરીને રસ્તે થઈ ડન્કેલ્ડનાં ગામડાંમાંથી પસાર થયાં. (અમે ત્યાંથી અગાઉ પસાર થયાં હતાં ત્યારે ત્યાંના લોક ઘણાં સભ્યતાભર્યાં રહ્યાં હતાં અને

કાંઈ ગડબડ વગેરે કીધી ન હતી તેથી આ વખતે એ રસ્તે જવાની મેં પોતેજ મરજી દેખાડી હતી.) અમે ત્યાંના એક પુલપરથી ગયાં, (જે પુલપર બાવીસ વર્ષ ઉપર ડયુક આફ એથલના વીસ હાયલૅન્ડરો અમને સામા લેવા આવ્યા હતા,) અને ઉપરને રસ્તે થઈ રમ્બલિંગ બ્રિજ નામના એક બીજા પુલ તરફ ગયાં, જે ગ્રૅન્ડટુલીવાળા સર વિલ્યમ સ્ટીવર્ટની મતાછે. ત્યાંથી થોડે છેટે ગાડીમાંથી ઉતરી પગે ચાલતાં અમે તે ઉપર ચઢયાં. એ પુલની નીચેથી બ્રાઅન નદી પત્થરોપરથી ઉછાલા મારતી વહેછે તે દેખાવ ઘણો સરસ દેખાયછે, અને વળી વરસાદ પડવાને લીધે તેમાં પૂર આવ્યાથી તેનું પાણી કાન બેહેરા કરે એવા અવાજ સાથે ધોધબંધ વહેતું હતું. ત્યાંથી પાછાં ફરી ગાડીમાં બેસી અમે ઇનવર નાંમનાં ગાંમડાંમાં થઇ બ્રાઅન નદીને કાંઠે આવેલાં હરમિટેજ નામનાં મકાંનમાં ગયાં, જે ડનકેલ્ડને લગતી મિલકતછે. એ નાનાં મકાંનમાં મોં જોવાની આરસીના ઘણાએક તખ્તાછે અને એની દેવાળો રંગીનછે. અહિંથી બ્રાઅન નદીનો બીજો ધોધ નજરે પડેછે. અમે અહિં ચાહ પીધી ત્યારે નજદીક અંધારૂ થવા આવ્યું હતું. એ મકાંન ગઈ સદીમાં એથલના બીજા ડયુક જેમ્સે બંધાવ્યું હતું. અહિંથી નિકળી અમે પાછાં ડનકેલ્ડમાં થઈ પસાર થયાં ત્યારે ત્યાનાં લોકે ખુશાલીના પોકારો કીધાં. એ વેળા વરસાદ તદન ઉઘડી ગયો હતો. સાડા છ વાગે અમે અમારે મકાંને આવી પહોંચ્યાં. લેડી એલી અને જનરલ ગ્રે આજે અમારી સાથે જમ્યાં. ખાનું ખાઈ રેહવા બાદ ડચેસ એકલાંજ

અમારાં દિવાનખાનામાં આવ્યાં અને અમારી આગળ થોડી વાર કાંઈ વાંચ્યું. પછી હું લખવા બેઠી, જે વેળા મારૂં કામકાજ કરવા મારી હજુરમાં ગ્રૅન્ટ ઉભો રહ્યો, કેમજે બ્રાઉનનો પગ દુઃખતો હોવાથી ડૉક્ટરે તેને ફરવા હરવાની મના કરી હતી.

ગુરૂવાર, ૧૨મી અક્ટોબર.

આજ ઉઘાડ હતો ખરો પણ કમનશીબે સૂર્ય પ્રકાશતો ન હતો. બ્રાઉનના પગને આજ ઘણો ફેર પડ્યો હતો અને ડૉક્ટરના ધારવા પ્રમાણે આવતી કાલે તેનાથી ટેકરીઓપર ચઢાય એવું હતું.

અહિં રોજ અમને ઘણો સરસ નાસ્તો મળેછે. મલાઇ તેમજ માખન ઘણું સારૂં હોયછે. ડચેસની રાંધનારી—એક સ્કૅાચ સ્ત્રી—ઘણી હોશિયારછે. મને વિચાર આવ્યો જે વ્હાલા આલબર્ટને એ સંધું કેવું ગમ્યું હતે! તેઓ હંમેશ કેહેતા કે નાનાં ઘરોમાં સઘળું ખાનું વધારે સ્વાદિષ્ટ લાગેછે. અમારી આગળ ઘણાંએક સ્કૅાચ પકવાનો, બે જાતના સૂપ, અને પેલી વખાણાયલી વાની હેગીઝ વગેરે મુકવામાં આવેછે. મેં ગઈ રાત્રે હેગીઝ ચાખી જોઈ, અને ખરેખર તે મને ઘણી પસંદ પડી. મેં તે ખાધી તેથી ડચેસ રાજી થયાં.

સવાબાર વાગે લેનચનને લઈ હું ડચેસની સાથે એમને હસ્તકની જમીનપર ફરવા નિકળી, અને ત્યાં આગલાવખતનું જે મોટું દેવળછે તે જોયું, જેમાંનો એક ભાગ હાલ એક નાનાં દેવળ દાખલ વપરાયછે અને બાકીનો તો એક

ખંડિયેર થઈ પડયોછે, ને જોવા લાયકછે. રાજા રૉર્બટ બીજાના દીકરા "ઉલ્ફ આફ બેડીનોક"ની કબર પણ અમે જોઈ. અહિ બીજા ઘણાક સ્મરણસ્તંભોછે ખરા પણ તેઓ સઘળા ભાગીતુટી હાલતમાં પડેલાછે. એ અસલી દેવળમાં દક્ષિણ બાજુએ એક કબરસ્તાનછે. ટે નદી જેમાં બ્રાઅન નદી જઈ પડેછે તેને કાંઠે ઉગેલાં ઘણાંજ સોભિતાં ઝાડોની ઘટામાંથી ચાલી અમે અમેરિકન ગાર્ડન્સ નામે ઓળખાતા બગીચા સૂધી ગયાં, અને તેની પાસે ડુંગરની બાજુએ જે ઓટલો બાંધી લીધેલોછે અને જે ઉપરથી નોચેના મૃગ્યાવનનો દેખાવ નજર પડેછે તે ઉપર ચઢયાં. અમને આ ટેકરીઓ અને અહિંના લોક સાથે ૧૮૪૨માં જ્યારે પેહેલી ઓળખાણ થઈ હતી ત્યારે મરનાર ડયુક, જેઓ તે વેળા લાર્ડ ગ્લેનલાયનને નામે ઓળખાતા હતા, તેઓએ અમને અહિં નાસ્તો કરાવવા તંબુઓ નાખ્યા હતા. તે વેળાનો દેખાવ કેવો સુંદર લાગતો હતો! અને તેજ જગ્યાએ આજે અમે બન્ને આવી ઉભાં હતાં, પણ અફસોસ, બન્ને વિધવા થઈને!

તરકારીની વાડીમાં થઈ અમે પાછાં ફર્યાં ત્યારે દોઢ થયો હતો. બપોરનું ભોજન કર્યા પછી લેનચન, ડચેસ અને મિસ મૅકગ્રેગર સહિત ડચેસની સોશીએબલમાં બેસી રોટમેલ અને ડોવાલી સરોવરોને રસ્તે હું ઑર્ડી સરોવર તરફ ગઈ. પેલી રાત્રે અમે જ્યારે રસ્તો ચુકયાં હતાં ત્યારે અમને એજ રસ્તે આવવું જોઈતું હતું. આજે જોકે થંડી હતી તોપણ આકાશ ઉપર ઘેરો ન હતો તેથી સાંજનો સમય રળિયામણો

લાગતો હતો; તેમજ સરોવરનાં પાણીની કોર સૂધી અડો અડ ઝાડો, અને તેની ચોમેર ટેકરીઓ આવી રહેલી હોવાથી તે અતિ સોભાયમાન દિસ્તો હતો.

અમે એક નાનાં હોડકાંમાં બેસી તે સરોવરની સેહેલ કરી આવ્યાં. અમારી હોડીને હલેસાં મારવા ડચેસનો વડો અરણ્યરક્ષક ગ્રેગર મૅકગ્રેગર બેઠો હતો. એ પછી અમે ઝાડોની નીચે બેસી ચાહ પીધી. થંડી ઘણી સખત પડતી હતી અને ઉતાવળે અંધારૂં થવા માંડયું. જે રસ્તે પેલી રાત્રે ગાડી હંકાવવાની ડચેસની મરજી હતી, પણ જે ટેકરીઓપરથી જતો હોવાને લીધે તેમ કરવું સલામતીભર્યું ન ધારી એમના ગાડીવાને તે રસ્તે ગાડી ચલાવી ન હતી, તેજ રસ્તે આજે અમે સહી સલામત ઘર આવ્યાં. એ વેળા નવ વાગ્યા હતા. ડચેસ અને મિસ મૅકગ્રેગર એઓજ બન્ને અમારી સાથે જમ્યાં. એક હાયલેન્ડર નામે ક્રિસ્ટી જે આગળ ડયુકનો હજુરીયો હતો અને હાલ ડચેસનો કારભારીછે તે, તથા જૉર્જ મૅકફર્સન નામે તેમનો વાંસળી વગાડનાર, અને ચાર્લસ મૅકલેરન નામનો તેમનો ખિદમતગાર, જે બન્ને સારા દેખાવના હાયલૅન્ડરો છે, તેઓ ખાનાની ટેબલ ઉપર હાજર હતા. જમી રેહેવા પછી ડચેસે મારી આગળ કાંઇક વાંચ્યું.

શુક્રવાર, ૧૩મી અકટોબર.

આજ સવારમાં સારો ઉઘાડ હતો અને સૂર્ય પ્રકાશતો હોવાથી સઘળી વસ્તુઓ ચકચકિત દિસ્તી હતી. અમે અહિં

રહ્યાં તેટલાં રોજ સવારે નાસ્તાની વેળા ડચેસનો વાંસળી વગાડનાર મધુર રાગો વગાડતો હતો. દસ વાગે અહિંથી જવા નિકળવાની અગાઉ મેં બાગમાં એક ઝાડ રોપ્યું અને મારા એક જુના ઓળખીતા વિલી ડફ સાથ વાત કીધી. તે ડચેસનો માછીમાર છે અને મેં અગાઉ તેને જોયો હતો ત્યારે તેને લાંબી અને કાળી દાઢી હતી; હવે તેના વાળ તદન સફેદ થઈ ગયાછે. એ પછી મી૦ ફર્રીંગટન જેઓ ઘણાંક વર્ષ થયાં એથલના કુટંબમાં સેક્રેટરીનો ઓધો બજાવતા આવ્યાછે તેમની મારા સાથ ઓળખ કરાવી. જનરલ ગ્રે, લેડી એલી, અને મિસ મેકગ્રેગર અમોથી અગાઉ નિકળી ચુકયાં હતાં અને આગળ પડયાં હતાં. લેનચન તથા હું ડચેસ સાથે એમની ચાર ઘોડાની સોશીએબલમાં બેસી નિકળ્યાં, જેના બૉક્સપર બ્રાઉન અને ગ્રૅન્ટ હતા. હવા ઘણી ખુશનુમાં હતી અને બ્લેર તરફ જવાના ઇનવર્નેસ રોડ ઉપરથી અમારી ગાડી પસાર થઇ તે વેળા દુરથી ઉંચા પહાડોનો દેખાવ ઘણો રળિઆમણો લાગતો હતો.

અમે બેલીનલુઇગના ગામડાંમાંથી પસાર થયાં; ત્યાં એક રેલવેનું સ્ટેશનછે, અને ત્યાંથી પાએક માઇલને છેટે ટે અને ટમલ નદીઓનું સંગમ થાયછે. ૧૮૪૪ માં અમે અહિં રહ્યાં હતાં તેથી એ સઘળાં નામો મને જાણીતાંછે. લોજીઅરેટની પાસેનાં ઉંચાણમાં એક ટેકરી આવેલીછે ત્યાં જે સ્થળ ઉપર ડયુક ઑફ એથલનો એક સ્મરણસતંભ ઉભો કરવા ધાર્યુંછે તે અમે જોયું. ડનકેલ્ડથી અગીયાર માઇલને છેટે

ફૉર્ટીનલોન (કેપ્ટન મરેનું ઘર) મુકી નીચે ઉતર્યા પછી અમે ડાકના ઘોડા અમારી ગાડીને જોડાવ્યા અને ઇનવર્નેસ રોડ મુકી જમણી ભણી વળાણ લીધી.

બારને દસ મિનિટે મી૦ કેઅરના કીનડ્રોગન નામના વજીફાના પશ્ચિમ ભાગથી પાએક માઇલને છેટે અમે ગાડીમાંને ગાડીમાંજ બપોરનું ભોજન જમ્યાં. અહિં અમારાં ટટ્ટુઓ તૈયાર હતાં અને જનરલ ગ્રે, લેડી એલી, અને મિસ મેકગ્રેગર પણ આવી ઉભાં હતાં. થોડીવાર અહિં થોભી અમે જનરલ ગ્રેને આગળ જવા દીધા, અને ત્યાર બાદ ટટ્ટુઓપર બેસી મુસાફરી પાછી સરૂ કીધી. મી૦ કેઅર અમારાં ટટ્ટુઓની હારે પગે ચાલતા હતા. એમના ઘરના પૂર્વ ભાગ પાસેથી થઇ ઇનોક ધુનાં નાનાં ગામડાંમાંથી પસાર થઇ મી૦ સ્મોલના વજીફા ડર્નેતીઅન ઉપર જવાના ઢોળાવદાર ચઢાણના રસ્તા ઉપર અમે ચઢયાં, અને તેમનાં રેહેવાનાં ઘર પાસે થઇ આગળ ચાલ્યાં. મી૦ સ્મોલ ઘરમાં ન હતા પણ તેમના બે પારધીઓ, જે ઉંચાં કદના અને સારા દેખાવના પુરૂષો હતા, તેઓ અમને રસ્તો દેખાડવા અમારી આગળ ચાલ્યા. મી૦ કેઅરનાં પણ બે માણસો અમારી સાથે ચાલતાં હતાં. અહિંથી વળાણ લઈ અમે એક હીધરથી ભરેલી રાની ખીણમાં થઈ સ્પિટલ નદીનો ઉપર ગ્લેશીર નામની જે ટેકરી આવેલીછે તે ઉપર ચઢવા માંડયું. થોડુંક ચઢી પાછું ફરી જોયું તો ચઢ ઉતરના આસ્માની રંગની ટેકરીઓની હાર એકમેકની પછવાડે લંબાયલી હોવાથી રચના ઘણી ભપકાદાર થઈ રહી હતી. ટેકરીને મથાળે સૂધી

પુગવા પછી સાડા ત્રણેક વાગે અમે ચાહ પીવા સારૂ ઉતરીને ઘાસમાં બેઠાં, પણ ચાહનું પાણી ગરમ કરવાની કીટલી ભુલી આવ્યાં હતાં તે લેવા એક માણસને સ્પિટલ નદી આગળથી મોકળ્યું હતું તે હજી પાછું આવ્યું ન હતું તેથી થોડીવાર અમને ખોટી થવું પડયું. આખરે, ચાહ પી રહીને, અમે થોડોક કટકો પગે ચાલીને પછી ટટુઓપર બેસી ટેકરી ઉપરથી ઉતર્યાં, અને આગળ ચાલ્યાં. બિચારા બ્રાઉનને ચાલતાં, તેમાં મુખ્ય કરીને ટેકરીઓપરથી ચઢ ઉતર કરતાં, જે વેદના થતી હતી તે જોઈ મને ઘણુંજ લાગ્યું. તેનાથી ઉતાવળે ચલાતું ન હતું અને તે લંગડાતો હતો, તોએ અમે ઘણુંએ કહ્યું પણ તે ચાલતો પાછો હટયો નહીં. તેણે આ વેળા જે સહનશક્તિ દેખાડી તે ઉપરથી તેનાં દિલની હિંમત જણાઇ આવી. પોતાને સોંફેલું કામ બીજાને સ્વાધીન કરી થોડી વાર પણ વિસામો લેવાની તેણે સાફ ના પાડી.

પ્રિય અને ભલાં ડચેસ અને મિસ મેકગ્રેગર, જેઓ અમને અહિં સૂધી વળાવી કીન્ડ્રોગન વિદાય થતાં હતાં, તેઓને મળી ભેટીને અમે ગાડીમાં બેઠાં. તદન અંધારૂં થવાની અગાઉ તો અમે ડેવિલ્સ એલ્બો નામની ટેકરીને મથાળે સૂધી ચઢી રહ્યાં, અને સાડા સાત વાગે કસલટનના કસબામાં આવ્યાં, જયાં અમારા પોતાના ઘોડા અમો સારૂ આવેલા હતા તે ગાડીમાં જોડાવી આગળ ચાલ્યાં અને સાડા આઠ વાગે બાલમોરલ આવી પહોંચ્યાં.

# ડનકેલ્ડની બીજીવારની મુલાકાત.

સોમવાર, ૧લી અકટોબર, ૧૮૬૬.

પ્રભાતનો વખત ખુશનુમા હતો. આજ અમે રોજના કરતાં વેહલાં ઉઠયાં તથા વેહેલો નાસ્તો કીધો અને પછી પોણા દસ વાગે લુઇઝ અને જેની એલીને સાથે લઇ હું ડનકેલ્ડ જવા ઉપડી. (બ્રાઉન અને ગ્રન્ટ અગાઉની માફક અમો સાથે હતા.) આર્થર જનરલ ગ્રેની સાથે આગળથી નિકળી ચુકયો હતો. રસ્તામાં અમને ગાયઢોરનાં ઘણાંએક ટોળાં મળ્યાં કારણકે આજ કેસલટનમાં મેળો ભરાવાનો હતો. તાપ બહુ પડતો હતો, સૂર્ય પૂર તેજથી પ્રકાશતો હતો, અને કેર્ન વાલ પહાડનો દેખાવ ઘણો ભપકાદાર દિસ્તો હતો. પણ જેમ જેમ અમે આગળ ચાલ્યાં તેમ તેમ આકાશ ઉપર વાદળનો ઘેરો થતો ગયો અને જે ઘડી જાયછે તેમાં વરસાદ તુટી પડશે એવી અમને બ્હીક લાગી. ડેવિલ્સ એલ્બો ઉપરથી અમે પ્યાદાં ઉતર્યાં અને સ્પિટલ નદીથી દોઢ માઇલને છેટે ગાડી થોભાવી ગાડીમાંજ ભોજન કીધું, અને કાંઇક ચિત્રો પણ કાઢયાં. સ્પિટલ નદીની ઉત્તર તરફ થોડેક છેટે અમારાં ટટ્ટુઓ તૈયાર હતાં—મારે સારૂ ગૅાર્ડન, લુઇઝ સારૂ બ્રેકીન, અને જેની એલી સારૂ ફ્રોમાર; એક ટટ્ટુ આર્થરને વાસ્તે પણ હતું પણ તે ઉપર તે બેઠો નહીં. વળી એક બીજું ફાલતું હતું

કે ગ્રેન્ટ અથવા કોઇબી નોકર થાકી જાયતો તે ઉપર સ્વાર થાય. અહિં પ્રિય ડચેસ આફ એથલ અને મિસ મેકગ્રેગર જેઓ અમને લેવા આવ્યાં હતાં તેઓ મળ્યાં, અને જે જગ્યાથી વળાણ લઇ રસ્તો ટેકરી તરફ જાયછે ત્યાં મી૦ કેઅર અને તેમનો દીકરો, તેમજ ડર્નેનીઅનવાળા મી૦ સ્મૅાલ, જેઓ મજબુત બાંધાના, સારા દેખાવના, અને ખુશ મિજાજના બત્રીસ વર્ષની વયના એક જવાન પૂરૂષ છે તેઓ અમને મળ્યા. મી૦ સ્મૅાલ-ના અગાઉનાજ પેલા ઉંચાં કદના બે માણસો આ વેળા પણ અમારી આગળ આગળ ચાલ્યા. જે ટેકરી ઉપરથી ગએ વર્ષે અમે ઉતરી આવ્યાં હતાં તે ઉપર અમને આ વેળા ચઢવું પડયું. ગરમી તો બહુ પડતી હતી, અને બન્ને તરફનો દેખાવ જોકે સારૂ નજરે પડતો ન હતો તોપણ ઘણો રમણ્ય લાગતો. આ વેળા ઉકલાટ ઘણો પડતો હતો તેથી અમને બહુ કંટાળો આવ્યો. અમે અગાઉનેજ રસ્તે આગળ ચાલ્યાં. ઘણો વરસાદ પડેલો હોવાને લીધે જમીન બધી ભીની થઇ ગઇ હતી. રસ્તા-માં અમે થોડી વાર મી૦ સ્માલનાં મકાન ડર્નેનીઅન આગળ તેમનાં બેહેન મિસ સ્માલ સાથે વાત કરવા થોભ્યાં. એ બાનું કદ ઘણાં ઉંચાં અને અંગે ભરેલાં છે.* ત્યાંથી મી૦ કેઅરનાં મકાંન કીન્ડ્રોગન તરફનો અમે રસ્તો લીધો. આ લત્તાના સઘળાં લોક ગૅલીક ભાષા બોલેછે, અને તેઓમાંનાં કેટલાંકને તો ઇંગ્લિશ ભાષાનો એક શબ્દ પણ આવડતો નથી. મી૦

* એમના પિતા જેઓ ઘણા કદાવર હતા તેમની મારા સાથ ડનકેલ્ડમાં ઓળખાણ કરાવવામાં આવી હતી.

કેઅરના ૧૭ફામાં દાખલ થઇને અમે ટટ્ટુઓપરથી ઉતરી આર્ડલ નદીને કિનારે એક જગ્યા જ્યાં મી૦ કેઅરે અગ્ની સલગાવીને ચાહનું પાણી ગરમ કરવા મુકાવ્યું હતું, જમીન ઉપર પીછોડીઓ બીછાવી હતી, અને ચાહની સર્વે તૈયારીઓ કરાવી હતી, ત્યાં ગયાં. મિસિસ કેઅર તેમની બન્ને દીકરીઓ સહિત ત્યાં આવેલાં હતાં. એ બાઈ ઘણાં ભલાં અને સાલસછે, અને સર નીલ મેન્ઝીસ જેઓ ટેમથમાં મને ૧૮૪૨ નાં વર્ષમાં મળ્યા હતા તેમનાં દીકરી થાયછે. આ વેળા બધા પૂરૂષો અહિંથી જતા રહ્યા હતા તેથી અમે એકલી સ્ત્રીઓએજ ચાહ પીધી. ચાહ પી રહી અમે તેમનાં ઘરમાં ગયાં જે એક સોભિતું અને સુખદાયક મકાનછે, અને થોડીક વાર ત્યાં બેઠાં. બારણાં આગળ અમને ફરનીવાળા મેજર બાલર્ફોઅર મળ્યા. જેઓ મી૦ કેઅરની નાની દીકરી સાથે પરણવાનાછે. સવા પાંચેક વાગે લુઇઝ અને ડચેસ સહિત મારી સોશીએબલમાં બેસી હું ત્યાંથી નિકળી. ગાડીને ડચેસના ઘોડા જોડેલા હતા તે ઘણા ઝડપથી દોડતા હતા, અને જે રસ્તે અમે ગયે વર્ષ ડનકેલ્ડથી ઘર તરફ ગયાં હતાં તેજ રસ્તો ડનકેલ્ડ જવા આજ પણ અમે લીધો. અર્ધે રસ્તે જઇ બેલીનલુઇગ નામે જગ્યાએ ઘોડાઓને પાણી પાવા અમે થોભ્યાં અને ત્યાંથી નિકળેલાં સાતને દશ મિનિટે ઠેઠ ડનકેલ્ડ આવી પહોંચ્યાં. જે ઓરડા ગયે વર્ષ મને મારા વપરાસને માટે આપ્યા હતા તેજ આ વેળા પણ મને આપેલાછે. લેનચનનો ઓરડો લુઇઝને આપ્યોછે. બ્રાઉનને તેનો આગલોજ ઓરડો મળ્યોછે અને તેની

પાસેનો ઓરડો આર્થર સારૂ છે, બાકીની સંધી ગોઠવણ આગળનાજ જેવીછે. સંધું સુતરૂ, સસ્વથ, અને સુખદાયક લાગેછે.

ડનકેલ્ડ, ૨૭ અકટોબર.

આજ વરસાદ વરસ્તો ન હતો તોપણ હવામાં ભીનાશ હતો તથા ટેકરીઓપર ધુમસ ઝુલાઇ રહ્યો હતો. છોકરાંઓની સાથે મેં નાસ્તો કીધો. હાલ એનટું થોમસન આર્થરનું કામ કાજ કરેછે, એમલી,* અને ઍની મૅકડૉનલ્ડ† મારી ખિદમતમાં અહિં આવીછે, તેઓ લુઇઝનું પણ કામ કરેછે, જોકે લુઇઝ કામ કરવામાં ઘણી ચાલાકછે અને પોતાનું કામ પોતેજ કરી શકેછે. સાડા અગીયાર વાગે હું એકલી ડચેસની સાથે ગાડીમાં ફરવા ગઇ. વનોમાંથી થઇને અમે પાલની ગામમાં ગયાં અને પછી રસ્તે પડી વિલિ ડફનાં ઝુપડાં આગળથી વળાણુ લઇ નદીને કાંઠે કાંઠે થઇ મોટાં ઝાડો વીચેથી પસાર થયાં. એ ઝાડો જોતાં મને વિંડઝર પાર્ક યાદ આવ્યો. પ્રિય આલબર્ટ આ ઝાડો જોઈ કેવા ખુશ થયા હોત! અમે

* એમલી ડીટવેલર મારી વડી કપડાં પેહરાવનાર દાસી. એ જર્મની દેશનાં કાલેસુ નામે ગામની રહેવાસી છે, અને ચોવીસ વર્ષ થયાં મારી નોકરીમાં છે.

† મારાં કપડાં રાખનાર વડી સ્ત્રી. એ સતાવીસ વર્ષ થયાં મારી નોકરીમાંછે અને મારો હજુરી જૉન મૅકડૉનલ્ડ જે ૧૮૬૫માં મરણ પાંમ્યો તેની વિધવા છે.

ઉતરીને થોડુંક પગે ચાલ્યાં અને પાસે એક જુનાં મકાનનું ખંડિયેરછે તે જોઈ ઘર આવ્યાં. ચારને વીસ મિનિટે ડચેસ અને લુઇઝની સાથે એક ગાડીમાં હું, અને જેની એલી તથા મિસ મૅકગ્રેગર બીજી ગાડીમાં અમારી પછવાડે, એમ અમે પાછાં ફરવા નીકળ્યાં, અને લોઝ સરોવર ઉપર જવાના રસ્તાપર ફીફ્રગેટ નામે જગ્યાછે ત્યાં જઈ ત્યાંથી ટટ્ટુઓપર બેસી દોઢેક કલાક સૂધી અરણ્યોમાં ફર્યાં; પણ ધુમસ ઘણો ઘાડો પંથરાયો હતો અને બારીક બારીક વરસાદ વરસતો હતો તેથી લાંબેના દેખાવ જોવાનું તો રહ્યું પણ થોડે છેટેની ચીજો પણ અમે પુરી પાધરી નિરખી શકયાં નહીં. સેંટ ફોમ્સનાં ગામડાં આગળ આવી અમે ટટ્ટુઓપરથી ઉતર્યાં, પણ ગયે સાલની માફક આ વેળા પણ અમે ત્યાંનો ખુશનુમા દેખાવ જોઈ શકયાં નહીં. જે ચાહ બનાવવાનાં વાસણોનો સેટ મેં અગાઉ ડચેસને ભેટ આપ્યો હતો તેમાં અહિં અમે ચાહ પીધી, અને પછી ઘરમાં ગયાં. એઓએ પોતાના બધા ઓરડાઓમાં કેવો સરસ સામન ગોઠવ્યો છે! આલબર્ટને એ સંધું કેવું ગમ્યું હતે! ગઈ કાલનીજ માફક આજે અમે જમ્યાં; બ્રાઉન ટેબલ આગળ હાજર હતો.

બુધવાર, ૩જી અકટોબર.

હવડાંજ અમે સીત્તેર માઇલની એક ખુશકારક અને સફળ મુસાફરી સાડા દસ કલાકમાં પૂરી કરી ઘર આવ્યાં; તે મુસાફરીનું વર્ણન કરવાને હું યત્ન કરૂંછું. નવ વાગે ડચેસે

મને કેહેવાડયું જે તેમના ધારવા પ્રમાણે કદાચ ધુમસનો ઘેરો નિકળી જશે, (કેમજે હવા કાલના જેવીજ હતી) માટે અમોએ ગાડીમાં બેસીને ઘોડાઓથી જવાય તેટલે છેટે ફરવા જવું, અને જો રસ્તામાં વરસાદ પડેતો પાછાં ફરવું. મેં ખુશીથી તેમ કરવા કબુલ કીધું. નાસ્તાના વખત અગાઉજ લેડી એલી અને જનરલ ગ્રે સાથે આર્થર કિલીક્રેન્કીના ઘાટ તરફ ગયો, અને સવા દસ વાગે ખાવા પીવાનુ વગરે સારી પઠે સાથે લઇ લુઇઝ, ડચેસ, અને હું ઘરથી ઉપડયાં. અમે ઘોડે બેસવાનો પોષાક પેહેર્યો હતો કેમજે તે થોડી જગ્યા રોકેછે. પેહલાં ધુમસ ઘણો ઘાડો હતો અને ઝરમર ઝરમર વરસાદ પણ પડતો હતો તેથી અમને દૂરની ટેકરીઓ વગેરેની રચણા નજરે પડી નહીં. ટે નદીનો પુલ પસાર કરી, લિટલ ડનકેલ્ડનાં ગામડાંમાંથી થઈ, બ્રાઅન નદીને કિનારે કિનારેથી ગાડી લેવાડી, અમે ઇન્વર ગામડાંમાં પેઠા, અને ત્યાંથી નિકળી સેંટ કોમ્સનાં ગામડાં સાંમે આવેલા ટે નદીના કાંઠાપરથી હંકારી ગયાં. ડનકેલ્ડથી ચાર માઇલને છેટે, ઇન્ચમગ્રેનાકન નામનાં ખેતર આગળથી હાયલૅન્ડસ સરૂ થાયછે એવું ધારવામાં આવેછે, અને એ જગ્યા એથલની જાગીરોની પણ એક સીમા ગણાયછે. અમે ઓક, બીચ, અને બ્રશઉડથી ભરેલાં કેટલાંક સુંદર વનોમાંથી પસાર થયાં, જેમને માથે ખડકો આવેલા છે. આ ઝાડો જોઇ આપણને વિંડઝર પાર્કનો વિચાર આવેછે. અહિંથી એક માઇલ આગળ જતાં ડાલગાઇઝનો બગીચો શરૂ થાયછે, જેને બન્ને છેડે બે મોટા ફુલના બાગો આવેલા હોવાને લીધે તે જાણીતો થયલો

છે. એ બાગોમાંનાં ઝાડો એવી રીતે ફળોથી ઝુંમાઇ જાયછે કે તે જોઇ મને જર્મની દેશનું સ્મરણ થયું. એ બગીચો મી૦ સ્ટુઅર્ટ, જેઓ હાલ કેપ ઑફ ગુડ હોપ તરફ છે, તેમનો છે. એની પાસે કીનેર્ડની મિલકત આવેલી છે જે મરનાર લેડી ગ્લેનલીઅન (ડચેસનાં સાસુ) ને તેમનાં લગ્ન વેળા પલ્લાંમાં મળી હતી. અહિંથી થોડેક છેટે લોજીઅરેટ નામની જગ્યા આગળ ટે અને ટમલ નદીઓનો સંગમ થાયછે. ત્યારબાદ અમે ટે નદીની ખીણમાં પેઠાં. જે પારેથી અમારી ગાડી ચાલતી હતી તે તરફનો ખીણનો ભાગ પણ ડ્યુક ઑફ એથલની મતાછે. ટે નદી ઘણી મોટી અને સુંદર છે. તેની પેલી પારે વનોની વચ્ચે ઘણીએક સારી સારી મિલકતો આવેલી છે. હવે ધુમસ જરા પાતલો થયો હતો અને વરસાદ ઉઘડી ગયો હતો તેથી આસપાસની સઘળી સીમની જમીન અમને સારી રીતે દેખાતી હતી. કેસલટનવાળા ફીશરનો ભાઇ જેની અહિં વીસી છે તેણે મોકળેલા ડાકના ઘોડા બાલનાગાર્ડથી થોડેક છેટે સ્કીટુઅન નામનાં ગામડાં આગળ અમો સારૂ તૈયાર હતા. અમારી ૧૮૪૨ની મુસાફરીમાં પણ અમે એજ રસ્તે આવ્યાં હતાં અને બાલનાગાર્ડ આગળ ટપ્પો બદલ્યો હતો. હવે તો એ સુંદર ખીણમાં, ડનકેલ્ડથી એબરફેલ્ડી સુધી એક આંખને જોવા ન ગમે એવો ગરબડયો રેલવે બાંધેલો છે. ઘોડા બદલી, ગૅન્ડટુલી કેસલ જે રસ્તાની બાજુએ આવેલોછે તેની પાસેથી અમે પસાર થયાં. એ કિલ્લો સર વિલ્યમ સ્ટુઅર્ટનો છે પણ મહારાજા ધુલીપસિંહે હાલ તે ભાડે રાખેલો છે. તે અસલી અને અ-

જબ તરાંહના દેખાવનોછે, અને ઘણો ખરો એબરગેલ્ડીર્ના ઢબનો બાંધેલોછે. તેની તરફ જવાના રસ્તાની બન્ને બાજુએ ઝાડોની હાર આવી રહીછે. કસલ મેન્ઝીની સાંમે એબરફેલ્ડી નામે એક સુંદર ગામડું આવેલુંછે તેમાં અમે દાખલ થયાં ત્યારે ત્યાંનાં એકાદ બે માણસો અમને ઓળખતાં હોય એવું જણાયું. ત્યાંથી આગળ જતાં ઉંચાં ઝાડોવાળી સુંદર ટેકરીઓપરથી પસાર થઈ અમે બ્રેડૅાલબેનની મિલકતો, જે ટેમથની નજદીકમાં આવેલીછે, ત્યાં જઈ લાગ્યાં. એ વેળા ધુમસ બહુ ઓછો થઇ ગયો હતો. અમારા ડાબા હાથ ભણી બોલફ્રાકસનું મકાન જ્યાં હુજુરી લૅાર્ડ બ્રેડૅાલબેનનો આડત્યો રહેછે તે હતું, અને જમણા હાથ ભણી ટેમથના મેહેલની વાડીમાં દાખલ થવાનો મુખ્ય દરવાજો હતો. એ દરવાજામાંથી હું અગાઉ અંદર ગઈ હતી તે મને બરાબર યાદછે. એ મેહેલને લગતી જગ્યા ઉપરથી અમે જવા ધાર્યું પણ તેમ કરવા માટે રજા મેળવવી જોઇએ એવું હતું, અને જો રજા લેવા જઇએ તો અમારી ઓળખ આપવી પડે, (જે આપવાની કેટલાંક કારણોને લીધે મારી મરજી ન હતી) તેથી અમે તે જમીન ઉપરથી જવાનો વિચાર માંડી વાળ્યો, અને એક નાના કિલ્લાના દરવાજા આગળ ગાડીમાંથી ઉતર્યાં, જ્યાંથી ત્યાંના માલીનાં ઘરમાંની એક સ્ત્રી અમને કિલ્લામાં લઈ ગઈ; અમે કોણ હતાં તે વિષે તેને મુદ્દલે ખ્યાલ ન હતો. કિલ્લાને મથાળે જઈ ઉંચાણપરથી જોયું તો ટેમથનું મકાન અમને દૃષ્ટિએ પડયું કેમકે ધુમસ તે વેળા ઓછો થયલો હોવાથી સઘળી ચીજો પ્રગટ દિસ્તી હતી. અહિં,

જે સ્થળ ઉપર ચોવીસ વર્ષની વાત ઉપર પ્રિય લાર્ડ બ્રેડાલબેને અમને મોટા દમામ અને ભારે રચના સહિત આવકાર દીધો હતો, તે સ્થળને જુસ્સાથી ભરાઇ આવેલી છાતી સાથે હું થોડીવાર એકલીજ નિહાલતી ઉભી રહી ! તે વેળાની રમણ્ય રચના અને અવાસ્તવિક દમામની બરાબર કાંઇજ ન હોય ! તે વેળા આલબર્ટ અને હું માત્ર ત્રેવીસ વર્ષની વયનાં ભર-જવાન અને સુખી હતાં. તે વખતે અમારી સાથ જેઓ હતાં તેઓ માંહિલાં કેટલાં આ સંસાર છોડી ગયાં છે ! મને એ સ્થળ ફરીને જોવાની તક મળી તે માટે મેં ઇશ્વરનો આભાર માન્યો. જેવું તે અગાઉ હતું તેવુંજ તે આજ પણ મને લાગ્યું. ધુમસ પડવાને લીધે સઘળી ચીજોપરથી પાણી ટપકતું હતું. ટેમથ ડનકેલ્ડથી બાવીસ માઇલને છેટે આવેલું છે.

ત્યાંથી આવી અમે પાછાં ગાડીમાં બેઠાં; આ વેળા ડચેસ મારી પાસેજ બેઠાં કે અમને એમ બેઠેલાં જોય તો તે તરફ મારી હાજરીની કોઇ તર્ક બાંધે નહીં. નાના નાના પાણીના ધોધ સાથનાં સોભાયમાન વનોમાંથી થોડોક રસ્તો કાપી અમે કેનમોઅરનાં નાનાં ગામડાંમાં પેઠાં. એ ગામડાંમાં એક ગાય-ઢોરનો મેળો ભરાયલો હતો તેમાંથી થઇને અમને જવું પડયું; પણ લોકોએ માત્ર ડચેસને ઓળખ્યાં, મને કોઇએ ઓળખી નહીં. મેળામાં વાજીંત્રોના સરોદ નિકળતા હતા અને દુકાનો માંડી તરેહવાર ચીજો વેચવા મુકેલી હતી, તેમજ દેવળની પાસે એક ઢેલાવદાર લીલોતરીવાલું મેદાનછે ત્યાં ઢોરો અને ટટ્ટુઓ એકઠાં કરી રાખ્યાં હતાં—જે દેખાવ ચિત્રસમાન લાગતો હતો.

એ ગામ મુકી અમે પુલપર આવ્યાં કે તરતજ મોટાં મોટાં ઝાડોની વચ્ચે આવેલો ટે સરોવર અમારી નજરે પડયો. તેના પર ધુમસ પંથરાયલો હતો તોપણ તે સ્પષ્ટ દિસ્તો હતો. આ જોઇ વળી મને આગલા દહાડાનું સ્મરણ થયું, અને ૧૮૪૪ માં હોડીઓમાં બેસી એ સરોવરમાં અમે સેહેલ કરી આવ્યાં હતાં જે વેળા વાંસળી વગાડનારાઓ મધુર રાગ વગાડતા હતા અને હોડીવાળાઓ ગેલીક ભાષામાં ગીતો ગાતા હતા, તે સર્વ મને સાંભરી આવ્યું. તે વેળાએ મૅકડુગલ તાયફાના વડાએ અમારી હોડીનું સુકાન પકડ્યું હતું, અને તેના પૂર્વજોએ રૉબર્ટ બ્રુસ પાસેથી યુદ્ધમાં જીતી લીધેલું જવાહેર "બ્રુચ ઑફ લૉર્ન" તેણે અમને દેખાડયું હતું.

જમણા હાથ ભણી બગીચા અને એક સુંદર મૃગ્યાવન અમે જોયું, જે ઇંગ્લન્ડનાં એવાં વનોને સેજ મળતું હતું. અમે મરેઝ લૉડજ નામે મકાન આગળ થોડી વાર થોભ્યાં પણ ઘોડા બદલ્યા નહીં, અને સરોવરને કાંઠે કાંઠેથી આગળ ચાલ્યાં. સરોવરનાં પાણી ઘણાં સ્વચ્છ હતાં અને એવાં તો સ્થિર હતાં. જે તેમાં પડેલા પડછાયા ખરા દેખાવો હોય તેવા જણાતા હતા. પાંચેક માઇલ જઈ અમે ગાડીમાંથી ઉતર્યાં અને સરોવરના કાંઠાપર બેઠાં. એ કાંઠો સઘળો સોભિતા કાચમણીથી ઢંકાઈ ગયલો છે, જેમાંના ઘણાક અમે વિણી લીધા. અહિંજ બેઠાં બેઠાં દોઢેક વાગે અમે ભોજન લીધું અને ત્યાર પછી આસપાસના દેખાવો ચિતારવા મંડ્યાં. આ વેળા ધુમસ સઘળો વિખરાઈ જઈ સૂર્ય પ્રકાશતો હતો, અને સરોવર તથા તેના ઝાડોથી ભરેલા કિનારા અતિ સોભાયમાન દિસ્તા હતા.

અઢી વાગે અમારા ઘોડા બદલાવી અમે પાછાં ગાડીમાં બેઠાં, અને સરોવર આગળથી પાછાં ફરી એક ઉંચી ટેકરીને રસ્તે ગાડી લેવાડી, લાયન નદી પાર કરી એજ નામની એક ગાલીમાં પેઠાં. એ ગાલીમાં ઉંચા ઝાડો અને લીલોતરીવાળી ટેકરીઓ અને ખડકોથી સારી રચના થઇ રહીછે. તે માંહેથી અમે ૧૮૪૨માં પસાર થયાં હતાં તેની મને બરાબર યાદ છે. તે દિવસે પણ આજની પેઠે ધુમસ ઘણો પડતો હતો, અને આજે તો ટેકરીઓની ટોંચોપર અને કેટલેક ઠેકાણે તો તે ટોંચોની નીચે પણ ધુમસ ઝુલાઇ રહ્યો હતો. અમે રસ્તે જતાં ઘણાક નાના બગીચાઓ જોયા—જેવાકે દુપવાલા મી૦ એફ. જી. કેમ્પબેલનું મકાન, ગ્લેનલીઅન હાઉસ વગેરે; ડાબી બાજુએ અમે ફોર્ટીંગલ નામે એક ગામડું, તથા સર રૉબર્ટ મેનઝીનું મકાન, અને એક નવું બાંધેલું ઘર, ડનનેવન હાઉસ, પણ દિઠું. એ શિવાય કેટલાંક નાના સુંદર ચિત્રસમાન ઝુંપડાઓ અહિં તહિં છુટાં છુટાં, તેમજ કોઇ ઠેકાંણે અડોઅડ બાંધેલાં, જોવામાં આવતાં હતાં. કેટલાંક સાયકેમોઅરનાં અને બીજી જાતના ઝાડો નદીને કાંઠે ઉગેળાં ઘણાં સોભતાં હતાં. પછી અમે કોશીવીલનું ગામડું વટાવી ગયાં અને એક ઘણી ઉભી ટેકરીપર ચઢયાં જેની તલેટીમાંથી એક ઝરો વહેતો હતો, અને જેની આસપાસ ઘણાંક ઝાડો ઉગેળાં હતાં. અહિંથી ગાર્થવાળા સ્ટુઅર્ટનાં કુટંબના જુના કિલ્લાનાં ખંડિયેરની પડોસમાંથી થઇ, સીહેલીઅનની ઉંચી ટેકરી નીચે આવેલું એક જંગલી ભયાનક મેદાન વટાવી, એક ઢેલાવદાર રસ્તાપર ચઢયાં,

અને તેને મથાળે એક નાનો જેવો સરોવર આવેલો છે ત્યાં જઈ લાગ્યાં. એ સરોવરને સીનઅરડીકને નામે ઓળખેછે.

એ પછી તરતજ ત્યાંથી ઉતરી એક વળાણ લઇને અમે પાછાં વનોમાં પેઠાં અને ટમલ પુલ આગળ થોભી ઘોડાનો ટપ્પો બદલ્યો. અહિં થોડાં, ઘણાંજ થોડાં, લોક હતાં તેઓએ બ્રાઉન અને ગ્રૅન્ટના કેહવા પ્રમાણે અમને ઓળખ્યાં, તો પણ ઘણી સારી વર્તણુક દેખાડી અને અમારી ગાડીની પાસે આવ્યાં નહીં. આ વખતે ચારમાં વીસ મિનિટ ઓછી હતી. ત્યારબાદ અમે ઘર તરફનો રસ્તો લીધો ખરો પણ ત્યાં જવા અમને એક લાંબો ચક્રાવો લેવો પડયો, અને ટમલ સરોવરને કિનારે કિનારેથી ટેકરીઓની બાજુએ ઉગેળાં બર્ચનાં ઝાડોમાંથી ઘણે ઉંચે ચઢવું પડયું. એ સરોવર માત્ર ત્રણ માઇલ લાંબોછે. અહિં અમે આવ્યાં તેટલાં આકાશ ખુલું થઇ ગયું અને ખુશનુમાં તડકો પડવા લાગ્યો. સરોવરને છેડે એક ઉંચી જગ્યાછે ત્યાં અમે ચાહ પીવા ઉતર્યાં. એ સ્થળને મારાપરથી "ધી ક્વીન્સ વ્યુ" એવું નામ આપ્યુંછે, જોકે અમે ૧૮૪૪માં આ તરફ ફરવા આવ્યાં ત્યારે એ ઠેકાણે હું મુદ્દલ આવીજ ન હતી. ચાહ બનાવવા વગેરેમાં ઘણો વખત ગયો અને તોપણ તે કાંઈ બરાબર થઈ નહીં. કેટલો વાર સૂધી અગ્ની એ સળગ્યો નહીં અને પાણી એ ઉકળ્યું નહીં. આખરે બ્રાઉન તે તરફનાં એક ઝુપડાં ભણી દોડી ગયો, અને ત્યાંથી થોડી વારે એક તપેલી ભરી ઉકળતું પાણી લાવ્યો. પણ લાવતાં લાવતાં રસ્તામાંજ તેનું જોસ નરમ પડી ગયલું હોવાથી, ચાહ કાંઈ સારી થઈ

નહીં. પછી વળી ચાહનો સામાન વગેરે ગોઠવતાં બાંધતાં કેટલોક વખત વહી ગયો જેથી અમને ઘણું મોડું થયું.

અંધારૂં ઝડફમાં પડવા માંડયું હતું. અહિંથી નિકળેલાં અમે સર રૉબર્ટ કાલકહુનનાં મકાનપરથી પસાર થયાં, અને કિલ્લીક્રૅન્કીના ઘાટની અધવચમાં બ્રિજ ઑફ ગારી નામે પુલ આગળ ટપ્પો બદલ્યો; પણ એકતો મોડું થયું હતું તેમાં વળી વરસાદ વરસ્તો હોવાને લીધે આસપાસનું કાંઇજ દિસ્તું ન હતું.

પિટલૉક્રીનાં ગાંમડાંમાંથી થઈ અમે બેલીનલુઇગ જઈ પહોંચ્યાં. પિટલૉક્રીમાં અમને લોકે ઓળખ્યાં ખરાં, તોપણ કાંઈ દોડધાંમ કરવા વગર પસાર થઈ જવા દીધાં. બેલીનલુઇગ આગળ ડ્યુચેસના ઘોડા તૈયાર હતા તે અમે ગાડીમાં જોડાવ્યા. એ વેળા બત્તાનો વખત થયલો હતો અને અહિંનાં ભલાં લોકે અમારાં માનને ખાતર પોતાનાં ઘરની એક એક બારીમાં બબ્બે દીવા સળગાવી રોશની કરી હતી ! એથલ બ્રોઝ નામે તેઓ અહિં એક પકવાન બનાવેછે તે મારે સારૂ લાવવાની તેઓએ મરજી દેખાડી, પણ મેં તેઓને તેમ કરવા ના કહ્યું. આસ્તે આસ્તે ગાડીની આસપાસ લોકોની ભીડ થવા માંડી, અને એક પૂરૂષતો હાથમાં એક ચોર ફાણસ લાવ્યો હતો તેનું અજવાળું, મને બરાબર જોવા, મારાપર ફેંકવાની તેણે તજવીજ કીધી, પણ બ્રાઉન જે નજદીકજ હતો તે આડો ઉભો અને મારાપર ઉજાસ પડવા દીધો નહીં. અહિંથી નિકળેલાં અમે અર્ધેક કલાકે ઘર જઈ પહોંચ્યાં હતે પણ રસ્તામાં કાંઇક અડચણો નડવાથી જરા વધારે વખત લાગ્યો.

બે વારતો ગાડીમાંથી મારી પીછોડી પડી ગઈ તે ઉંચકવા થોભવું પડયું, અને ત્યારબાદ વળી, અમારા સ્વારો વાપરેછે તેવું ફાનુસ મેં ડચેસને આપ્યું છે તે એમનો કોચમેન જે ઘોડેસ્વાર થઇ ગાડીની આગળ દોડતો હતો, તેને કેમ પકડવું તે બરાબર ખબર ન હોવાથી તેણે બેવાર બુઝાવી નાખ્યું, અને બેવાર તે પાછું સળગાવવું પડયું. એમ કરતાં છેક પોણા નવ વાગે અમે ઘર જઈ પહોચ્યાં, અને નવને વીસ મિનિટે ભોજન કીધું. આખો દિવસ મઝાતો ઘણી પડી. બધું મળી અમે ચુમોતેરેક માઇલ ફરી આવ્યાં હોઇશું.

ગુરૂવાર, ૪થી અકટોબર.

આજ પણ ટેકરીઓપર ધુમસ ભારે હતો તેથી કંટાળો આવતો હતો, તોપણ એટલું ઠીક હતું જે વરસાદ ન હતો. ડચેસ મને પુછવા આવ્યાં જે નોકરો અને ઘોડાવાળાઓ આજે સાંજે બે કલાક એક નાચની મિજલસ કરે તો તેમાં મારે કાંઇ અડચણ છે. મેં કહ્યું જે મારે કાંઇજ અડચણ નથી અને હું પોતે પણ તે મિજલસમાં હાજર થઇશ. સવા બાર થવાને સુમારે ડચેસ તથા હું ઘોડે બેસી એમના બગીચામાં ફરવા નિકળ્યાં, અને બિશપ્સ હિલ નામે ટેકરીની પાસે થઇ કિંગ્સ સીટની ટેકરીપર ચઢયાં. એ ટેકરી મધ્યમ ઉંચાંઇની, અને બીચ, ઓક, સ્કોચ ફર, અને સ્પ્રુસનાં સોભાયમાન મોટાં ઝાડોથી ભરેલી છે, જે અમારા વિંડઝરના બાગમાંનાં ઝાડો જેવાં મને લાગ્યાં. જોકે ગઇ બે સવાર કરતાં આજ આકાશ વધારે

ખુલ્લું હતું અને વરસાદ મુદ્દલ ન હતો તોપણ ધુમસને લીધે અમને દૂરના કોઇ ડુંગરો નજરે પડતા ન હતા. માત્ર એક સર્વમાં ઉંચો ક્રૂગ યા બાર્નિસનો ડુંગરજ જરા જરા ધુમસની વચ્ચેથી દખાતો હતો. કિંગ્સ સીટ ઉપરથી ઉતરી, ત્યાં એક કિલ્લો છે તેની પાસેથી થઇ, નીચે ઓટર હાઉન્ડસ કેનલ નામે શિકારી કુતરાં રાખવાની જગ્યા છે ત્યાં અમે આવ્યાં. અહિં અમને મિસિસ ફિશર મળી. એ સ્ત્રી બાલમોરલની પડોસ-માંની છોડીઓની એક નિશાળની શિક્ષક ઍગ્નીસ બ્રાચર્લીની મા થાયછે. એક વાગ્યા પછી થોડીક વારે અમે ઘર આવ્યાં. એ વેળા અમને આશા હતી જે ધુમસ ખીસી જઇ સૂર્યનો પ્રકાશ પડશે, પણ તેમ ન થતાં ઉલટું વધારે અંધારૂં થયું અને ધુમસ વધારે ઘાડો થયો.

ચારમાં વીસ મિનિટ ઓછીએ ડચેસ અને હું એક ગાડીમાં, અને જેની એલી તથા મિસ મૅકગ્રેગર બીજીમાં બેસી લોઝ સરોવર-પરથી થઇ કલુની સરોવર તરફ ગયાં. એ સરોવરને કાંઠે કાંઠે થઇ અમારી ગાડી જવા લાગી, અને તેના મધ્ય ભાગમાં એક નાનો જેવો બેટ છે તે ઉપર કલુની નામનો એક અસલી કિલ્લો છે તેનું ચિત્ર લેવા થોડોવાર અમે ત્યાં ગાડી થોભાવી. એ તરફનો દેખાવ સાદો પણ સુંદર છે, ત્યાં ઝાડો ઘણાંછે અને તેમનાંપર નવાં પાદડાં ફુટેલાં હોવાથી તે ઘણાં સોભિતાં દિસ્તાં હતાં. દૂરની સઘળી ચીજો તો ધુમસમાં ઢંકાઇ ગયલી હતી, અને અમે કુપર એન્ગસને રસ્તે પાછાં ફરી ડનકેલ્ડ ગયાં ત્યારે તો ધુમસ જેવો વિંડઝરમાં કોઇવાર ઘાડો પડેછે તેવો દિસ્તો

હતો, પણ તેમાં ભીનાસ મુદ્દલ ન હતો. રસ્તામાં ડચેસનો ન્યુટાયલ નામે એક વજીફો આવ્યો, તેમાંના બંગલામાં અમે ચાહ પીવા ઉતર્યાં, જ્યાં એઓએ પોતાને માટે એક નાનો ઓરડો રાખેલો છે. અહિં એમની સુંદર દુધાળી ગાયોને ખવડાવવા માટે સળગમ વગેરે ઉગાડવામાં આવેછે. સાતમાં પાંચ મિનિટ કમ હતી તેમ અમે ઘર આવી પુગ્યાં. ડનકેલ્ડ શેહેરમાંથી અમે પસાર થયાં ત્યારે લોક પોતાનાં ઘરનાં બારણા આગળ અમને જોવા અને હુરરેના પોકારો કરવા આવી ઉભાં હતાં, અને છોકરાં બચાંઓએ ઘણી ગરબડ કરી મુકી હતી. રોજની રીત પ્રમાણે અમે ભોજન લીધું. સાડાદસ વાગે નીચેની ચાલમાં થઈ જે ઓરડામાં અમારાં, તથા ડચેસનાં માણસોએ નાચની મિજલસ કીધી હતી ત્યાં અમે ગયાં. ડચેસના સઘળા નોકરો (પૂરૂષો અને સ્ત્રીઓ) અરણ્યરક્ષકો, તેઓના શિકારી, (જે. મેકગ્રેગર, જેના હસ્તકમાં એથલ ખાનદાનને સ્વાધિનનાં સઘળાં અરણ્યો સોંપેલાં છે) તેઓનો માળી, અને મારા પેહરાગીરોમાંના પાંચ છ માણસો, તેમજ શેહેરમાંના બીજા આઠેક માણસો, જેઓમાંના બબે વારા ફરતી ડચેસને ત્યાં રાત્રે પોહોરો ભરેછે તેઓ, તથા અમારા બધા હજુરીઓ, દાસીઓ, સર્વ એ નાચમાં સામેલ હતાં. માત્ર ગ્રૅન્ટ અને મારા બે ચરવાદારોજ ત્યાં આવ્યા ન હતા, જેથી અમે દલગીર થયાં, પણ પાછળથી અમને માલમ પડયું જે તેઓ પાસે નાચવાને લાયકના જોડા ન હતા તેથી તેઓ આવ્યા ન હતા. જેની એલી ત્યાં હાજર હતી અને મી૦ કેઅર

પણ ત્યાં હતા જેઓ બન્નેએ ઘણી ઉલટથી નાચવામાં ભાગ લીધો; પણ જનરલ ગ્રે થોડો વખત આવીને જતા રહ્યા, કેમજે એમને સરદી થયલી હતી. સારંગીવાળાઓ ઘણી સારી રીતે વગાડતા હતા અને નાચવાનું કામ પણ ઘણું ઉલટભર અને વગર થોભવે ચાલતું હતું. લુઇઝ અને આર્થર પણ ઘણો વાર નાચ્યાં. સર્વ એકજ પ્રકારનો ચક્કોદાર નાચ, જેને "રોલ" કહેછે, તે નાચતાં હતાં. ડચેસની બુઢી દાસી ક્લૅરીસ પણ કોઇ કોઇ વાર નાચવામાં ભાગ લેતી ! હાલ તે ડચેસનું કામ કરતી નથી પણ હજી એમની પડોસમાં એક ઘરછે તેમાં રહેછે.

શુક્રવાર, ૫મી અકટોબર.

આજે સવારે સૂર્ય રોજનાં કરતાં વધુ તેજથી પ્રકાશતો હતો, તોપણ થોડો ધુમસ પડતો હતો. જેમ જેમ સૂરજ ઉપર ચઢયો તેમ તેમ ધુમસ વિખરાઈ જવા લાગ્યો. બપોરે એકમાં વીસ ઓછીએ ડચેસ અને લુઇઝની સાથ હું ઑાર્ડી સરોવર તરફ ફરવા ગઈ. રસ્તે જતાં અમે જોયું જે કોઇવાર ધુમસ પાછો પડવા માંડતો પણ વળી પાછો સૂર્યના પ્રકાશથી તે વિખરાઇ જતો, અને ટેકરીઓ તથા અરણ્યો પાછાં પ્રગટી નિકળતાં. લુશની ટેકરી અને બટરસ્ટન સરોવર ઉપરથી થઇ રીચીપનાં નાળાં-પરથી વળાણ લઈ અમે વૃક્ષોથી ભરેલી એક ઘણી ઉભી ટેકરીપર ચઢયાં. ત્યારબાદ ડયુકના રીચીપ અને રાયમોઅર નામના શિકારગાહને લગતા બંગલાઓપરથી અમે પસાર થયાં,

જે બન્ને ભાડે આપેલા છે. રાયમોર મુકી આગળ જતાં થોડોક રસ્તો એક રાની મેદાનમાં થઇ જાયછે, અને પછી તે ઑાર્ડી સરોવરને લગતાં અરણ્ય અને વાડીમાં નિકળેછે. અહિંના બંગલાની નજદીકમાં ઘાસમાં બેસી અમે ભોજન કીધું. ડચેસે હરણનાં માસની એક ગરમ વાની મગાવી હતી તે અમને ઘણી પસંદ પડી. એ વેળા સૂર્ય પ્રકાશતો હતો, દિલને ખુશ લાગે એવી ગરમી પડતી હતી, અને આકાશ ખુલ્લું થઇ ગયું હતું તેથી અમે થોડી વાર ત્યાં બેસી ચિત્રો પાડયા કીધાં. ગયે વર્ષે અહિં ઝાડોની વચ્ચે જે જગ્યાએ બેસી અમે ચાહ પીધી હતી તે જગ્યાપર અહિનાં ભલાં લોકે એક પત્થરનો સ્મરણસ્તંભ બનાવ્યો છે.

ચાર વાગે અમે પાછાં ગાડીમાં બેઠાં, અને ટલીમેટ તરફ જે રસ્તો જાય છે તેપરથી હારડીઝ લૅાજ નામે મુકાન આગળનાં વનોમાં થઇ એક પુલ આગળ નિકળ્યાં, અને એક રળિઆમણું સ્થળ, જેની ચોતરફ વનો અને ટેકરીઓ અને નાનાં ઘરો આવી રહેલાં છે, ત્યાં ગાડી થોભાવી રૂધ રેનીક નામે સાંમી તરફ એક જગ્યા હતી ત્યાં અગ્ની સળગાવી અમે ચાહ કરાવી પીધી. અહિંથી ફ્રીપડી અપર સેંટ ફોમ્સના રસ્તાપરથી ગાડી લેવાડી અમે શેહેરમાં પેઠાં અને બ્રિજ સ્ટ્રીટ નામે મોહલ્લામાંથી થઇ બજાર તરફ નિકળ્યાં, જ્યાં મરહુમ ડયુકની યાદગારીમાં એક ફુંવારો બંધાયછે. એ પછી અહિંની ગોરસશાળા ( દહીં માખણ વગેરે બનાવવાની જગ્યા ) જોઇ ઘર આવતાં થોડોક રસ્તો અમે પગે ચાલ્યાં. ઘર આવી થોડી

વાર મેં એક સોફ઼ાપર આરામ કીધો કેમકે મારૂં માથું દુઃખતું હતું; પણ જમ્યા પછી તે દુઃખતું નરમ પડ્યું.

શનીવાર, ૬ઠી અક્ટોબર.

આજ પ્રભાત રળિઆમણો, વરસાદ અથવા ધુમસ વિનાનો હતો અને સૂર્ય ઘણોજ પ્રકાશતો હતો. નાસ્તો કરવા પછી સાડા નવ વાગે અમને મોટી દલગીરી સાથે ભલાં ડચેસનું ઘર છોડી જવું પડ્યું. એમનાં ઘરમાં ગોયા સલાહસંપજ અને સાંતીજ પ્રસરી રહીછે અને સંધું સ્વસ્થ અને નિરાંત લાગે છે. મારી હાલની દુઃખભરી જીંદગીમાં જેટલા દિવસ હું ત્યાં રહી તેટલા દિવસ મને તેહવાર સમાન લાગ્યા. લુઇઝ અને ડચેસ મારી સાથ ગાડીમાં આવ્યાં અને બીજાં બધાં તો આગળથી નિકળી ગયાં હતાં. ડચેસનાં ઘરને લગતાં કેટલાંક મુખ્ય માણસો અમને દરવાજા સૂધી મુકવા આવ્યાં. હમેશને રસ્તે થઇ અમે ઑર્ડી સરોવર તરફ ગયાં, અને એક ખાડાખબોચ્યાવાળા રસ્તાપરથી થઇ, સરોવરના પૂર્વ ભણીના છેડા સૂધી જવા પછે અમે ગાડીમાંથી ઉતરી ટટ્ટુઓપર સ્વાર થઇ આગળ ચાલ્યાં. એ વેળા સાડા અગીયાર વાગ્યા હતા, આકાશપર વાદળાં મુદ્દલે ન હતાં, પવન પડી ગયો હતો, અને ગરમી અત્તિસે પડતી હતી. ટેકરીઓની વચે થઇ એક ગાડાં જવાનો માર્ગ છે તેપરથી અમે જવા લાગ્યાં. રીચીપનું નાળું, જે બેનાકલી નામની ટેકરીની નીચેની જે ખીણમાંથી અમે જતાં હતાં તેમાંથી વહેછે, તે ખરેખર ઘણું સુંદર છે. ડયુકનો

રાયમોઅર નામે બંગલો જે ધણીએ ભાડે લીધો છે તે ધણી, મી૦ ગૉર્ડન, ખીણને પેલે નાકે દૂર એક ઉંચી ટેકરી આવેલીછે ત્યાં ગયો હતો. અમે વનોમાં થઈ આગળ વધ્યાં અને થોડાક માઇલ કાપી ઓઇશન સરોવરને પૂર્વ કાંઠે પહોંચ્યાં, અને તેની પાસે બીજો નાનો ઓઇશન નામે સરોવર છે તેને તીરે તીરે થોડાક વાર જેટલું ચાલ્યાં. પછી ગયે વર્ષે ધોધબંધ વરસાદમાં અમે જે રસ્તે ડનકેલ્ડ ગયાં હતાં તે રસ્તો અમે લીધો અને એકમાં પંદર મિનિટ કમ હતી તેમ કીન્ડ્રોગનની મિલકતની હદપર આવી પહોંચ્યાં, જ્યાં મી૦ કેઅર તેમનો દીકરો, અને તેમનો અરણ્યરક્ષક, અમને સાંમા આવી મળ્યા. પછી અમે ડર્બિની ખીણમાં પેઠાં જે ઉજાડ અને ખુલ્લાં મેદાનોથી ભરેલી છે. તેમાં થઇ જે રસ્તો જાયછે તેની જમીન નરમ હતી, પણ તેમાં ધાસ્તી જેવું કાંઈ હતું નહીં કેમજે મી૦ કેઅરે અમારે ખાતર ખાસ તે રસ્તો દરૂસ્ત કરાવ્યો હતો. પછી એક ભરવાડનાં ઝુપડાં ઉપરથી થઇ અમે એક સીધી ઉંચી ટેકરીપર ચઢયાં. અહિંથી મી૦ કેઅરની સંગાથે આર્થર અને જનરલ ગ્રે કીન્ડ્રોગન તરફ જલદી ઘોડા દોડાવી ગયા કે ત્યાંથી ગાડીમાં બેસી તેઓ મારી અગાઉ બાલ્મોરલ જઈ પુગે. ટેકરીની બીજી બાજુએથી ઉતરતાં અમને સઘળા ડુંગરોની રચના તેમજ ફરનેટની ખીણ જેમાં થઈ ફીલર તરફ જવાય છે તેનો દેખાવ સારી રીતે નજરે પડયો.

અઢી વાગે અમે પાંચ બાનુઓ એક ઘાસથી ભરેલા ટેકરા પર બેસી જમ્યાં. તાપ ઘણો પડવાને લીધે અમે થાકી ગયલાં

હતાં તેથી જમ્યાથી અમને ઘણું ઠીક લાગ્યું. ખાનું ખાઈ રહેવા પછી મી૦ કેઅરનાં વનમાંથી પગે ચાલી અમે બહાર નિકળ્યાં, જ્યાં થોડાક વારને છેટે અમારી ગાડી ઉભી હતી. આ ઠેકાણે અમે અમારાં માયાળુ યજમાન ડચેસની રજા લીધી અને સાડા ત્રણ વાગે ગાડીમાં બેઠાં. કીન્ડ્રોગન આગળ થોડી વાર થોભી, મિસિસ કેઅર અને તેમનાં કુટંબની મુલાકાત લઈ, અમે આગળ વધ્યાં, અને થોડેક સૂધી કર્કમાઇકિલને રસ્તે જવા પછી બ્લેરગવરી જવાના રસ્તાપર આવી લાગ્યાં. સાંજનો સમય ઘણો રળિઆમણો લાગતો હતો, આકાશ પીળું અને ગુલાબી રંગનું દેખાતું હતું, અને અમારી આગળના તેમજ પછવાડેના ડુંગરો ઉપર આસ્માની રંગનો બહાર ખીલી રહ્યો હતો. સ્પિટલ નદી આગળ અમે ઘોડાનો ટપ્પો બદલ્યો, અને ત્યાંથી બે માઇલને છેટે લૉક-ના-બ્રેગ નામે સ્થળપર અમે ચાહ પીવા સારૂ ઉતર્યાં; અને ગ્રૅન્ટ એક કીટલી લઈ તેમાં ગરમ પાણી ભરી લાવવા એક નાનાં ઘર ભણી દોડયો તેટલાં અમે ત્રણે જણ બ્રાઉનની મદદથી હાથ પગ ટેકવી રસ્તાની બાજુએ આવેલી એક નીચી દેવાળપર ચઢયાં, અને તેની પાસે અગ્ની પેટવી ચાહની તૈયારી કીધી. એવામાં ગ્રૅન્ટે ગરમ પાણી આણ્યું અને અમે ગરમ ગરમ ચાહ કરી પીધી તેથી અમારી થાક ઉતરી ગઈ.

એ પછી પાછાં ગાડીમાં બેસી અમે મુસાફરી ફરીને ચાલુ કીધી. અજવાળું હતું ત્યાંસૂધી તો ચોમેરની ખુદરતી રચના ઘણી સરસ લાગતી હતી પણ અંધારૂં થવા કેડે ડુંગરા-

ઓ ભયાનક અને વિકાળ દિસવા લાગ્યા; તોપણ થોડું થોડું અજવાળું હતું તેટલાં અમે "દૈત્યની કોણી" એવે નામનો ડુંગર પસાર કરી ગયાં, પણ પછી તો તારા દિસવા લાગ્યા. સાડા આઠ વાગે અમે સહી સલામત બાલમોરલ આવી પહોંચ્યાં.

# એબર્ડીન શેહેરનાં પાણીનાં બાંધકામો ખુલ્લાં મુકવાની ક્રિયા.

મંગળવાર ૧૯મી અક્ટોબર ૧૮૬૬.

સવા દસ વાગે લેનચન અને લુઇઝને લઈ હું બૅલલેટર જવા નિકળી. અમારી પછવાડે એક બીજી ગાડીમાં ક્રિસ્ચન,* આર્થર, અને ડચેસ ઑફ રૉકસબર્ગ તથા એમીલી કેથકાર્ટ એઓ હતાં,' અને જનરલ ગ્રે† વગેરે ગૃહસ્થો આગળ નિકળી ગયા હતા. આ મુસાફરીમાં અમને રેલવેની સડક ઘણી કામ લાગી. પોણોક કલાક રેલવેની મારફતે મુસાફરી કર્યા પછી મી૦ ડેવિડસનનાં મકાન ઇન્ચિમાર્લીની નજદીકમાં અમે ઉતર્યાં. અને ત્યાંથી ઘોડાની ગાડીઓમાં બેઠાં. લેનચન અને લુઇઝ મારી સાથે બેઠાં, અને ક્રિસ્ચન, આર્થર, અને અમારા રસાલા

* શાહજાદી હેલીનાનો પતિ પ્રિન્સ ક્રિસ્ચન. ભા. ક.

† એઓ ૩૧મી માર્ચ ૧૮૭૦ ને દીને મરણ પામ્યા. હું તખ્તપર આવી ત્યારથી એઓ મારા રસાલદાર તરીકે મારી સાથે ફરતા હતા. ૧૮૪૬માં પ્રિન્સ આલબર્ટે એમને પોતાના ખાનગી સેક્રેટરી બનાવ્યા. અને ૧૮૬૧ના ડીસેમબર માસથી મેં એમને મારા ખાનગી સેક્રેટરીનો ઓધો આપ્યો, જે એઓએ છેલ્લી ઘડી સૂધી ચલાવ્યો. એમને માટે મારા પતિ તેમજ હું ઘણું માન ધરાવતાં હતાં, અને એમનાં મરણથી મને ભારે ખેદ થયો.

માંહેલા બે ગૃહસ્થો વગેરે, એક બીજી ગાડીમાં બેઠા. વીસેક મિનિટમાં અમે ઇન્વિરકૅની, જ્યાં એ બાંધકામો ઉઘાડવાની ક્રિયા થવાની હતી ત્યાં જઇ પહોચ્યાં. હું ગાડીમાંથી ઉતરી ત્યાં જે તંબુ નાખેલો હતો તેની બહાર ઉભી રહી, અને એબર્ડીનના વડા ફોજદાર, જેમને મેં ૧૮૬૩ માં નાઇટનો ખેતાબ આપ્યો હતો, તેઓએ માનપત્ર વાંચ્યું. પછી મને મારી તરફનો જવાબ વાંચવો પડયો, જે વાંચતાં મને ઘણાં ધ્રુજરાં લાગ્યાં, પણ જેમ તેમ તે મેં પૂરો કીધો, જોકે મારા પ્રિય પતિ મારી આગળથી જવા પછી આ પેહલીજ વાર મને આમ જાહેરમાં વાંચવાની જરૂર પડી હતી. એ પછી મેં નળની ચાવી ફેરવીને ક્રિયા સ્માપ્ત કીધી. ચાવી ફેરવતાંજ પાણી એકદમ જોસથી ઉડવા માંડયું, જે દેખાવ ઘણો સુંદર લાગ્યો.

આ પાણીનાં બાંધકામો ઘણા મોટા પાયાપર બાંધેલાં છે, અને એવી ગણત્રી થઇછે જે તેની મારફતે શેહેરને રોજ સાઠ લાખ ગૅલન પાણી પૂરૂં પડશે. એ પાણી ડી નદીમાંથી, કેર્નટન નામે જગ્યા છે ત્યાં લાવવામાં આવ્યું છે, અને ત્યાંથી તે અહિં આવેછે. બાંધકામમાં સર્વથી સરસ જોવા લાયક તો એક બુગદો છે જે ૭૬૦ વાર લાંબોછે, અને કેર્નટનનો ડુંગર, જે ઘણાજ નક્કર અને સખત પત્થરનો છે તેમાંથી ખોદી કાઢેલો છે. બુગદાને છેડે જયાં મેં એ ક્રિયા કીધી ત્યાં એક મોટી ટાંકી બાંધવામાં આવીછે, જેમાં દોઢ કરોર ગૅલન પાણી સમાસે એવી ગણત્રી થયલીછે. આ મ્હાભારત કામની સરૂઆત અઢી વરસપર કરવામાં આવી હતી, અને તેપર

રૂપીઆ તેર લાખનો ખરચ બેઠો છે. ક્રિયા પા કલાકની અંદર પૂરી થઈ અને જે રસ્તે અમે અહિં આવ્યાં હતાં તેજ રસ્તે પાછાં ફર્યાં. રસ્તામાં અમે થોડોએક વખત મી૦ ડેવિડસનનાં ઘર આગળ થોભ્યાં, જયાં તેમની છોકરીએ મને એક ફુલનો તુરો ભેટ આપ્યો. આજ વરસાદ મુદ્દલ હતો નહીં અને આકાશ ખુલ્લું હતું. રસ્તે જતાં લોકે અમને ખુશાલીના પોકારો કરી આવકાર દીધો, અને ઘણું પ્રિત દેખાડયું.

બેને વીસ મિનિટે અમે ઘર આવ્યાં.

# હેલોઇનનો તેહેવાર.

## ૩૧મી અકટોબર ૧૮૬૬–૧૮૬૭.

અમે મિસિસ ફ્રન્ટને મળવા ગયાં હતાં તેને ઘરથી હેલોઇનના તેહેવારની સરૂઆતની ક્રિયા જોઈ. સાંજને સમયે ગામનાં બધાં છોકરાં બૂમો પાડતાં ને નાંચતાં કુદતાં પોતપોતાનાં ઘરમાંથી બહાર નિકળ્યાં હતાં. પ્રૉટેસ્ટન્ટ પંથના ક્રિસ્ટીઓ, અગાઉ જે દહાડે એ તેહેવાર પળાતો હતો, તેજ દહાડે તે પાળેછે, અને આજ તો રોમન કથલિક પંથના લોક તે પાળેછે; પણ બે વર્ષની વાતપર એ ક્રિયા જોવાની મેં મરજી દેખાડી હતી એવું અહિંના લોકનાં સાંભળવામાં આવ્યાથી તેઓએ આજેજ એ તેહેવાર પાળવાનો ઠરાવ કીધો હતો. અમે ઘર જતાં હતાં ત્યારે અમને સઘળા ચરવાદારો હાથમાં બળતી મસાળો લઇ સામા આવતા મળ્યા, અને નદીને પેલેપાર પણ મસાળો અને જવાળા સળગાવેલી દિસ્તી હતી. અમે માળાપર જઈ બારીએથી જોયું તો સઘળી રચના ઘણી સારી દેખાઈ.

એ પછીને વર્ષે એજ તારીખે, એટલે ગુરૂવાર, ૩૧મી અકટોબર ૧૮૬૭ ને દિને, અમને હેલોઇનના તેહવારની ક્રિયા ફરીને જોવાની, તેમજ વળી તેમાં ભાગ પણ લેવાની, તક મળી. એ દિવસ સાંજે અમે ફરવા ગયાં હતાં, પણ તે ક્રિયામાં સામેલ થવા માટે વેહેલાં પાછાં ફર્યાં હતાં. ડૉનલ્ડ સ્ટુઅર્ટનાં ઘર આગળજ અમને બે ચરવાદારો હાથમાં બળતી મસાળો લઇ

આવતા મળ્યા. લુઇઝ ગાડીમાંથી ઉતરી, અને તેમાંની એક મસાળ હાથમાં લઈ ગાડીની પાસે ચાલવા લાગી; જે વેળા તે સેક્સ્પીઅરના નાટક "મેકબેથ"માંની એક ડાકણ જેવી દિસ્તી હતી! અમે બાલમોરલની પાસે આવતાં ગયાં તેમ તેમ અમારા અરણ્યરક્ષકો પોતાની સ્ત્રીઓ અને બાળકો સહિત, તેમજ અમારા હજુરીઓ તથા બીજાં લોકો, બળતી મસાળો લઈ દોડતાં આવતાં અમને મળ્યાં. બ્રાઉને પણ એક મસાળ લીધી. અમે ઘર જઈ ગાડીમાંથી ઉતર્યાં ત્યાં અમને લીઓપોલ્ડ આવી મળ્યો, અને તેના હાથમાં પણ એક મસાળ આપવામાં આવી; પછી અમે બધાં એક એક મસાળ હાથમાં લઈ આખાં ઘરની આસપાસ ફર્યાં, અને બાગની સીહડીપરથી નીચે ઉતર્યાં. એ સંધો વખત રૅાસ આગળ આગળ ચાલી વાંસળી વગાડતો હતો. પેહેલી હારમાં લુઇઝ અને લીઓપોલ્ડ ચાલતાં, બીજી હારે જેની એલી અને હું ચાલતાં, અને બીજાં સંધાં અમારી પછવાડે ચાલતાં, જે દેખાવ ઘણો સુંદર લાગતો હતો. અમે બધે ફરી રહ્યા પછી અમારી સઘળી મસાળો ઘરની નજદીકમાંજ એક જગ્યાએ એકઠી કરી તેની એક જવાળા સળગાવી, જે બળી રહી ત્યાં સૂધી રૅાસે વાંસળી વગાડયા કીધી, અને તેની આસપાસ ફરી બીજાં સંધાંએ ચક્રીદાર નાચો નાચ્યા કીધા;

# ફ્લૉર્સની* અને સ્કૉટલન્ડના સીમાડાપર આવેલા પ્રદેશની મુલાકાત.

મંગળવાર, ૨૦મી આગસ્ટ, ૧૮૬૭.

રાત્રે દસ વાગે લુઇઝ લીઓપોલ્ડ અને બીઍટ્રિસને લઇને હું વિંડઝરના મેહલમાંથી નિકળી. (એ રીતે રાત્રે મુસાફરીએ નિકળતાં મને હંમેશ ઘણું વસમું લાગેછે.) લેન્ચન, ક્રિસ્ચન, અને એમનો બુચો, અમને સ્ટેશનપર આવી મળ્યાં. અમારા સંગમાં જેન ચર્ચિલ, હેરીઅટ ફિપ્સ, બંન્ને સ્ત્રી શિક્ષકો, સર થૉમસ બિડલ્ફ, લૉર્ડ ચાર્લસ ફિટઝરૉય, કર્નલ જી. ગૉર્ડન, મી. ડકવર્થ, અને ડૉકટર જેનર હતા. જમવાની થોડીજ વાર અગાઉ જાણીને હું દલગીર થઇ જે કાર્લાઇલ શેહેર મુકયા પછી એક બુગદા અથવા મેહરાબ આવેછે તેની નીચેથી અમારી "સલુન" ગાડી પસાર થઇ શકે એવું ન હોવાથી, અમને તેમાંથી ઉતરી બીજીમાં બેસવું પડશે.

બુધવાર, ૨૧મી આગસ્ટ.

આખી રાત ગાડી ઘણા આંચકા ખાયા કરતી હતી અને ગરમી પણ બહુ પડતી હતી તેથી મને બરાબર ઊંઘ આવી નહીં. પોણા આઠ વાગે ગાડી બદલવા સારૂ કાર્લાઇલ-

* ડયુક ઑફ રૉક્સબર્ગનો મેહેલ. ભા. ક.

નાં સ્ટેશનપર અમને ઉતરવાનું હતું તેથી કપડાં વગેરે પેહેરી તૈયાર રહેવા સારૂ મને સાડા સાત વાગે જગાડવામાં આવી. સ્ટેશનપર ઉતરી અમે થોડો નાસ્તો લીધો, અને એક ગાડી છોડી તેની જગ્યાએ બીજી લગાડતાં એક કલાક થયો તેટલો વખત અમને સ્ટેશનપર ખોટી થવું પડયું, (જોકે પછવાડેથી તો એવું માલમ પડ્યું જે અમારી ગાડી બદલી ન હતે તોએ ચાલતે!) સવારથી આકાશપર વાદળનો ઘેરો હતો તે નિકળી જઇ હવે આકાશ ખુલ્લું થઇ ગયું, અને અમારી ગાડી ઘણાં સોભિતાં ખેતરોની પાસેથી જવા લાગી. સાડા અગીયાર થઇ જવા પછી અમે કેલસોનાં સ્ટેશન ઉપર જઇ પહોંચ્યાં જયાં અછો સાણગાર કરવામાં આવ્યો હતો, અને અમને આવકાર દેવા માટે રૅાકસબર્ગના ડયુક અને ડચેસ, લૅાર્ડ બોમન્ટ, ડયુક ઑાફ બકલુ, અને લૅાર્ડ સી. કેઅર, તેમજ સ્કૅાટલન્ડનાં લશ્કરના વડા સેનાપતી જનરલ હેમિલટન. હાજર હતા. ગાડી ઉભી રહેતાંજ અમે માંહેથી ઉતર્યાં. ડચેસને ભેટી. અને બન્ને ડયુકોને "શેકહેન્ડ" કરી, લુઇઝ અને ડચેસ સાથ હું (મારી) ગાડીમાં બેડી. બીએટ્રિસ, લીઓપોલ્ડ, અને ક્રિસ્ચન બીજી ગાડીમાં બેઠાં, અને બાકીનાંઓ પછવાડે એક ત્રીજી ગાડીમાં આવ્યાં. હવા ખુશનુમાં અને શાંત હતી. મૅકસવેલ હ્યુ નામનાં નાનાં પરાંમાંથી થઇ અમે કેલસો શેહેરમાં ગયાં, અને ત્યાંનો પુલ પસાર કરી જતાં બોહળા વિસ્તારવાળી ટવીડ નદીનો, અને ફ્લૅાસનાં સુંદર મકાનનો, તેમજ તેને લગતા બગીચાનો ઘણો સોભાયમાન દેખાવ અમારી નજરે પડયો. આખા રસ્તાપર

સણગાર કર્યો હતો, અને જ્યાં ત્યાં ઉલટમાં આવેલાં લોકનાં ટોળેટોળાં અમને મળતાં હતાં. કેલસોનું નાનું શેહેર જે ઘણુંજ ચિત્રસમાનછે, તેમાં ઠેકાણે ઠેકાણે આરકાંઓ મારેલાં હતાં તથા અમને આવકાર દેવાના વાક્યો લખેલા હતા, તેમજ દરેક ઘરને ફુલો અને વાવટાઓથી સણગારેલું હતું. ત્યાંથી અમારી ગાડી પસાર થઇ ત્યારે ધોળા પોષાક પેહેરેલી પચાસ સ્ત્રીઓ જે રસ્તાની બાજુએ ઉભી હતી તેઓએ અમારા માર્ગમાં ફુલો નાખ્યાં. વૉલનટીઅરોનું લશ્કર પણ ભેગું થયું હતું, અને વાજં-ત્રોના સરોદો ચાલતા હતા. શેહેરનાં મોટાં બજારમાં અમારી ગાડી ગઇ ત્યારે તે ઉભી રખાવી ત્યાં મને એક માનપત્ર આપવામાં આવ્યું, (ફક્ત તે મારા હાથમાંજ આપ્યું, કોઇએ વાંચ્યું નહીં,) અને એક નાની છોકરીને કોઇએ ઉંચકીને તેને હાથે મને એક મોટો તુરો ભેટ કરાવ્યો. એ પછી ઘણાં જોસથી અને અંતકરણથી ખુશાલીના પોકારો કરતાં લોકોની વચેથી અમે ડ્યુકના બાગના દરવાજા સૂધી ગયાં, જ્યાં આ શેહેરના પંચેઆસી વર્ષની વયના વૃદ્ધ શેરીફની અમારી સાથ ઓળખાણ કરાવવામાં આવી. એ બાગ જોવાલાયક છે, અને તેમાં જવાના રસ્તાની બન્ને બાજુ પર સોભિતાં બીચનાં, ઓકનાં, અને સાયકેમોઅરનાં ઝાડોની ઘટા થઈ રહીછે. ડ્યુકનું ઘર પણ ઘણું સોભિતું છે; ૧૭૧૮ માં સર જૉન વેનબર્ગે તે બંધાવ્યું હતું, પણ હાલ તેમાં ડ્યુકે ઘણો સુધારો કીધો છે. એક મોટા પૉર્ચની નીચે ગાડી લેવા પછી એક સીહડીપરથી એ ઘરમાં જવાયછે. આ વેળા ડ્યુકનું બૅન્ડ પણ ત્યાં હાજર હતું. આગલા ઓરડામાં મી૦ અને

લેડી શારલટ રસલ, મી૦ સટી, અને લેડી ચાર્લસ કેઅર ઉભાં હતાં. ડચેસ અમને પુસ્તકશાળામાં લઈ ગયાં, જ્યાં ડયુક ઑફ બકલુ પણ આવ્યા, અને થોડોક વખત ત્યાં કાઢયા પછી પાસેનાં ખરેખર ઘણાંજ ભપકાદાર જમવાનાં દિવાનખાનામાં અમે એકલાંએજ નાસ્તો કીધો, જ્યારે બાર વાગીને દસ મિનિટ થઈ હતી. એ પછી ડચેસ અમને માળાપર અમારા ઓરડાઓમાં લઈ ગયાં. મારે માટે ત્રણ ઓરડા રાખ્યા હતા, જે ઘણા સગવડભર્યા અને એકની માંહેથી બીજામાં જવાય તેવા હતા; તેઓમાં એક બેસવા ઉઠવાનો, એક કપડાં વગેરે પહેરવાનો, અને એક સાદી ઢબે સણગારેલો, પણ સોભિતો અને સગવડભરેલો, સુવાનો ઓરડો હતો. મારાં છોકરાંઓના ઓરડા પણ નજદીકમાંજ હતા; પણ મારા પ્રિય પતિને સારૂ કોઈ ઓરડો રાખેલો ન જોવાથી હવે ખરેખર હું એકલી પડી ગઇછું અને વિધવા થઇછું એ વિચાર મને આવ્યો, જેથી મારી છાતી ભરાઇ આવી અને મને ઘણો ખેદ થયો. તેઓ હતા તે વેળા જેમ અમે જુદાં જુદાં મુલકોની મુલાકાતે નિકળતાં હતાં તેમ, તેઓ મને છોડી ગયા પછી આ પેહલીજ વાર હું નિકળી હતી, અને તેથી તેઓ હતે તો શું શું બોલતે અને શું શું કરતે તથા કેવા આનંદથી અહિં તહિં ફરી સઘળી ચીજો જોઇ રાજી થતે એવા એવાજ વિચારો મને આવ્યા કીધા—પણ હવે!—અરે શું એમ થવાની જરૂરજ હતી? એવું ન બન્યું હતે તો કેવું સારૂં!

અઢી વાગે પેલાં સોભિતાં દિવાનખાનામાં અમે ખાનુ

ખાધું. ત્યાંની બારીઓમાંથી બહારનો દેખાવ રમણ્ય દિસતો હતો. સાંમેથી ઝાડોનાં ઘટાથી ઢંકાયલી ચેવીયટ ટેકરીઓ નજરે પડતી હતી, અને મોટાં વનોની વચ્ચે આવી રહેલાં કેલસો શેહરના તથા પુલના, અને ટવીડ નદીના તેમજ તેની આસપાસ આવેલાં લીલાં ઘાસનાં સુંદર મેદાનોના દેખાવની રચના ઘણી સોભાયમાન દિસ્તી હતી. તે જોતાં મને ડબ્લિન શેહરના ફિનિક્સ પાર્કમાંથી જે દેખાવ દેખાયછે તેની કાંઇક યાદ આવી. સાડા પાંચ વાગે હું લેનચન તથા ભલાં ડચેસની સાથ વાડીમાં ગઈ, અને ત્યાં એક જગ્યાએ મે એક ઝાડ રોપ્યું.* ત્યાંથી આગળ ચાલી અમે ફુલોના બાગમાં ગયાં, જ્યાં ગરમ દેશના રોપાઓને ગરમીમા રાખવા માટે ઘણાંએક કાચનાં આચ્છાદાનો છે. એજ જગ્યાએ એક ઓરડો બાંધેલો છે જેનું આખું છાપરૂં નળીઆંનું કીધેલુંછે, તેમાં ચાહ પીધા બાદ અમે ગાડીમાં બેસીને અહિંની વિહારભૂમીમાં ફર્યાં, જે અમને ઘણું ખુશ લાગ્યું. એ વિહારભૂમીમાં ઇમારતનાં લાક-ડાંનાં ઘણાં સરસ ઝાડોછે. ત્યાંથી થઇ ટવીડ નદીને કિનારેથી અમે આગળ ચાલ્યાં અને રૉકસબર્ગના નામીચા અસલી કિલ્લાનું ખંડિયેર જોયું. એ કીલ્લાનો માત્ર ઘણોજ થોડો ભાગ હાલ બચી રહેલોછે. તે એક ઉંચી ટેકરીપર આવેલો છે અને તેની

* અહિં હેક્ટર રોઝ નામે જે માળી હતો તેને ૧૮૬૮ ની વસંતરૂતુમાં મેં વિંડઝરની વાડીનો વડો માળી બનાવ્યો હતો. ઘણી તારીફ લાયક રીતે તે નોકરી બજાવી તે પાંચમી જુન ૧૮૭૨ ને દિવસે મરણ પામ્યો.

બન્ને બાજુએ ટવીડ અને ટેવીયટ નદીઓ આવેલી હોવાને લીધે તે એક ઘણો મજબૂત કિલ્લો ગણાતો હતો, તથા તેના ઉપર ઘણીકવાર દુશમનોએ ઘેરો નાખવા છતાં ટકી રહેતો હતો, અને જોકે વારંવાર ઇંગ્રેજો તેને લડાઇમાં ઘણી મુશ્કેલે જીતી લેતા તોપણ સ્કોચ લોક તેમના હાથમાંથી તે હમેશ પાછો છીનવી લેતા. સ્કોટલન્ડના રાજાઓ અને કોઇવાર ઇંગ્લન્ડના રાજાઓ પણ એ કિલ્લામાં દરબાર ભરતા હતા. ઇંગ્લન્ડના રાજા ત્રીજા એડવર્ડે પણ ત્યાં દરબાર ભરી હતી.

આઠ વાગે અમે ઘર આવ્યાં. ડ્યુક અને ડચેસ અમારી સાથે જમ્યાં. જમીને અમે પુસ્તકખાનામાં ગયાં અને ત્યાંથી, લોકોએ અમારાં માનને ખાતર જે રોશની કીધી હતી અને જવાળા સળગાવી હતી તે જોઇ. એ પછી થોડીક વાર દિવાનખાનાંમાં જઇ ત્યાં કેટલાક ગ્રહસ્થો અને બાનુઓ હતાં તેમને મળી હું માળાપર મારા ઓરડામાં ગઇ, અને ત્યાં વિસામો લીધો. ઘણી થાકી ગયલી હોવાથી વર્તમાનપત્રો શિવાય બીજું કાંઇ હું વાંચી શકી નહીં.

ગુરૂવાર, ૨૨મી આગસ્ટ.

આજ પરોઢીઆમાં હવા ખુશ લાગતી હતી પણ જરા ધુમસ પડતો હતો. ગઇ રાત્રે પણ ચંદ્ર પ્રકાશતો હોવાને લીધે રાત પણ ઘણી રળિયામણી લાગી હતી. નાસ્તાના ઓરડામાં મેં સકુટુંબ નાસ્તો કીધો. પછી ઘરની સાંમેના ઘાસનાં મેદાનમાં જઇ ત્યાં થોડી વાર ઝાડોના છાંયડા નીચે હું લ-

ખવા બેઠી, અને બધું એકાંત હતું અને હું એકલીજ હતી તેથી સાડા બાર વાગ્યા સૂધી ત્યાંજ રહીને મેં લખ્યા વાંચ્યા કીધું, અને આસાએસમાં વખત કાઢયો. બપોરનું ખાનું ખાધા પછી અમે બધાં ગાડીઓમાં બેસી ફરવા ગયાં. ડચેસ અને મારી બન્ને છોકરીઓ મારી ગાડીમાં બેઠાં, અને ક્રિસ્ચન, ડયુક, લેડી શારલટ રસલ, અને લાર્ડ ચાર્લસ ફિટઝરૉય, બીજી ગાડીમાં આવ્યાં, જેને ડાકના ઘોડા જોડેલા હતા. રેવન્સઉડ ગયાં ત્યાંસૂધી અમારી ગાડીને ડયુકના ઘોડા જોડેલા હતા. કેલસો શેહેરમાંથી અમે પસાર થયાં ત્યાં લોકની ભીડ ઘણી હતી. ટવીડ અને ટેવીઅટ નદીનો જ્યાં સંગમ થાય છે તે વટાવી જઈ રૉકસબર્ગના જુના કિલ્લાની નીચેથી અમે પસાર થયાં. શેહેરની આસપાસનો પ્રદેશ ઘણો રળિઆમણો, અને ટેકરીઓ તથા ઝાડોથી ભરેલોછે, અને તેમાં સઘળે ઠેકાણે ખેતીવાડી કીધેલીછે. અમે નિકળવા પછી થોડી વારમાં અમારી પછવાડેની ગાડી ઘણી પાછળ પડી ગઈ અને અમને દિસી નહીં, જેથી તેની વાટ જોવા અમને થોભવું પડયું. એમ થવાનું કારણ એ હતું જે પેહલી જે ચઢાણ આવી તે ઉપરથી તે ગાડીને જોડેલા ચાર ઘોડામાંના પાછલા બે ઘોડા ચઢી શકયા નહીં, જેથી તેમને છોડી નાખી આગલાને તેમની જગ્યાએ જોડવા પડયા, અને બેજ ઘોડાને ગાડી ઘસડી લાવવી પડી, જેમ કરતાંકેટલોક વખત ગયો. પછી અમે સેન્ટ બૉસ્વેલ ગ્રીનનાં મેદાન તરફ ગયાં જયાંથી પેલી ત્રણ સુંદર ઇલડન ટેકરીઓ અમે બરાબર અમારી સામે આવેલી જોઈ. અહિંના લોકને

એવો વેહેમ છે જે માઇકલ સ્કૉટ નામે જાદૂગરે એક ટેકરી-માંથી એ ત્રણ બનાવેલીછે. અહિં રસ્તાની પેલી બાજુએ મારા ભલા લૉર્ડ પૉલવર્થનુ મકાન મર્ટુન અમને નજરે પડ્યું. અફ્સોસ! માત્ર ગયે શુક્રવારેજ તેમનાપર લકવાનુ જોર બીજી વાર થવાથી તેઓ મરણ પામ્યાછે. ગયા ફેબ્રુઆરી માસમાં એમને એ દરદ પેહેલું થયું હતું પણ હવડાં તો તેઓ એટલા સારી પેઠે હતા જે કેલસો શેહેરમાં મને વૉલનટીઅરોનાં જે લશ્કરે માન આપ્યું હતું તેઓના વડા હોવાથી તેઓની સાથે મને આવકાર દેવા આવવાનો તેમનો વિચાર હતો, પણ તેમ કરવાને બદલે તો હવે તેઓએ સ્વર્ગમાં વાસ કીધોછે. હું તેમને માટે અત્તિ ઘણી દલગીર છું કેમજે તેમનાપર મારો તેમજ મારા પરમપ્રિય આલબટનો, તેમની સાથ ૧૮૫૮ માં અમને ઓળખાણ થઇ ત્યારથી, અત્તિ ઘણો ભાવ હતો.

રેવન્સઉડ અથવા મેલરોઝનાં ગામડાં આગળ અમારી ગાડીમાંથી ડ્યુકના ઘોડા છોડાવી મારા પોતાના ઘોડા જોડાવ્યા. આ વેળા ડ્રાયબર્ગનાં અસલી મઠનો થોડો ભાગ અમને દૂરથી નજરે પડતો હતો, પણ ઘણું ખરૂં તો તે રેલવેની સડકના કઠેરા વગેરેથી ઢંકાઇ ગયલું છે. અહિં અમને ડ્યુક ઑફ બકલુ મળ્યા, અને તેઓ આખે રસ્તે ઘાડે બેસી અમારી સાથે આવ્યા. સર્વ ઠેકાણે જ્યાંબી લોકની વસ્તી હતી ત્યાં અમને ઘણો માયાભર્યો આવકાર મળતો, અને બધે ઠેકાણે આરકાંઓ વગેરેથી સાણગાર કરેલો હતો. અમે ઇલડન ટેકરીઓની બા-જુએથી થઇ રેલવેના એક મોટા પુલ આગળથી પસાર થયાં,

અને એ રસ્તા જેવા સુંદર તો બીજા થોડાજ હશે. મેલરોઝનું ગામડું ઘણાં સારાં સ્થળપર આવેલુંછે અને તેની ચોમેર ટેકરીઓ અને ખીણો આવેલી હોવાથી તે ઘણું મનોહર દિસેછે. ન્યુસ્ટેડનું નાનું ગામ, અથવા બરાબર કહિએ તો કસ્બો, જે માંહેથી થઇ મેલરોઝ આવવા અગાઉ અમને જવું પડ્યું હતું, તેમાંના રસ્તા ઘણા સાંકડા અને ચઢાણવાળા છે. ડ્યુક ઑફ બકલુના કારભારીની જમીનપરથી થઇ અમે મેલરોઝનાં મઠની પાસેજ ગાડી લીધી, અને ત્યાં ઉતરી તેનાં ખંડિયેરમાં ફરી તે સઘળું જોયું. એ ખંડિયેર ઘણું સુંદરછે અને તેનું કેટલુંક લાકડકામ અને નકશીકામ હજી જેવું ને તેવુંજ રહ્યું છે. સ્કૉટલન્ડના રાજા પેહેલા ડેવિડે એ જગ્યાપર પ્રથમ એક મઠ બાંધ્યું હતું, પણ જે મઠનું ખંડિયર હાલ છે તેતો પંદરમી સદીમાં બંધાયું હતું. અહિંનાં ઉંચાં ઑલટરની* નીચે એક જગ્યા, જયાં રૉબર્ટ બ્રૂસ રાજાનું હૃદય દાટેલું ધારવામાં આવેછે તે અમે જોઇ, તેમજ રાજા અલેકઝાંન્ડર બીજાની અને જાણીતા ઇલમી મા-ઇકલ સ્કૉટનો કબરો પણ જોઇ. એ મઠ વિષે સર વૉલટર સ્કૉટે કહેલુંછે તે ખરૂંછે જે—"જો તને મેલરોઝનો દેખાવ બરાબર જોવો હોય તો રાત્રે ચંદ્રની રોશનીમાં તે જોવા જજે." તે ખરેખર ભૂતના ધામ જેવું લાગેછે અને તેને જોઇ મને હોલિરૂડનું દેવળ યાદ આવ્યું. એ મઠમાંથી બહાર નિકળી અમે થોડે છેટે ચાલી જઇ તેનો બહારનો દેખાવ જોયો અને

* ખ્રિસ્તી દેવળોમાં ચોકસ ક્રીયાઓ માટે એક ઉંચી પત્થરની ટેબલ હોયછે તે. ભા. ક.

પછી ગાડીઓમાં પાછાં બેસી લોકોથી ખીચોખીચ ભરાયલા મોહલ્લાઓમાંથી પસાર થયાં. લોક ઘણાં ઉલટમાં આવ્યાં હતાં અને તેમની વફાદારી મારા ઉપરના ખરા પ્યારને યોગે હતી. ઠેકાણે ઠેકાણે સણગાર પણ ઘણો સારો કીધો હતો. ગેલેશીઅલસના કસબામાંથી અને ઇગ્લન્ડની ઉત્તરેથી પણ ટોળાબંધ લોક એ શેહેરમાં અમને જોવા આવ્યાં હતાં, અને ઘણાંક લોક તો શેહેરની બહાર નિકળી ઉભાં હતાં. પાછાં વળતી વેળા અમે બીજો રસ્તો લીધો અને ગલેશીઅલનો કસ્બો જોયો, જે ઘણી રમણ્ય જગ્યાએ આવેલોછે અને જેમાં ઘણી સારી શાળ તથા ગરમ કપડાં બનેછે. અહિંથી નિકળેલાં અમે અર્ધેક કલાકે સર વૉલટર સ્કૉટનાં જાણીતાં ઘર ઍબટસફર્ડમાં જઇ પહોંચ્યાં. તે નીચાંનમાં આવેલુંછે તેથી ઘણું મનોહર દિસ્તું નથી. મી. હોપ સ્કૉટ અને લેડી વિકટોરિયા* (જેઓની હું ધર્મ મા થાઉંછું, અને જેઓ હાલના નૉરફૉકના ડયુકનાં બેહેનછે તેઓ) તથા તેમનાં છોકરાંઓ, અને જવાન ડયુક ઑફ નૉરફૉક, તેમજ તેમનાં બીજાં કેટલાંક સગાંઓ ત્યાં અમને આવકાર દેવા ઉભાં હતાં. મી. હોપ સ્કૉટ પેહેલી વાર મિસ લાકહાર્ટ,—સર વૉલટર સ્કૉટની દીકરીની દીકરી—સાથ પરણ્યા હતા, પણ તે એક છોકરીને મુકી મરણ પાંમી. તે છોકરી હાલ અગીયાર વર્ષની વયનીછે તથા ઘણી રૂપાળીછે, અને હવે સર વૉલટરના વંસજોમાં તેજ એકલી બાકી રહી

* એ બાનુ ૧૮૭૦માં મરણ પાંમી.

છે તેથી આ મકાનની માલેક તેજ થશે. ઘરના જે ભાગમાં સર વૉલટર સ્કૉટ રહેતો હતો તે તેઓએ અમને દખાડ્યો. અમે તેના બધા ઓરડા ફરીને જોયા,—તેનાં દિવાનખાનામાં તો હજી તેનાજ વખતનો ગાલીચો અને સરસામન સાચવી રાખ્યોછે. તેનાં પુસ્તકખાનામાં જઇ અમે તેનાં આઇવન્હોનાં નૉવલની, તથા તેનાં બીજાં પુસ્તકો અને કવિતાઓની હાથની લખેલી પ્રતો જોઈ, જે ઘણા સુંદર અક્ષરે લખેલીછે અને જેમાં થોડીજ છેકછાક કીધેલીછે. અમે તેને હાથની એકઠી કીધેલી કેટલીક બીજી ચીજો પણ ત્યાં જોઈ અને પછી તેના અભ્યાસ કરવાના ઓરડામાં ગયાં. તે ઓરડો નાનો અને અંધારોછે અને તેને એક નાનો જેવો ઝરૂખો છે તેમાં સર વૉલટરનાં મરણ પછી લીધેલી તેની સખી ઉપરથી બનાવેલું તેનું એક બ્રૉન્ઝનું* બાવલું મુકેલુંછે. એ ઓરડામાં સર વૉલટરની એક નોંધપોથી હતી તેમાં તે લોકે મને મારૂં નામ લખવા કહ્યું, જેમ મેં કર્યું, જોકે એવા મ્હાપૂરૂષની ચોપડીમાં મારૂં નામ લખવાને હું મુદ્દલ લાયક ન હતી એવું મને તે વેળાએ લાગ્યું. એ પછી અમે બીજા બે ત્રણ ઓરડાઓમાં ગયાં, જયાં તરેહવાર અસલી બખ્તરો વગેરેના નમુનાઓ રાખેલાછે, તથા એક કાચની પેટીમાં, સર વૉલટરે છેલ્લાં જે કપડાં પેહેર્યાં હતાં તે સાચવી રાખેલાં છે. સેવટે તેનો જમવાનો ઓરડો, જયાં તે મરણ પામ્યો હતો,

* એક જાતની પંચરસ ધાતુ. બા. ક.

ત્યાં જઇ અમે ચાહ પીધી. . . . . . . . . . .

ઘણાં મોડેથી—સાતમાં વીસ મિનિટ ઓછીએ, અમે એ મકાનમાંથી નિકળ્યાં; તે વેળા જરા વરસાદ પડયો પણ તરત પાછો રહી ગયો. અમે ફરી ટવીડ નદી ઓળંગી ગ્લૅટન સાઇડને રસ્તે થઇ લીડરફુટના પુલ ભણી ગયાં. આંહું અમને બરઇક પર્ગણાનાં વૉલનટીઅરો, લૉર્ડ બીનીંગની સરદારી હેઠલ આવી મળ્યા. લૉર્ડ બીનીંગ લૉર્ડ હડિંગટનનો દીકરો થાયછે, અને તે આ પર્ગણાંનો નાયબ સૂબો હોવાથી તે ઓધાની રૂહે ઘણેક છેટે સૂધી અમારી ગાડીની સાથ પોતાનો ઘોડો દોડાવી અમને વળાવવા આવ્યો. એક ઉંચી ટેકરીપરના ઝાડોની વચેથી જતા રસ્તાપરથી પસાર થઈ અમે મી૦ મીઇકલમના બગીચા ગ્લૅડસઉડના દરવાજાપર થોડી વાર થોભ્યાં, જયારે તેમની તથા તેમની બાનુંની મારી સાથ ઓળખાણ કરાવવામાં આવી, અને તેમની નાની બેટીએ મને એક ફુલનો તુરે. ભેટ આપ્યો. ત્યાંથી નિકળેલાં અમે બરઇક પર્ગણામાં પેઠાં, અને ત્યાં ઘોડા બદલી આગળ ચાલ્યાં. ગેટહ્યુ ટેકરી પરથી જતાં એક ઘણો સુશોભિત દેખાવ અમે જોયોઃ ત્યાંથી સૃષ્ટિનો વિસ્તાર પાર વિન્નાનો નજરે પડતો હતો, અને રસ્તાની નીચે ઝાડોથી ભરપૂર જે ઉંડી ગાલી હતી તેનાં તલીયાંમાંથી વહી જતી નદી અને દૂરની ટેકરીઓ સીકે, ઉમદા રચના થઈ રહી હતી; પણ કમભાગ્યે એ વેળા રાત થવા માંડી હતી, સૂર્ય અસ્ત થયો હતો, અને હવા સુસ્ત અને ઘેરાયલી લાગતી હતી. પછી બીમર્સાઇડ નામે મકાન, જે હવે

પછી આલફ્રેડના રસાલા માંહેલા એક ગૃહસ્થ—મી૦ હેગનું* થવાનું છે, તેપરથી અમે પસાર થયાં, અને ત્યારબાદ મર્ટુનનાં બગીચાની પછવાડે આવેલાં મર્ટુન ગામમાંથી ગયાં. એ વેળા ત્યાંનાં લોકે જે વિવેક દેખાડયો તેથી અમોપર ઘણી અસર થઇ: તેઓએ કોઇ પ્રકારનો સણગાર કર્યો ન હતો, તેમજ અમને જોઇ ખુસાલીના પોકારો વગેરે કર્યા નહીં, માત્ર માન-પૂર્વક ઘરની બહાર નિકળી ઉભા રહ્યા, અને અમને સર નમાવી સલામ કીધી, કારણકે તેમના ભલા ધણી લૉર્ડ પૉલવર્થની લાસ તે વેળા તેમનાં ઘરમાંજ પડેલી હતી.

અત્યાર સૂધીમાં લગભગ તદન અંધારૂં થયું હતું, પણ નવમાં વીસ મિનિટ ઓછીએ અમે સહી સલામત અમારે ઉતારે આવી પહોંચ્યાં. ગ્લૅડસઉડ મુકયા પછી ડયુક ઑાફ બકલુ ઘોડેસ્વાર થઇ થોડોક રસ્તો અમારી સાથે ચાલ્યા. ઘર આવતાં અમે કેલસો શેહરનો માર્ગ લીધો નહીં, અને મર્ટુનમાંથી પસાર થતાં અમે ડાબા હાથ ભણી સ્મૈલહોમનો કિલ્લો જોયો. છેક સાડા નવ વાગે અમે ખાનું ખાવા બેઠાં, અને હું કબુલ કરૂં છું જે હું તે વેળા હું ઘણી થાકી ગયલી હતી. અમે અર્ધું જમી રેહવા પછી ડયુક ઑાફ બકલુ, અમો સાથ જમવા આ-વ્યા. તેઓ વતરાગે અમારી ખાનાની ટેબલપર ડયુક અને ડચેસ ઑાફ રૅાકસબર્ગ, લૉર્ડ બોમંન્ટ, લેડી ચાર્લસ કેઅર, અને મી. સટી એઓ હતાં. લેડી સુઝનની તબિયત બીગ-

*૧૮૭૮ માં તેઓ એ મિલકતના ધણી થયા.

ડેરી હોવાથી તેઓથી ખાનાપર અવાયું નહીં. હું એમનાં ઘરમાં રહી તેટલો વખત મને કોઇ પણ રીતે કંટાળો ન આવે તેની ડ્યુક અને ડચેસે ઘણી સંભાળ રાખી હતી, અને મારી સાથ તેઓ ઘણા વિવેકથી અને માયાથી વર્તયાં હતાં. જમી રહી ઘરના હેઠલા ખંડમાં થોડી વાર બેઠા પછી હું માળાપર મારા ઓરડામાં ગઇ, જે વેળા અગીયાર વાગવા આવ્યા હતા. બીજાં બધાંઓ દિવાનખાનામાં ગયાં, અને કેટલાંક પાડોશીઓ મળવા આવ્યાં હતાં તેમની સાથ તેઓએ કેટલોક વખત વાત-ચીતમાં ગુજાર્યો.

શુક્રવાર ૨૩મી આગસ્ટ.

મળસકામાં વાદળ ઘેરાયલું હતું અને જરાવાર થોડા છાંટા પડયા. અમે કાલનેજ વખતે નાસ્તો કીધો, અને અગી-યારમાં વીસ મિનિટ ઓછીએ બાલમોરલ જવા ઉપડયાં. મારી સાથ ગાડીમાં ડચેસ અને મારી છોકરીઓ હતી. પ્રિય બીએટ્રિસ, ક્રિસ્ચન, તથા ડ્યુક ઑફ માર્લબરો, (અમારી સાથ ફરનાર પ્રધાન*) અને લેડી સુઝન મેલવિલ બીજી ગાડીમાં હતાં, અને ત્રીજી ગાડીમાં ડ્યુક ઑફ રૉકસબર્ગ, લૉર્ડ ચાર્લસ ફીટઝરૉય, અને સર થૉમસ બિડલ્ફ હતા. કર્નલ ગૉર્ડન અને ડૉકટર જેનર અમારી ગાડીના બૉક્સપર બેઠા.હતા. અમે કેલસો-

*ઇંગ્લન્ડની પ્રધાન ટોળીમાંનો એક ગૃહસ્થ હંમેશ મહા-રાણી જ્યાં જાયછે ત્યાં તેમની હજુરમાં રહેછે. બા. ક.

માંથી પસાર થયાં ત્યાં લોકની ઘણી ઠઠ મળી હતી, અને તે સર્વએ અમો તરફ બહુ વ્હાલ દેખાડયું. હીટનનું ગામડું જેમાં એક સુંદર આરકું મારેલું હતું અને જ્યાં સફેદ પોષાક પેહેરેલી બે છોકરીઓએ અમોપર ફુલના તુરા નાખ્યા, તેની પાસેથી થઇને ટવીડ અને જેડ નદીઓ, જે ઘણીજ લીલોતરી વાળી સુંદર ખોણોમાંથી વહેછે, તેમને કિનારે થઈ અમે આગળ ચાલ્યાં. નદીને કાંઠેનું જેડબર્ગ શેહેર ઘણાં સારાં સ્થળપર આવી રહ્યું છે, અને કેલસોનાં જેટલુંજ મોટુંછે, પણ તેમાં કેલસોની દુકાનો જેટલી મોટી દુકાનો નથી. એ શેહેર, જે આ પર્ગણાનું મુખ્ય શેહેર ગણાયછે, ત્યાં પણ અતિ ઘણી ભીડ થઈ હતી અને તેને અછી રીતે સણગારેલું હતું. ત્યાં બનેલા ઘણાએક ઇતિહાસને લગતા બનાવો માટે એ શેહેર પ્રખ્યાત છે. રાજા માલકમ ચોથો અહિં મરણ પામ્યો હતો, રાજા વિલ્યમ (સિંહ) અને અલેકઝાન્ડર બીજો એ શેહેરમાં આવી રેહેતા હતા, તેમજ અલેકઝાન્ડર ત્રીજાનાં બીજી વારનાં લગ્ન એજ શેહેરમાં કોમ ડો ડ્રેની બેટી જોલેટા સાથે થયાં હતાં, અને રાણી મેરી પોતે કોઈ બાબદનો ઇનસાફ કરવા એ શેહેરમાં આવી હતી. ડચેસે મને એ શેહેરના એક નાના મહોલ્લામાં એક ઘર દેખાડયું તેમાં રાણી મેરી એકવાર રહી હતી અને ત્યાં તાવથી માંદી પડી હતી. કેલસો શેહેરની પઠે અહિં પણ અમારી ગાડી ચકલામાં થોભાવી અમને એક માનપત્ર આપવામાં આવ્યું. તે સ્વીકારી અમે એક ઉભી ટેકરીપરથી ઉતરી આગળ ચાલ્યાં; એ ટેકરીપરથી અમને અહિંનું જુનું મઠ

ઘણું બરાબર દેખાયું. એ પણ મેલરોઝનાં મઠ જેવું આર તહરાંનું દેખાયછે, અને રાજા ડેવિડ પેહલાનુંજ બાંધેલુંછે. કેલસો શેહેરમાં પણ એક સુંદર મઠનું ખંડિયેર છે.

જેડબર્ગ શેહેરમાં ચાર શોભિતાં આરકાંઓ મારેલાં હતાં અને તેમાંનાં એકપર બે ઘણા સારા લેખો હતા; એક બાજુએ એમ લખ્યું હતું જે–"જે લોક છુટાપણાનું સુખ ભોગવેછે તેઓ પોતાનાં રાજા રાણીને ચાહેછે," અને બીજી બાજુએ–"તારી સર્વ પ્રજાના પ્યારને યોગે તને સુખ પ્રાપ્ત થાઓ," એવો લેખ હતો. એ ઝાડોથી પ્રફુલ્લીત ખીણ, જેમાંથી જેડ નદી વહેછે, તેમાંથી પસાર થતાં નદી કિનારે લાલ પત્થરો છે તેમાં કેટલાક ગુફાઓ છે તે અમે જોયા. પછી લાર્ડ ક્રેનસ્ટુનનાં મકાન ફ્રેલીંગ ઉપરથી થઇ અમે વળાણ લીધી અને શેહેરની પાસેનાં જેડ નામે વનમાં પેઠાં, અને તેમાં થઇ એક ઘણી લાંબી ને લાંબી ટેકરીપર ચઢવા માંડયું, જે ચઢતાં ઘોડાઓ તેમજ તેમનાપર બેસી તેમને હાંકનારા સ્વારો ઘણાજ થાકી ગયા. એ ટેકરી-પસાર કરી લૉર્ડ કૅમ્પબેલનો હાર્ટ્રીગનો વજીફો, જ્યાં હાલ કોઇ મી૦ ગૉર્ડન રેહેછે, તેમાં થઈ અમે અમારે મકાને જવા નિકળ્યાં.

ઘર જવા માટે જે રસ્તે આવ્યાં હતાં તેજ રસ્તો અમે પાછો લીધો, અને ડયુક ઑફ બકલુનું એક મકાંન નામે કર્ક-બૅન્ડ; જેમાં તેમના મરનાર ભાઈ લૉર્ડ જૉન સ્કૉટ રહેતા હતા, તેપર થઇ થોડું આગળ ચાલી અમે થોભ્યાં, અને અમારા ઘોડાઓને પાણી પાયું. ડ્યુક ઑફ બકલુ જેઓ અમો સાથ

જેડબર્ગ સૂધી, અને ત્યાંથી અહિં સૂધી, ઘોડે બેસી આવ્યા હતા, તેઓ હવે વિદાય થયા. ત્રણેક વાગે અમે ઘર જઇ પહોંચ્યાં અને તરતજ ખાતું ખાઇ હું જરા આસાએસ લેવા ગઈ. છેક સાડા છ વાગ્યા ત્યારે લેનચન અને ભલાં ડચેસની સંગાથે હું મેહેલની ફુલવાડીમાં ફરવા ગઇ, પણ તેટલાં વરસાદ પડવા માંડયો તેથી તે તરફ જે નાનો ઓરડો છે તેમાં અમે ગયાં અને ત્યાંજ ચાહ પીધી. પછી લેનચન ડચેસની સાથે પાછી ઘરમાં ગઈ, પણ તેને મુકીને ડચેસ ફરી મારી પાસે આવ્યાં, અને તેઓ સાથે થોડીવાર બાગમાં બેઠા પછી હું પણ ઘરમાં ગઈ. આજ સાંજે ઉકળાટ બહુ થતો હતો.

અમે સાડા આઠ વાગે વાળુ કર્યું. અમારી સાથે ડયુક અને ડચેસ, મી૦ અને લેડી શારલટ રસલ, અને લૉર્ડ ચાર્લસ કેઅર એક ટેબલે જમ્યાં. પછી માળાપર જઈ હું લખવા બેઠી. અગીયારને દસ મિનિટે ફ્લૉર્સનો મેહેલ છોડી અમે ઘર આવવા નિકળ્યાં. અહિં ઘણી માયાથી મારી આગતાસ્વાગતા કરવામાં આવી હતી, અને હું ઘણાં સુખથી રહી હતી. જે જે મેં જોયું હતું તે મને ઘણું પસંદ પડયું હતું, અને તવંગર તેમજ ગરીબે મારાપર જે એકસરખો પ્યાર દેખાડયો હતો તેથી મને ઘણો આનંદ પ્રાપ્ત થયો હતો. અમે નિકળ્યાં ત્યારે ઘણી ગરમી પડતી હતી અને આકાશમાં તારા પ્રકાશતા હતા તેથી અમે ગાડીઓ ખુલ્લી કરાવી હતી. પાર્કમાંથી ગાડી જવાની આખી સડક ઉપર ફાણસોમાં રોશની કરી હતી, અને પુલ તો પૂર પ્રકાશમાં દીપતો હતો, તેમજ આખાં શેહેરને

પણ રોશનીથી પ્રકાશીત કર્યું હતું. લોકની ભીડને લીધે અમારા ઘોડાઓને કદમ કદમ ચલાવી અમને મોહોલ્લાઓમાંથી પસાર થવું પડ્યું. મોહોલ્લાઓ કરતાં ચકલાઓમાં વધારે ભીડ હતી, અને લોક ઘણાં ઉલટમાં આવી ખુશાલીના પોકારો કરતાં હતાં. ડચેસ અમને વળાવા અમારી સાથે સ્ટેશનપર આવ્યાં હતાં, અને ડયુક પોતાના દીકરાઓ તથા બીજાઓને લઇને આગળથી ત્યાં ગયા હતા. શેહેરનો દેખાવ ઘણો સુંદર દિસતો હતો. ક્રી કર્ક નામે દેવળની શોભિતી ઇમારતમાં લાલ રંગની રોશની કીધી હતી તેથી તેને આગ લાગી હોય એવી તે દિસ્તી હતી.

પ્રિય ડયુક તથા ડચેસની રજા લઇ અમે આગગાડીમાં બેઠાં અને તે તરતજ ઉપડી ગઇ.

શનીવાર, ૨૪મી આગસ્ટ.

એડિનબરો શેહેરમાંથી પસાર થઇ સવારે આઠ વાગે અમે બૅલલેટર જઇ પહોંચ્યાં. અહિં આગગાડીમાંથી ઉતરી અમે અમારી ઘોડાની ગાડીઓમાં બેઠાં તે અગાઉ અમને સ્ટેશનપર ચાહ તથા કાફ્રી આપવામાં આવી હતી. નવમાં દસ મિનિટ ઓછી હતી તેમ અમે અમારાં પ્રિતીકર બાલમોરલમાં આવી પહોંચ્યાં.

આજની સવાર સુંદર અને સાંત હતી, અને જોકે હીધરના રોપા હજી તો તરતના જમીનમાંથી બહાર નિકળવા માંડ્યા હતા તોપણ સંધું લીલોતરીભર્યું લાગતું હતું.

# ગ્લેનફિડિક ખાતે પ્રવાસ.

મંગળવાર, ૨૪મી સપટેમ્બર, ૧૮૬૭.

આજ મળસકાંમાં સૂર્ય પ્રકાસ્તો હતો પણ પવન ભયાનક જોસથી ફુંકતો હતો. મારી દાસીઓ એમલી અને અની, તથા લેડી ચર્ચિલની દાસી, અને રૉસ, અમારો સઘળો સામન લઇ સાત વાગ્યા પછી ઉપડી ગયાં.

અમે સવા નવ વાગે નાસ્તો કીધો, અને પાછી લેનચન, લાડકી બીએટ્રિસ, મારા દીકરાઓ, તથા ક્રિસ્ચનને મળી ભેટીને હું લુઇઝ અને જેન ચર્ચિલને લઇ ગ્લેનફિડિક જવા ઉપડી. ગાડીપર હમેશાની પઠે બ્રાઉન બેઠો હતો. સર થૉમસ બિડલફ આઠ વાગેના નિકળી ચુકયા હતા. આલ્ટકૈચીને માર્ગે અમે ગેર્નશીઅલ ગયાં, તે વેળા પવન તો એવો ફુંકતો હતો જે કાંઇ કેહેવાય નહીં, અને ગાડી ગમે એટલી બંધ કરવા છતાં પણ તે માંહે આવ્યા વિના રહેતો નહીં. ગેર્નશીઅલથી જરા આગળ વધી અમે ઘોડા બદલ્યા અને મારાજ ઘોડાની એક બીજી જોડી ગાડીમાં જોડાવી, જે ઘોડા અમને ગ્લેસકોઇલની ઉભી ટેકરીપર લઇ ગયા. અહિં અમને અમારા સામનની ગાડી મળી, જે સાથ અમારો ચાકર બ્લેક હતો. પેહેલાં તો તે ઉપર ચઢી શકી ન હતી, પણ પછી તેને ચાર ગાડાંના ઘોડા જોડવામાં આવ્યા હતા તેમની મદદથી તે ચાલતી હતી. અમે ટોર્નાહોઇશ અને કાક બ્રીગને રસ્તે જઇ ડૉન નદી

ઓળંગી ગયાં. એ ટેકરીની તલેટીમાં બ્રિજ એન્ડ નામનું એક પહોંચખાનું છે ત્યાં અમારી દાસીઓની ગાડીએ મુકામ કીધું હતું, અને તેઓ સામનનું ગાડું આવવાની રાહ જોતી બેઠી હતી, પણ અમે તેમને આગળ વધવા કહ્યું. અહિંથી થોડેક જવા પછી અમારા ઘોડાવાળાઓએ ખોટે રસ્તે ગાડી લઇ લીધી, જેથી અમને ઉતરીને ગાડી ફેરવાવવી પડી. એ પછી એક સીધી ટેકરી આવી તે ઉપરથી અમને વનોનો ખરેખર ભપકાદાર અને અદ્દભૂત દેખાવ નજરે પડયો. લુઇઝ તથા જેન ચર્ચિલ પગે ચાલી એ ટેકરીપર ચડયાં. તે પૂરી કર્યા પછી વળી તૈવીજ એક બીજી ઉભી ટેકરી ઉપરથી અમને ઉતરવું પડયું, અને ઉતરતાં સામેથી બ્હીક લાગે એવો લાંબો ઢેલાવ નજરે પડયો. અહિં અમે ઘોડાનો ટપ્પો બદલ્યો અને ડાકના ઘોડાની એક જોડી લીધી. એ ટેકરી જે ઉપર ચઢી અમે પાછાં ઉતર્યાં તેની ચોમેર બીજી ઉભી લીલોતરીભરી ટેકરીઓ આવેલી હતી, અને તેની ડાવી બાજુએ એક ઉંડી ખીણ હતી. આ ભયાનક ટેકરી જેનું નામ લેકટ છે તે લંબાઇમાં ત્રણેક માઇલ હશે. તેને તળીયેથી અમે એક સાંકડા માર્ગ અથવા ગાલીમાં પેઠાં, જે ઘણી રાની હતી અને જે માંહેલો રસ્તો ઘણો ખરાબ અને વારંવાર વળાણો લેવી પડે એવો હતો. એ જગ્યાએ ડયુક ઑફ રિચમંડની કેટલીક લોઢાંની ખાણો છે. અહિં અમે ઘણીં સારી જાતનાં પહાડી ઢોરોનું એક ટોળું ચરતું દિઠું. ગાલીમાંથી બહાર નિકળવા કેડે અમને ઘણાંક સારી રીતે ખેડેલાં ખેતરો અને ગાયઢોર

રાખવાનાં મકાનો, તથા શોભિતાં ઝાડો નજરે પડયાં, જેમની ચોમેર ડુંગરો આવી રહ્યા હતા, અને હવા સાફ હોવાને લીધે આ રસ્તેના બધા દેખાવોની પેઠે એ પણ સંધું અમને સ્પષ્ટ દિસતું હતું. દોઢ વાગે અમે ટોમીનટૌલના કસબા આગળ જઈ લાગ્યાં, જે ઝાડો, ખેતરો, અને ડુંગરાઓની વચ્ચે, ઘણી સારી રીતે આવેલોછે. તે કસબા ઉપરથી જમણી બાજુએ વળાણ લઇ અમે માઇલ દોઢ માઇલ આગળ ચાલ્યાં, અને રસ્તાની એક બાજુએ ગાડીમાંથી ઉતરી હીધરથી ભરેલી ખડકની એક કોરપર બેસી ભોજન જમ્યાં, અને પછી થોડુંક પગે ચાલતાં ફરી આવ્યાં. એ વેળા અઢી વાગ્યા હતા. આ જગ્યાએ અમને ડયુક ઑફ રિચમંડનો અરણ્યરક્ષક લિંડસે આવી મળ્યો અને તેણે અમારી ગાડીની આગળ આગળ પોતાનો ઘોડો ચલાવ્યો. ઘોડા બદલી અમે આગળ ચાલ્યાં અને નોકેનધુનાં ગામડાંમાં થઇ લીવેટની ગાલીમાં પેઠાં.—એ વેળા અમારા ડાવા હાથ ભણી અમે ગ્લેનલિવેટ નામની દારૂ ગાળવાની જાણીતી ભઠ્ઠી, અને તેની પછવાડે બ્લેરફીન્ડીનો કિલ્લો આવેલો જોયો. અહિંથી છ માઇલ સૂધીનો બધો પ્રદેશ જેમાંથી અમે હંકારી ગયાં તે ઘણો સોભાયમાન હતો. દૂરની ઉંચી ટેકરીઓ, સારી રીતે ખેડેલાં ખેતરો, અને તેઓની વચ્ચે અહિં તહિં આવેલાં ઘરો અને ઝુપડાંઓ, ઘણાં સુંદર દિસતાં હતાં. એક પુલની નજદીકમાં આવેલા ટોમનાવુલીન નામે વજીફા આગળ અમને સર થૉમસ બિડલ્ફ મળ્યા. તેઓ એક ડૉગકાર્ટમાં બેસી અમારી અગાઉ નિકળી ચુકયા હતા.

તેમની સાથે અમારાં ટટ્ટુઓ પણ હતાં. આ વેળા જોકે પવન થોડો ઘણો નરમ પડયો હતો તોપણ અમને લાગ્યું જે ટટ્ટુપર બેસી મુસાફરી કરવી ખુશ લાગશે નહીં, અને અમને થાક ચઢશે, તેથી ગાડીમાંજ બેસી અમે આગળ વધ્યાં. સર થૉમસ બિડલ્ફ ડ્યુકને સાંમા જઈ મળવા ટટ્ટુઓ સીકે આગળ નિ. કળી ગયા, અને ડ્યુકનો વડો અરણ્યરક્ષક અમને રસ્તો દ- ખાડવા બ્રાઉનની સાથે કોચબાકસપર બેઠો. (આજ અમારી ગાડીપર ગ્રૅન્ટ ન હતો.) રીનીસની ગાલીમાં દાખલ થવા પછી દોઢેક માઇલ ચાલ્યા કેડે સળગમનાં કેટલાંક મોટાં ખેતરો આવ્યાં, અને સુંદર ટેકરીઓ, ખીણો, તથા વનોનો દેખાવ નજરે પડયો, જે જોકે ભપકાદાર ન હતો તોપણ સારો હતો. થોડીક વારમાં ટેકરીઓપર ધુમસ પડતો દિસવા લાગ્યો અને સૂર્યનો પ્રકાસ ઝાંખો થવા માંડયો. ત્યાર કેડે રસ્તાની બાજુએ અમે હીધરના રોપાઓથી ભરેલા એક પુસ્તા પાસે ચાહ પીવા બેઠાં તેટલામાં વરસાદ પડવા માંડયો, જે રાત સુધી ચાલુ રહ્યો. લિંડસે પાસેના એક ખેતરમાંના ઘરમાંથી અમારી ચાહ કરવા સારૂ ઉકળતું પાણી લઇ આવ્યો. અહિંથી બે માઇલ આગળ વધીને અમે ડફ્ટુન નામે કસબામાં દાખલ થયાં, જેમાં એકજ લાંબોને લાંબો ચઢાણવાળો મોહોલ્લો છે, અને જે ઘણો ખરો ગ્રૅનટુનને મળતો આવેછે. તેમાંથી નિસરી અમે એક- દમ વળાણ લઈ આગળ વધ્યાં. ત્રણેક માઇલ ગયા પછી એક નાનું ઘર અને દરવાજો આવ્યો, જેમાં થઇ ફ્રિડિ- કની ખીણમાં જવાયછે. એ ખીણમાં પેસ્તાંજ જાણે આપણે

ટેકરીઓનાં ભીત્તરમાં પેસતાં હોઇએ એવું આપણને લાગે છે. ખીણ ઘણી સાંકડીછે, ફ્રિડિક નદી તેની નીચેથી વહેછે, અને તેની બન્ને બાજુએ આવેલા લીલોતરીવાળા ડુંગરાઓ પર બર્ચનાં ઝાડો ઉગેલાંછે. એ ખીણ ઇન્કોરીની ખીણ જેવીજ લાગેછે, માત્ર એ વધારે સાંકડીછે. પાસેના ડુંગરાઓને મથાળે અમે હરણ ચરતાં દિઠાં. દરવાજામાં પેઠા પછી અમારી ગાડી એક સારા પણ વળાણવાળા ત્રણેક માઇલ લાંબા રસ્તા ઉપરથી થઇ પેલા બંગલા આગળ જઇ પહોંચી. એ બંગલો શિકારને અર્થે બાંધેલોછે, અને જોકે માત્ર તે એકજ મજલાનોછે તોપણ તેને ઘણી જગ્યા રોકીછે. અમે અહિં આવી પહોંચ્યાં ત્યારે સાડા છ થયા હતા અને અંધારૂ પડવા માંડ્યું હતું. સર થૉમસ અમને આવકાર દેવા ત્યાં ઉભા હતા, પણ ડ્યુક આગળ નિકળી ગયા હતા, તેથી અમે તે જગ્યાએ ઉતારો લીધોછે એવું તેમને જણાવવા સર થૉમસે તરતજ એક માણસને દોડાવ્યું. ઘરમાં દાખલ થતાં એક લાંબી નીચી ચાલ આવેછે, અને ત્યારપછી એક દિવાનખાનું આવેછે, જેમાં ત્રણ બારાઓ એવી રીતે મુકેલીછે જે તે માંહેથી ત્રણે બાજુનો દેખાવ નજરે પડેછે. એ ઓરડામાં અમારે સારૂં ચાહ તૈયાર કરાવી હતી. ચાલમાંથી થઇ અમે અમારા ઓરડાઓમાં ગયાં, જે બધા એક હારે આવેલા હતા. એ ચાલની સાંમે એક બીજી ચાલ હતી અને તેને લગતા નોકરોના તથા બીજા ઓરડાઓ હતા.

દિવાનખાનાંની પાસે જમવાનો ઓરડો હતો, તેની જોડે

સર થૉમસ બિડલ્ફનો, ત્યાર પછી બ્રાઉન અને રૉસનો, (બન્નેને માટે એક) પછી લુઇઝનો અને પછી મારો ઓરડો હતો. મારા ઓરડાની પાસે એમલી તથા ઍનીનો (બન્નેને માટે એક) અને તેનથી જરા પછવાડે લેડી ચર્ચિલનો અને તેની દાસીનો, એમ એક એકની હારે સંધા ઓરડા આવેલા હતા, અને તેથી અમો સર્વને ઘણી સગવડ પડતી હતી. જોકે અમારી દાસીઓ ઘણી વારની આવી પુગી હતી તોપણ અમારો સામન હજી આવ્યો ન હતો. ખાનાનો વખત થયો ત્યાં સૂધી અમે તેની રાહ જોઈ, પણ ફોકટ. આથી અમો સ્રીઓને સ્વારીનાજ પોષાકમાં જમવાની ટેબલપર જવું પડ્યું. (સર થૉમસ બિડલ્ફ સારી સમજ વાપરી થોડીક અગતની ચીજો પોતાની સાથે લાવ્યા હતા.) મારી પાસે ઘરમાં પેહરવાની ટોપી ન હોવાથી એમલીએ પોતાનો કાળા દોરાનો ગુંઠેલો એક બુરખો ટોપીની ઢબે ગોઠવી મારે માથે પેહરાવ્યો. જમવા અગાઉ મેં થોડીક વાર લખ્યું હતું અને આસાએસ લીધી હતી. ડ્યુક તથા સર થૉમસ બિડલ્ફ અમારી સાથેજ જમ્યા.

અમારી દાસીઓ પાસે તેમજ કોઇબી નોકરો પાસે બદલવાનાં કપડાં કાંઇજ હતાં નહીં. ખાનું ખાધા પછી હું લુઇઝ અને જેનની સાથ દિવાનખાનાંમાં ગઇ, જે મને બેસવા ઉઠવાના ઓરડા તરીકે વાપરવા આપ્યું હતું. ત્યાં જેને મારી આગળ થોડી વાર કાંઇક વાંચ્યું. સાડા નવ વાગે અમે જમતાં હતાં ત્યારે રૉસે અમને જણાવ્યું જે અમારો નોકર બ્લેક થોડીક નાની નાની ચીજો લઈ આવી પહોંચ્યો હતો, પણ ઘણી

અગત્યની ચીજો, જેવાંકે પેહેરવાનાં વસ્ત્ર વગેરે, હજી આવ્યાં ન હતાં. તેના કહેવા પ્રમાણે સાંમનનું ગાડું ટોમીનટૌલ આગળ ભાગી ગયું હતું, તેથી બ્લેક એક ગાડાંમાં બેસી ડફ્ટન ગયો હતો અને ત્યાંથી એક નાની બ્રેક (સામનનું ગાડું) લાવી તેમાં હલકો હલકો સામન ભરી અહિં લાવ્યો હતો, અને ભારી સામન તો હજી એક બીજાં ગાડાંમાં ભરાઇ પછવાડે આવતો હતો, અને તેની બાર વાગે આવી પુગવાની વકી હતી. પેહેલાંતો એ લોકને ગાડાંમાં જોડવા એક પણ ઘોડો મળી શક્યો નહીં, અને સેવટે જે મળ્યા તે ઘણી મુશ્કેળે મળ્યા હતા.

અગીયાર વાગાને સુમારે લુઇઝ અને જેન ચર્ચિલ પોત પોતાના ઓરડામાં ગયાં.

મેં બેસીને લખ્યા કીધું અને સામનની વાટ જોયા કીધી. એક માણસ ટટ્ટુપર બેસી હાથમાં ફાણસ લઇ તેની સોધમાં ગયો હતો. પછી સવા બાર થયા ત્યારે તો ઘણી થાકી જવાથી હું સોફાપર સુતી. બ્રાઉન, જે કાંઇ પણ કામથી હારી ખાતો નથી, તે પોતે હવે સામનની સોધમાં ગયો. એક વાગે તે પાછો ફર્યો, અને કહેવા લાગ્યો જે સામનની કાંઈ પણ નિસાની જણાતી ન હતી માટે મારે હવે સુવા જવું; પણ મારી દાસીએ કમનસીબે કાંઈ જરૂરની ચીજો પણ સાથે લાવી ન હતી તેથી કપડાં વગેરે બદલવા વિના મને બીછાંને જવા ગમ્યું નહીં. આખરે કાંઈ જેવી તેવી કામ ચલાઉ ગોઠવણો કીધા પછી હું સુવા ગઈ. પેહલાં તો મને મુદ્દલ ઉંઘ આવીજ નહીં,

પણ પાછળથી થાકને લીધે સઘળી અગવડો ભુલી જઇ હું નિંદ્રાવસ થઇ.

બુધવાર, ૨૫મી સપટેમ્બર.

ઘણી સારી ઉંઘ કાઢી સવારે સાડા સાત વાગે ઉઠયા પછી મને માલમ પડયું જે અમારો સામન છેક સવારે ચાર વાગે આવી પહોંચ્યો હતો. લુઇઝની સાથે મેં નાસ્તો કીધો, અને તેણે બ્રાઉનની મદદથી મને ઘણી સરસ કાફી બનાવી આપી. ટેબલની આગળ બ્રાઉન હાજર હતો, અને રોસ નાસ્તો વગેરે લાવવા લઇ જવાનું કામ કરતો હતો. હું ઉઠી ત્યાર પછી વરસાદ પડવા માંડયો હતો તે અગીયાર વાગ્યા સુધી તેમજ ચાલુ રહ્યો. નાસતા પછી મેં થોડોક વખત વાચવામાં તેમજ લખવા વગેરેમાં કાઢયો. સાડા અગીયાર વાગે તદન ઉઘાડ થવાથી હું ટટ્ટુપર બેસી પાસેની એક સાંકડી નાની ગાલીમાં ફરવા ગઈ. અહિં જે તરકારીની વાડીછે તેની પાસેથી એક નાનું નાળું વહેછે, જેને ગાર્ડનબર્ન ( વાડીનું નાળું ) કહેછે. તેના બન્ને કિનારા ફર્નથી અને જુનીપરના રોપાઓથી ઢંકાઈ ગયલા છે. લુઇઝ મારાં ટટ્ટુની સાથે પ્યાદી ચાલતી હતી. અમે લગભગ ટેકરીનાં મથાળાં સુધી ટટ્ટુપર બેસી ચઢયાં અને પછી પગે ચાલી પાછાં ઉતર્યાં, અને ઘરથી થોડેક છેટે એક તબેલો છે ત્યાં ગયાં. એ ઠેકાણે મેં ડયુકના અરણ્યરક્ષકોમાંના એક નામે પી. સ્ટુઅર્ટને જોયો, જે ચુમોતેર વર્ષની વયનો હતો અને જેને વૉટર્લુની તેમજ પેનિનસૂલર લડાઇના ચાંનો મળ્યા હતા; તેણે

૯૨મી હાયલૅન્ડર્સ રેજીમેન્ટમાં નોકરી કીધી હતી, અને મરનાર ડ્યુક ઑફ વેલિંગટનનો તે ઘણો માનીતો હતો. એકમાં વીસ મિનિટ ઓછી હતી તેમ અમે ઘર આવ્યાં. એ પછી જરા ગરમી નિકળી અને હવા ખુશનુમા થઈ. મારાજ ઓરડામાં સવારે જે ટેબલપર નાસ્તો લીધો હતો તેજ ટેબલપર અમે બપોરનું ભોજન લીધું. અમે જમ્યાં તેટલો વખત ફ્રાંસે અને ડ્યુકના એક વાંસળી વગાડનારે બારી આગળ સુંદર રાગો વગાડયા કીધા.

જમી રહ્યા બાદ ફ્રિડિકની ખીણમાં અમે ફરવા જવા નિકળ્યાં. મારી જોડે લુઇઝ તથા ડ્યુક અને જેન ચર્ચિલ હતાં. સવારનીજ માફક હું મારાં ટટ્ટુ સુલતાનપર સ્વાર થઈ હતી. ડ્યુક અમારી સાથે પગે ચાલતા હતા, અને જેન પણ થોડોક રસ્તો ચાલતીજ આવી. ખીણની ડાવી બાજુએ ફરી અમે બ્રિજ હૉ નામે જગ્યા આગળ ગયાં, અને મેન ટેકરીની બાજુએથી આગળ ચાલ્યાં. પહેલાં તો અમે સડકપરથી ચાલ્યાં પણ પછી એક હીધરના રોપાવાળાં મેદાનમાં ઉતરી પડયાં, જેની જમીન ઠીક કઠણ હતી, પણ તેમાં એ રોપા એટલાતો ઉંચા ઉગેલા હતા જે અમને જમીન નજરે પડતી ન હતી. ડ્યુકનો અરણ્યરક્ષક, જે મને રસ્તો દેખાડવા આગળ ચાલતો હતો, તે એટલીતો ઝડપથી પગલાં ભરતો હતો જે બ્રાઉનને તેની સાથે રહેવા માટે મારૂં ટટ્ટુ પકડીને દોડવુ પડયું, જેથી અમે અમારી સાથનાં બધાં કરતાં આગળ નિકળી ગયાં. પાંચ વાગે અમે એક નાનાં નાળાંને કિનારે જઈ પહો-

ર્યાં, અને ત્યાંથી અમને એકડાઉનનો જુનો પડી ભાગેલો કિલ્લો સ્પષ્ટ નજરે પડયો, જે પેહેલાં અસલના હન્ટલી ખાનદાનના ઉમરાવોનો હતો. અહિં અમે ચાહ પીધી અને પછી એક ટુંકે રસ્તે ઘર જવા નિકળ્યાં. એ રસ્તો કાંઈ ખરાબ ન હતો, પણ તે લેવાને લીધે અમને એક ટેકરીના સર્વથી ઢોળાવદાર ભાગપરથી જવું પડ્યું, જે મને ગમ્યું નહીં. તે ટેકરી ઉતરી અમે પાછાં પેલી જગ્યા–બ્રિજ હૉ–આગળ જઈ લાગ્યાં અને ત્યાંથી આગળેજ રસ્તે અમારે ઉતારે આવ્યાં, જે વેળા સાત વાગ્યા હતા. આજની સાંજ ઘણી રમણ્ય હતી. અમે ઘર પહોંચ્યાં ત્યારે અંધારૂં થવા માંડયું હતું. હું આજ ઘણી થાકી ગઇ હતી, અને ખરેખર હવે મારાથી અગાઉના જેટલી મેહેનત કરાતી નથી.

ગુરૂવાર, ૨૯મી સપટેમ્બર.

ગઈ રાત્રે હું ઘણી સારી રીતે ઉંઘી હતી તેથી મારી થાક ઘણી ઉતરી ગઈ હતી. સાડાબાર વાગે લુઇઝ તથા હું ટટ્ટુ-ઓપર, અને જેન ચર્ચિલ, ડયુક ઑફ રિચમન્ડ, અને સર થોમસ ચાલતા, એમ અમે ફરવા નિકળ્યાં. એક સારી વાટે અમે ચાલ્યાં, અને તબેલા મુકી થોડુંક આગળ જઇ તે વાટ છોડી જમણી તરફ વળાણ લઈ ફ્રિડિક ખીણમાં ચારેક માઇલ સૂધી ગયાં. અહિંનો દેખાવ જોકે ભપકાદાર નથી તોપણ સુંદર છે. એ ખીણમાંની ટેકરીઓ જોકે લીલોતરીવાળી છે તોપણ ઘણી ઉંચી નથી, અને તેમાં બર્ચનાં ઝાડો થોડાંછે, પણ ફર્ન અને

જુનીપરના રોપાઓ પુષ્કળ છે. ત્રણેક માઇલ અંદર જવા પછી એ ખીણનો એક સાંકડો ભાગ આવેછે, અને ત્યારપછી તેનો દેખાવ ઘણો રળિઆમણો લાગેછે. એ તરફથી એક નાળાંને મથાળે થઇ એક સાંકડો ઉભો રસ્તો જાયછે અને તે ઉપર થઇ એક ગુફા ભણી જવાય છે. ઠયુકના કહેવા પ્રમાણે એ ગુફા ઘણો ઉંડો છે, અને તેને ભૂતનું ઘર એવું નામ આપ્યું છે. ત્યાં પાસેજ એક નાની સરખી સપાટ જગ્યા છે જે ઉપર પત્થરો વગેરે ગોઠવી એક બેઠક કીધીછે તેપર લુઇઝ અને હું બેઠાં, અને ત્યાંજ અમે સંધાંએ ભોજન પણ લીધું. પછી કાંઈ ચિત્રો પાડવાનો અમે યત્ન કર્યો, પણ ત્યાંથી ગુફાનુ ચિત્ર હું બરાબર લઈ શકી નહીં તેથી બ્રાઉનની મદદ લઈ પાસેની ટેકરીના એક ભાગપર ઘણી મેહનત ચઢી, પણ તેમ કરવાથીએ કાંઈ લાગ ફાવ્યો નહીં તેથી પાછી ઉતરી. અહિં બધું મળી અમે એક કલાક રહ્યાં, અને પછી પગે ચાલતાં નીચે ઉતરી ટટ્ટુઓપર પાછાં સ્વાર થઈ ડાવી બાજુએ એક સાંકડો ડુંગરનો રસ્તો હતો તે ઉપર ચઢયાં, જેની નીચેથી ફિડિક નદી વહેતી હતી. એ રસ્તાપરથી થોડીક વાર અમારાં ટટ્ટુઓ ચલાવ્યા બાદ અમે ખુલ્લાં મેદાનમાં નિકળ્યાં, અને દોઢેક માઇલ આગળ જઈ સાઉવી નામની એક નદીની જમની મેર લિવેટ નામની એક ઉંચી, વેરાન, અને લીલોતરીથી ઢંકાયલી ટેકરીછે તેપર ચઢયાં. થોડી વાર અગાઉ વરસાદના થોડાંક છાંટા પડયા હતા અને હાલ પણ તે થોડો આવતો હતો. અમારેથી થોડાંક દૂર આઠ હરણોને અમે ચરતાં દિઠાં. આહા! આ વેળા

મારા પરમપ્રિય આલબર્ટ બંદૂક સાથ હતે તો તેઓને કેવી મજાહ પડતે! થોડુંક આગળ જઈ અમે પાછાં ફર્યાં અને નાળાંની પાસે એક છાંયડાવાળી જગ્યા હતી ત્યાં આવ્યાં. અહિં ડયુકના એક અરણ્યરક્ષકે અમો સારૂ ચાહ કરવા પાણીની કીટલી ઉકળવા મુકી હતી. ચાહ પી હું ચિત્રો લેવા લાગી, પણ તેટલાંમાં મીજ્જ નામની એક જાતની માખીનું એક મોટું ટોળું એક વાદળાં પઠે અમારી તરફ ઉડી આવ્યું અને તેઓએ મને ઘણા ડંખ માર્યા. અમારી સાથના ગૃહસ્થો ચાહ પીધા પછે પગે ચાલતા ઘર ગયા, અને હું પણ થોડુંક ચાલી ટટ્ટુપર* સ્વાર થઈ અને અમે પોણા સાત વાગે ઘર આવી પહોંચ્યાં. આજની સાંજે તુફાની પવન ફુંકતો ન હતો, અને આકાશનો રંગ ઘણો શોભાયમાન દિસ્તો હતો. મારો લાડકો કુતરો શાર્પ અમે અહિં ફરવા જતાં ત્યારે રોજ અમારી સાથ આવતો હતો અને મારાપર ઘણું વ્હાલ દેખાડતો હતો.

".. આજે અમે ફરવા ગયાં ત્યારે અમારી સાથ એ. થૅામશન, એસ. ફૅાર્બ્સ, કૅનેડી, અને જે. સ્ટુઅર્ટ, તથા ડયુકનો અરણ્યરક્ષક વગેરે આવ્યા હતા. કાલનીજ પઠે આજે પણ અમે જમ્યાં. ત્યાર પછી જેન ચર્ચિલે અમારી આગળ મિસ ઑસ્ટિનની વાર્તા "પ્રાઇડ એન્ડ પ્રેજ્જુડિસનો" બાકીનો ભાગ વાંચી પૂરો કીધો. રાત્રે આકાશ તદ્દન ખુલ્લું હતું અને તારા પ્રકાશતા હતા.'

શુક્રવાર, ૨૭મી સપટેમ્બર.

આજ ઉઘાડ હતો ખરો પણ આકાશપર વાદળનો ઘેરો હતો. હું અહિં રહી તેટલા દિવસ મને લુઇઝ સાથ એકલી નાસ્તો કરવાનું બહુ ગમતું હતું, કારણકે તે ઘણી ખુશ મીજાજ તથા મળતાવડા સ્વભાવનીછે, અને મારી સગવડો સાચવવા ઉપર ઘણું ધ્યાંન આપેછે. ૧૮૬૫માં લેનચન સાથે હું એમ એકલી નાસ્તો કરતી હતી ત્યારે પણ મને ઘણું સારૂં લાગતું હતું. તેમજ વળી ૧૮૬૬માં લુઇઝ સાથે ડન્કેલ્ડમાં પણ એજ રીતે નાસ્તો કરવો મને બહુ ખુશ લાગતો હતો. ઘરની એક બારીએથી દરવાજો તથા માંહે આવવાની સડક દેખાયછે તેનું ચિત્ર ઝટ કાઢી લઇ બીજી બારીએથી તબેલા તરફનો દેખાવ દિસેછે તે મેં ચિતારી લીધો. આ ઘર ઘણું સારૂં છે, અને તેના ઓરડા જેવા જોઇએ તેવા મોટા અને ઘણી સગવડભરી રીતે એકમેકની પાસે આવેલાછે. અહિંનું સર્વ ખાવા પીવાનું વગેરે જોકે ઘણું સાદું હતું તોપણ ઘણું સરસ હતું; તેમાં ગોસ્ત તો ઘણુંજ ઉત્તમ પ્રકારનું પકાવવામાં આવતું હતું,—અને સંધાને માટે રસોઇ કરનાર તો માત્ર એક સ્કાચ સ્ત્રીજ હતી. ડયુકે ઘણી મમતાથી અમારી પરોણાગત કરી હતી.

સાડા દસ વાગે અમે એ ઘર છોડી જવા નિકળ્યાં, અને દરવાજા આગળથી એઓએ અમને વિદાય કર્યાં. સર થૅામસ બ્રાઉનની સાથે કોચબૉક્સ પર બેઠા હતા. આજે થંડી નિકળી હતી. જે રસ્તે આવ્યાં હતાં તેજ રસ્તો અમે જવા સારૂ લીધો.

ડફ્ટનમાં લોક જોકે બહાર નિકળી ઉભાં હતાં, અને ત્યાં ઘંટો વાગતા હતા તથા વાજંત્રોના સરોદો થતા હતા, પણ અમે પસાર થઈ ગયાં ત્યાં સૂધી તેમને ચોકસ ખબર ન હતું જે શેહેરમાંથી કોણ જવાનું હતું. ઝડપથી ગાડી હંકાવી અમે એ શેહેરમાંથી નિકળી ગયાં. વરસાદ ન હોવાથી અમને રસ્તાની આસપાસના દેખાવો સારી રીતે નજરે પડતા હતા. જે જગ્યાએ ગયે મંગળવારે અમે જમ્યા હતાં તે જગ્યાએ એક વાગે અમે જઈ પહોંચ્યાં. અહિંથી અમે ઘોડા બદલ્યા, અને સર થૅામસ અમારી ગાડીપરથી ઉતરી એક ડૉગકાર્ટમાં બેઠા અને અમારી પછવાડે તે હાંકી આવ્યા. આ વેળા સૂર્ય નિકળ્યો હતો તેથી જરા ગરમી પડવા માંડી. ટેમનાવુલીનનાં ગામડાંનાં તેમજ જે જે ઠેકાણેથી અમે પસાર થયાં ત્યાંનાં લોક અમને જોવા માટે બહાર નિકળી ઉભાં હતાં. બે ત્રણેક માઇલ આગળ જઈ અમે લેકટ નામના ડુંગરોની વચમાંની ખીણનાં મુખ આગળ ઉતર્યાં, અને રસ્તાની કોરે ઘાસમાં બેસી જમ્યાં તથા કાંઈ ચિત્રો કાઢયાં. એ વેળા બેમાં વીસ મિનિટ કમ હતી. અહિંથી સર થોમસ આગળ નિકળી ગયા, અને અમે મુસાફરી પાછી સરૂ કરી પેહલીજ ચઢાણ ચઢવા માંડી ત્યારે તેઓ ટેકરીઓને મથાળે અમને નજર પડયા. એ ચઢાણપર અમારા ઘોડા મુદ્દલ ચઢી શકશે નહીં એવું અમને લાગ્યું, પણ જોકે અમારી ગાડીને બેજ ઘોડા જોડેલા હતા તોપણ તેઓ સારી રીતે અમને ઉપર લઇ ગયા. ચઢાણપર કાંઈ અકસ્માત થવાની બ્હીકથી બ્રાઉન નીચે ઉતરી ગાડીના સાથે ચાલ્યો. પછી વળી એક ઘણી લાંબી

ઉતરણ આવી, ત્યાંથી અમને ડુંગરાઓનો દેખાવ ઘણો સુંદર દેખાયો, પણ તે રસ્તો ઘણો વિકટ અને બ્હીક લાગે એવો હતો. પછી વળી પાછી એક ચઢાણ આવી અને ત્યારબાદ જ્યારે પેલી સીધી અને વળાણો લેતી ટેકરીપરથી બ્રિજ એન્ડ પર જવાનો રસ્તો આવ્યો ત્યારે તો અમે ઉતરીને પ્યાદાંજ નીચે ગયાં, અને નદી, જેનો પાર થયલો હતો, તેની ઉપરના એક પુલપરથી ચાલી પેલે કાંઠે ગયાં. ચોમેર સઘળી ટેકરીઓ આવી રહી હતી, અને તેઓની પાસે કોરગાર્ફનો કિલ્લો તથા ડૅાન નદી અને તેની ખીણ દિસતી હતી તેથી રચના ઘણી ભપકાદાર બની રહી હતી.

અહિં અમારા ઘોડા આવેલા અમને મળ્યા તે ગાડીમાં જોડાવી અમે આગળ ચાલ્યાં.

આ વેળા (ચારેક વાગવાને સુમારે) વરસાદ પડવા માંડયો, અને પછી સાંજે અવાર નવાર આવ્યાજ કીધો. અમે ટોર્ના-હોઇશ નદીથી બે ત્રણ માઇલ દૂર ગયા પછી એક લાંબી ટેક-રીપર ચઢયાં એટલે તેની કોરે એક કોતર દિઠું. (એ ઠેકરીઓમાંની જે જગ્યાએથી પત્થરો અને મટોડું કાઢી લીધેલું હોયછે ત્યાં તેઓમાં હંમેશ એવાં કોતરો જોવામાં આવેછે.) એ કોતરમાં જઈ અમે ચાહ પીધી, નાળાંમાંનું થંડું પાણી લઇ ઉકળવા મુકયું હતું તેથી ચાહ તૈયાર થતાં ઘણી વાર લાગી. જ્યારે અમે બપોર પછી લાંબે ફરવા જઇએ છીએ ત્યારે તો હંમેશ બે બાટલી ગરમ કીધેલું પાણી સાથે રાખ્યે છીએ, જેને પાછું કકડાવતાં ઝાઝી વાર લાગતી નથી. બિચારી મારી લુઇઝનો દાંત આજે આખે રસ્તે દુખ્યા કીધો. સાંજે સાતને દસ મિનિટે સહી સલામત અમે ઘર આવી પૂહોંચ્યાં.

# બાલમોરલ મધ્યે પ્રિન્સ આલબર્ટનું બાવલું ખુલ્લું મુકવાની ક્રિયા.

મંગળવાર, ૧૫મી અકટોબર, ૧૮૬૭.

આજે અમારૂં વેસવાળ થવાને ઓગણત્રીસમું વર્ષ બેઠું! એ દિવસને હું પવિત્ર ગણુંછું, અને આહા! એ મને કેવો વ્હાલો છે! મેં કેટલીવાર એ દિવસને ખુશી સાથ યાદ કીધો છે! આજ વરંસાદ પડતો હતો તેથી મને કંટાળો ઉપજ્યો અને ચીઢ ચઢી!

આ જુલમ જેવા વરસાદમાં, તે ઉઘડવાની રાહ જોઇ કંટાલી, આખરે સવા અગીયાર વાગે હું મારાં બધાં છોકરાં અને જેની એલી સહિત બહાર નિકળી, અને જે જગ્યાએ બાવલું ઉભું કીધું છે ત્યાં અમે ગયાં. અમારાં ભાડુતો બાવલાંની પછવાડે ઉભાં હતાં અને ૯૩મી હાયલેન્ડર્સ રેજીમેન્ટની એક ટુકડી તેની સામે સફ સમારી ઉભી હતી. બાવલું જે હજી ઢાંકેલું હતું તેની સાંમે હું અને મારાં છોકરાંઓ જઇ ઉભાં. એક ભજન ગવાયા પછી ધર્મગુરૂ મી. ટેલરે એક ઘણી ઉત્તમ ઇશ્વર પ્રાર્થણા કરી. (એ વેળા જોરમાં વરસાદ પડતો હતો.) પછી મેં બાવલું ઉઘાડવાનો હુકમ આપ્યો, પણ જેમ એબડીનમાં બન્યું હતું તેમ બાવલાંપર ઢાંકેલું કપડું વરસાદમાં ભીનાઇ તેને વળગી જવાને લીધે તેને ખભાં આગળથી છોડવતાં

જરા વિલંબ લાગ્યો. જે વેળા તે ઉઘડ્યું અને મારા પ્રિય પતિના ભપકાદાર ચેહરા તથા પ્રૌઢ દેખાવની તે નકલ અમારી નજરે પડી તે વેળા લશ્કરના શિપાઈઓએ હથ્યાર આગળ ધરી તેને માન આપ્યું, અને વાંસળીઓના સરોદ કરવામાં આવ્યા. કેવા તેઓ પૂર ખુબસુરતી અને તંદરૂસ્તીમાં આ જગ્યાએ અગાઉ અમારી સાથે આવતા હતા!

પછી ડાકટર રૅાબર્ટસને એક સુભાષિત ભાષાણ કરી મારા ચાકરો અને ભાડુતોને એ બાવલું મેં ભેટ આપ્યું તે માટે તેઓ તરફથી મારો આભાર માન્યો. એમની બોલવાની ઢબ તારીફલાયક હતી. ત્યારપછી લશ્કરનાં માણસોએ માન-પૂર્વક બંદૂકના બાર કીધા, અને સર્વએ હુરરેના પોકારો કર્યા કીધા. સેવટે "ઇશ્વર રાણીને સલામત રાખો" એ ગીત અતિ ઘણી સારી રીતે ગવાયા પછી એ મેળાવડો બરખાસ્ત થયો.

# ગ્લૅસૅલ્ટ શીઅલની પેહલી ભેટ, તથા તેનું વાસમુહુરત.

ગુરૂવાર, ૧લી અકટોબર, ૧૮૬૮.

ચારેક વાગાને સુમારે લુઇઝ અને જેન ચર્ચિલને લઇ અમે ગ્લૅસૅલ્ટ શીઅલમાં જવા નિકળ્યાં. પ્રાતકાળ રળિઆમણો હતો, આકાશ ખુલ્લું હતું, અને થોડો ઠાર પડતો હતો. અમે બર્ક-હાલ અને મ્યુક સરોવરને રસ્તે જતાં જયાંથી એ સરોવરનો પ્રવાસ થાયછે ત્યાં ગાડી થોભાવી ચાહ પીવા બેઠાં. ચાહ પી રહ્યાં તેટલાં આર્થર, જેને તેડવા ગ્રૅન્ટ બાલલેટર ગયો હતો, તે અમને આવી મળ્યો. તે ઇનીવાવી પાધરો દરિયાને માર્ગે મુસાફરી કરી આવ્યો હતો તેથી જરા થાકેલો દિસ્તો હતો, અને દરિયો શાંત ન હોવાથી તેને મુસાફરી ઠીક લાગી ન હતી. થોડુંક પગે ચાલીને અમે ગાડીમાં બેઠાં. આર્થર મારી સાથે ગાડીમાં બેઠો અને ગ્રૅન્ટ ગાડીના બૉકસપર બ્રાઉનની પાસે બેસી ગયો. સાડા છ વાગે અમે ગ્લૅસૅલ્ટ શીઅલ આગળ આવી પહોંચ્યાં. અમારૂં એ નાનું ઘર ઘણું સ્વસ્થ અને સગવડભરેલું દિસ્તું હતું. તેમાં સઘળે ઠેકાણે રોશની કરેલી હતા, અને તેના બધા ઓરડા હુંફાળા અને શોભિતા લાગતા હતા. એ ઘર દેખાવે નાનું છે ખરૂં પણ તેમાં એટલી બધી જગ્યાછે કે કોઇ જોઇને અજબ થાય. એક સારા દાદર ઉપરથી થઇ (અને આખાં ઘરમાં એકજ

દાદર છે) માળાપર જવાયછે, અને ત્યાં એક ચાલ છે તેને લગતો એક લુઇઝનો, એક જેન ચર્ચિલ અને તેની દાસીનો, અને એક આર્થરનો એમ ત્રણ ઓરડા આવેલાછે; વળી તે ચાલમાંથી થઇ એક બીજી ચાલમાં જવાયછે ત્યાં એક બ્રાઉનનો, એક મારા રસોઇઆનો, અને એક બીજા ચાકરનો ઓરડો છે, અને તે વતરોકે બીજા ત્રણ ઓરડા છે. આજે રાત્રે એમાંના એકમાં ગ્રૅન્ટ અને રૅાસ સુતા અને બીજામાં સી. થૅામસન સુતો. મારો બેસવા ઉડવાનો ઓરડો અને મારી દાસીનો ઓરડો એ સંધા ભોંયતળિયે છે. અમારા નાના આગલા ઓરડાની બીજી બાજુએ અમારો જમવાનો ઓરડો છે. એ મુકયા પછી એક મઝાનું નાનું રસોડું, ઘરના કારભારી સારૂ એક નાનો ઓરડો, એક વખાર, અને બીજો એક નાનો ઓરડો આવેછે, જેમાં બીજા બે ચાકરો સુવેછે. મારા સુવાના ઓરડાની પાસે એક નાની ચાલ આવવાને લીધે તે ઘરના બાકીના ભાગથી છુટો પડયોછે, અને તેથી મને એકાંત અને ખાનગી રહેવાને બનેછે. તબેલા, તથા આ ઘર અને બગીચાના રખેવાલની ઝુંપડી, ઘરની પછવાડે છુટાં આવેલાંછે.

નાના જમવાના ઓરડામાં અમે સાડા આઠ વાગે ખાનું ખાધુ, અને પછી મારા બેસવાના ઓરડામાં જઇ હું થોડી વાર બેઠી તેટલાં બ્રાઉને આવી મને ખબર કીધી જે ઘરનાં વાસમુહુરતની ક્રિયા કરવા માટે સઘળા ચાકરો વગેરે તૈયાર હતા. એ ઉપરથી દસમાં વીસ મિનિટ ઓછીએ અમે પાછાં જમવાના ઓરડામાં ગયાં. તેમાંનો સર્વ સરસામન ખસેડી નાખેલો હતો અને

અમારા બધા નોકરો ત્યાં એકઠા મળ્યા હતા; તેઓમાં મને પોષાક પેહરાવનાર દાસી સો. વિલમોર, બ્રાઉન, ગ્રૅન્ટ, રૅાસ, (જે વાંસળી વગાડતો હતો) હાલીસ (મારો રસોઇઓ) લેડી ચર્ચિલની દાસી, મેકસ્ટેડ, સી. અને એ. થૉમસન, બ્લેક, (મારો હજુરી) ઘરનું કામકાજ કરનાર બે દાસીઓ, કેનેડી, જે સ્ટુઅર્ટ (ઘોડાવાળો) અને જે પોલીસમેન રાત્રે પહેરો ભરવા આવેછે તે, એટલાં હતાં. સંધા મળી તે ઓરડામાં અમે ઓગણીસ માણસ થયાં. પ્રથમ ઘણી ઉલટથી પાંચ ગોળાકાર નાચ નાચવામાં આવ્યા જેમાં મારા સિવાય સર્વએ ભાગ લીધો. પેહેલો નાચ થવા પછી સર્વને માટે "વ્હિસ્કી-ટૉડી" લઇ આવ્યા, અને બ્રાઉને મને વિનંતી કરી જે ઘરનું વાસ્તું કરવાની ખુશાલીમાં મારે પણ તેમાંથી થોડો દારૂ પીવો. પછી ગ્રૅન્ટે એક નાનું ભાષણ કીધું, અને અમારૂં આ ઘર અરણ્ય વચેનાં જે આ એકાંત સ્થળપર આવેલું હતું તે વિષે કાંઇક બોલ્યો, અને છેલ્લે એવી દુવા ચાહી જે "આપણાં રાજ્યમાન શેઠાંણી, આપણાં ભલાં મહારાણી બહુ બહુ જીવો!" પછી રૅાસે એ પહાડી લોકની રીત પ્રમાણે હુરરેના પોકારો કીધા અને સર્વએ તે ઉંચકી લઇ મારી સલામતી ચાહી દારૂ પીધો. આ નાનો પણ ખુશ મેળાવડો રાતનાં સાડા અગીયાર વાગે બરખાસ્ત થયો; તોએ ત્યારપછી પણ મારા કારભારીના ઓરડામાં નોકરોએ ગાવા વગાડવાનું ચાલુ રાખ્યું અને મજાહ કર્યા કીધીં, પણ મને તેઓની કાંઇ ગડબડ જણાઇ નહીં કેમજે, મેં આગળ કહ્યું તેમ પેલી ચાલને લીધે મારો ઓરડો ઘરના બીજા ભાગોથી તદન છુટો પડેલોછે.

જમવા અગાઉ તેમજ સુવા અગાઉ જ્યારે હું એકલી પડી ત્યારે દુખદાયક વિચારોથી મારૂં દિલ ઉદાશ થઇ ગયું. મારી આગલી સુખી જીંદગીના વિચારો મને આવ્યા કીધા, અને મારા પ્રિય પતિ, જેમની આ અરણ્ય માંહેલી અને પહાડો વચ્ચે આવેલી જગ્યાપર ઘર બાંધવાની ઘણી મરજી હતી, તેઓ આજે જરૂર મને નજરે પડવા જોઇએ એવા એવા ખ્યાલો મને આવ્યા કીધા. આલ્ટનાગ્ગીથાસકનાં નાનાં ઘરમાં હું તેઓ જોડે રહેતી હતી માટે હવે મારાથી ત્યાં એકલી રહેવાય એમ ન હતું અને તેથી હવે તો આ તદન નવું ઘર બાંધ્યું તેજ ઠીક થયું. પણ હવે એ ઘર બંધાવી તેમાં હું આવી છું તોએ એવાજ દલગીરીભર્યા વિચારો મને આવ્યા કરેછે જે એતો માત્ર તેમની વિધવાનું બંધાવેલું પેહલુંજ ઘર છે કાંઈ તેમનું પોતાનું બંધાવેલું નથી, અને તેમાં તેઓએ વસીને તે પવિત્ર પણ કીધું નથી. તોપણ મારી પુર ખાતરી છે જે તેમના આશિષ એ ઘર ઉપર તેમજ તેમાં વસનારાંઓપર ઉતર્યાછે.

# મેંઢાંઓનું ઉન સાફ કરવાની ક્રિયા—૧૮૬૮.

ગુરૂવાર, ૨૧મી અક્ટોબર.

શિયાળાના દિવસોમાં મેંઢાંઓને પહાડોની ટોંચ ઉપરથી તલેટિએ ચરવા મોકલેછે તેની અગાઉ તેમનું ઉન સાચવવાના હેતુથી તેને સાફ કરવાની આ પહાડી લોકની ચાલછે. ખેડુત વિલ્યમ બ્રાઉનનું બુશ નામે ઘર છે ત્યાં એ પ્રમાણે મેંઢાંનું ઉન સાફ કરવાનું હતું તે ક્રિયા જોવા હું આજે પોણા બાર વાગે લુઇઝ અંને લીઓપોલ્ડ સાથે વેગનેટમાં બેસી તે તરફ ગઈ. નાળાંની થોડે છેટે થોડીક નાની નાની ટેકરીઓ છે ત્યાં મેંઢાંઓને એક ઝાંપામાં ગોંધ્યાં હતાં, અને તેની બહાર એક મોટી ટાંકી જેવું હતું તેમાં તંબાકુનું અને સાબુનું પાણી ભરેલું હતું, જેમાં એકેક પછી મેંઢાંઓને બોળી કાઢતા હતા. જેમ્સ બ્રાઉન (મારી નોકરીમાંનો ભરવાડ જે એ ચારમાંનો વડો ભાઇ છે અને એ કામમાં મદદ કરવા અહિં આવ્યો હતો તે) એકેક મેંઢાંને ઝાંપામાંથી બહાર કાઢતો અને પછી તે અને વિલ્યમ મળીને તેના પગ પકડી તેને તે ટાંકીમાં સારી પઠે બોળા કાઢતા, અને પછી એક બીજો ઝાંપો જેમાં આ ટાંકીમાંથી જવાનો રસ્તો હતો તેમાં છોડી મુકતા કે તેનું ઉન સુકાઈ જાય. એક બાજુએ અગ્ની સળગાવી તે ઉપર એક મોટી કઢા મુકેલી હતી તેમાં સાબુ અને તંબાકુ નાખી ઉકાળતા હતા, અને તે એક મોટાં વાસણમાં કાઢી લાવી પેલી

ટાંકીમાં નાખવામાં આવતું. એક ઘણા ગુલાબી ચેહરાની છો-
કરી માથાંપર એક ઓઢણી નાંખી આ પાણી લાવવા લઈ
જવાનાં કામની દેખરેખ રાખતી હતી અને નાળાંમાંથી પાણી
લાવવાના કામમાં મદદ કરતી હતી. છોકરાંઓ અને ઘણાંક
મોટાં કુતરાંઓ કુંડાળું વળી એ તમાસો જોતાં ઉભાં હતાં,
અને ઘણાક ભરવાડો અને બીજાઓ એ કામમાં સહાય થતા
હતા. ખચિત એ એક ઘણોજ રમુજી અને ચિત્રસમાન દેખાવ
હતો.

# હાયલૅન્ડસમાંનાં એક બાળકને બૅપાટિઝમ આપવાની ક્રિયા—૧૮૬૮.

રવીવાર, ૨૪મી અક્ટોબર.

પોણાચાર વાગે લુઇઝ બીએટ્રિસ અને લેડી એલીન સાથે લઈ હું ગાડીમાં બેસી નિકળી અને જૉન થૉમસન નામે અમારા એક અરણ્યરક્ષકનાં ચોવીસ દિવસની વયનાં બાળકને બૅપટિઝમ આપવાની ક્રિયામાં સામેલ થવા અમે તેને ઘર ગયાં. તેમના નાના બેસવા ઉઠવાના ઓરડામાં બારીની સાંમે સફેદ કપડું બીછાવેલી એક ટેબલ હતી તે ઉપર પાણીથી ભરેલું એક વાસણ, એક ધર્મપોથી, અને તે બાળકનો જન્મ નોંધેલું એક કાગળ, એટલી ચીજો મુકી હતી.

ટેબલની એક બાજુએ અમે ઉભાં, અમારી સાંમેની બાજુએ ધર્મગુરૂ ઉભા, અને તેમની પાસે હાયલૅન્ડરના પોષાકમાં જૉન થૉમસન ઉભો. થૉમસનની પાસે તેની સ્ત્રી બરબારા હાથમાં બાળકને લઇ ઉભી, અને તેની પાસે થૉમસનનો બાપ તથા મા, તથા ડૉનલ્ડ સ્ટુઅર્ટ અને તેનાં કુટંબીઓ, ગ્રૅન્ટ અને તેનાં કુટંબીઓ, વિક્ટોરિયા, મૉર્ગન અને તેની બેહેન, અને બ્રાઉન એ સર્વ ઉભાં રહ્યાં.

પ્રથમ ડાક્ટર ટેલરે ( ધર્મગુરૂ ) એક પ્રાર્થણા વાંચી અને માતા તથા બાળક સલામત રહ્યાં તે માટે ઇશ્વરનો આભાર માન્યો. એ પછી એક બીજી પ્રાર્થણા કર્યા બાદ ધર્મ

પુસ્તકમાંથી તેણે કેટલાક ફકરા વાંચ્યા, અને પછી હંમેશની રીત પ્રમાણે તેણે તે બાળકના પિતાને કેટલાક સવાલો પુછ્યા, જેના તેણે ડોકું હલાવી હાના જવાબો દીધા. એ થવા પછી ધર્મગુરૂએ તેને કહ્યું—"તમારાં બાળકને બૅપટીઝમ લેવા મારી આગળ રજુ કરો." એ ઉપરથી બાપે બાળકને પોતાના હાથમાં ધર્યું, અને ડૉકટર ટેલરે પેલાં વાસણમાંથી થોડું પાણી લઇ બાળકપર છાંટયું. ત્યારબાદ તેણે સર્વ હાજર રહેલાંઓને જાહેર કર્યું જે—"આ બાળકનું નામ વિકટોરિયા છે," અને પછી તે બાળકને તેણે આ પ્રમાણે આશીર્વાદ દીધા.

વિકટોરિયા, ઇશ્વરનાં, તેના પુત્રનાં, અને તેના પવિત્ર આત્મા, (જે મળી એકજ પવિત્ર ઇશ્વર છે) નાં નામથી હું તને બૅપટિઝમ આપુંછું. આમીન!

ઇશ્વર તને સુખી રાખે અને સંભાળે, ઇશ્વર તારાપર કૃપા રાખે, અને તને શાન્તિ બખ્શે.

એ પછી એક બીજી નાની પ્રાર્થણા કરી તથા હંમેશની રીતે બાળકને ફરી આશીર્વાદ દઇ ક્રિયા સમાપ્ત કીધી. મને એ ક્રિયા ઘણીજ બંધબેસ્તી, અસરકારક, અને ગંભીર લાગી. બાળકના બાપને મેં એક રૂપાનું પ્યાલું ભેટ કીધું, અને બાળકને ચુમી લીધી. એ પછી વ્હિસ્કી અને કેક સર્વને પીરસ્વામાં આવ્યાં. મેં થોડો વ્હિસ્કી લઇ બાળકની અને તેની માતાની તંદરૂસ્તી ચાહી તે પીધો. એ સંધુ જોકે ઘણી સાદી ઢબે કરવામાં આવ્યું હતું તોપણ તેમાં સર્વનો ટેક અને ભોભો એવી રીતે જાળવવામાં આવ્યો હતો જે તેથી સર્વને સારૂં લાગ્યું.

# એવીજ એક બીજી ક્રિયા—૧૮૬૮.

નવેમ્બર મહિનાની પેહલી તારીખ અને સોમવારને દિને લુઇઝ, બીએટ્રિસ, લીઓપોલ્ડ (જે બ્રાઉનની સાથે ગાડીના બૉક્સપર બેઠો હતો) તથા લેડી એલીને લઇ હું વિલ્યમ બ્રાઉનનું ઘર જે બુશને નામે ઓળખાયછે ત્યાં તેનાં બાળકને બૅપટિઝમ આપવાની ક્રિયામાં સામેલ થવા ગઈ. બાળક માત્ર આઠ દિવસનું હતું અને તેનું નામ આલબર્ટ રાખવાનું હતું. અહિંની ક્રિયા પણ થામસનને ઘર થઇ હતી તેવીજ લગભગ થઇ. બાળકની જવાન માતા તેને હાથમાં લઇ સગડીની પાસે બેઠી હતી, અને તેની બપાઇ બુઢી મિસિસ બ્રાઉન, તેના ત્રણ કાકાઓ, અને કેટલાંક પાડોસીઓ ઓરડામાં ગોળાકાર ઉભાં હતાં. ક્રિયા થતી વેળા બાળકને તેના જવાન બાપે હાથમાં લીધું અને તે વેળા તેના ચેહેરા ઉપર જે ભક્તિભાવ અને યકીન પ્રગટી રહ્યું હતું તે જોઈ અમોપર ઘણી અસર થઈ. ક્રિયા પૂરી થવા બાદ અમે ઘર આવ્યાં; પછી તે લોકે એક ખાનાની મિજલસ કીધી જેમાં ડૉક્ટર ટેલર પણ સામેલ થયા.

# વિધવા ગ્રેન્ટ–૧૮૬૯.

તા૦ ૨૨ મી ઑગસ્ટ ૧૮૬૯ ને રવીવારને દિને હું વિધવા ગ્રેન્ટને મળવા ગઇ હતી. તે બિચારીને તકિયાના ટેકા આપી ખુરસીપર બેસાડેલી હતી અને તેના પગની નીચે પણ તકિયા આપી તે ઉંચા કીધેલા હતા, જે જોઇ મને ઘણો ખેદ થયો. તેનો ચેહેરો ઘણો ફરવાઇ ગયલો હતો જે ઉપરથી મને લાગ્યું જે તેને થયલા જલંદરને લીધે તેનું મરણ નજદીક આવતું હતું.

ઑગસ્ટની ૨૬મી તારીખે ફરીને હું તેને જોવા ગઇ અને તેને એક શાલ તથા એક જોડી મોજાં આપી આવી. તે બિચારી બીછાનાંમાં પડેલી હતી અને ઘણી નબળી અને માંદી દેખાતી હતી, તોપણ મારો ઉપકાર માનવા તેણીએ હંમેશની માફક માથું હલાવ્યું. મેં તેનો હાથ થોડી વાર મારા હાથમાં લઇ ધરી રાખ્યો.

અને બીજે દિવસે એટલે ૨૭મી તારીખે તે મરણ પાંમી.

૨૮મી તારીખે ફરવા જતાં હું તેનાં ઝુપડાં આગળ થોભી અને લુઇઝ અને લીઓપોલ્ડને લઇ માંહે ગઇ. ત્યાંનો સઘળો સરસામન સ્વચ્છ તથા બરાબર ગોઠવેલો હતો. પણ બધું ગુપચુપ લાગતું હતું. તેની દીકરી મિસિસ ગૅાર્ડન ત્યાં આવેલી હતી અને પોતાની માતાની જીંદગીની છેલ્લી સાંજ

તેની સાથે તે ગુજારવા પામી હતી. હું માંહે ગઇ ત્યારે તેણીએ પોતાની માતાની લાસ ઉપર ઢાંકેલી ચાદર ઉઘાડી અને તે ગરીબ ડોસી, જેની સાથ અમને એકવીસ વર્ષની ઓળખાણ હતી, તેને અમે સખયાન ઉપર પડેલી જોઇ. હમેશાં જે ટોપી તે પેહેરતી હતી તેજ તેને માથે ઘાલેલી હતી, અને તેના ચેહેરામાં કાંઇજ ફેરફાર થયલો માલમ પડતો ન હતો તથા તે શાંત દિસ્તો હતો. તેની ચાંમડીનો રંગ જરા સામળો હોવાથી તેના ચેહરા ઉપર ફીકાસ જણાતો ન હતો. મેં પરમ દહાડે તેને જે મોજાં આપ્યાં હતાં તેજ તેના પગમાં હતાં. તે નેવીઆસી વર્ષની વયે મરણ પામી હતી.

# ઇનવરટ્રૉસેકસની મુલાકાત,—૧૮૯૯.

બુધવાર, ૧લી સપટેમ્બર ૧૮૬૯.

અમે સાડા સાત વાગે ઉઠયાં અને સાડા આઠ વાગે નાસ્તો કરીને લુઇઝ બીએટ્રિસ અને જેન ચર્ચિલને લઇ હું ગાડીમાં બેસી બૅલલેટર જવા બાલમોરલથી નિકળી. (બ્રાઉન હંમેશાની માફક કોચબૉક્સપર હતો). જોસમાં થંડો પવન ફુંકતો હતો, પણ સૂર્ય પ્રકાશતો હતો અને અતિશે ધુળ ઉડતી હતી. કર્નલ પૉનસૉન્બા અમને સ્ટેશનપર મળ્યા. અમારી સાથ નોકરોમાં એમલી હીટવૅલર, ઍની મૅકડૉનલ્ડ, ઓકલી, ( બન્ને છોકરીઓની દાસી ). જેન ચર્ચિલની દાસી, ચાર્લી થૉમસન અને કેનન એટલાં હતાં. બ્લેક, સ્પોન્ગ, (જેને હસ્તક અમારો સામન આપેલો હતો) એ. થૉમસન, (જેને મારો વફાદાર કુતરો શાર્પ સોંપેલો હતો) ઍની ગૉર્ડન (ઘરનું કામ કરનાર દાસી) કેનેડી, આર્થર ગ્રૅન્ટ, અને ઘોડાવાળો હીલી (જેને ટટ્ટુઓ સોંપેલાં હતાં), તે સઘળાં ગઈ કાલનાં ઉપડી ચુકયાં હતાં, અને લન્ડનથી ત્રણ રસોઇઆ પણ ત્યાં આગમચથી ગયા હતા. અમે સ્ટેશનપર જઈ સલુન ગાડીમાં બેઠાં પણ તે મારી પોતાની ન હતી. આગગાડી ચાલવા પછી ઘણી ગરમી પડવા લાગી. ગાડી પ્રથમ એબર્ડીન આગળ થોભી અને ત્યાર પછી ડનના પુલ આગળ થોભી ત્યારે જેન

ચર્ચિલ અમારી ગાડીમાં આવી અને અમે ખાનું ખાધું, પણ બધી ખાવા પીવાની ચીજો જે બાંધેલી હતી તે છોડવા પીરસ્વા અને પાછી બાંધવા કરવા કોઈ માણસ હાજર હતું નહીં તેથી અમને ઘણી અગવડ પડી. એ બાબદની મારી પોતાની સલુન ગાડીમાં ઘણી સારી ગોઠવણ કીધેલી છે જેથી ચાકરોથી માંહે આવજાવ કરી શકાયછે.

અહિંથી ઉપડેલી ગાડી માત્ર બે મિનિટ કુપર એન્ગસ આગળ થોભી, અને પછી અમે પર્થ પર્ગણાંમાંથી પસાર થયાં. ત્યાર કેડે ડનબ્લેન આગળ અમે થોડી વાર થોભ્યાં, જ્યાં ઘણાં લોક ભેગાં થયાં હતાં. અહિંથી અમને ત્યાંનું મોટું દેવળ ઘણી સારી રીતે નજર પડતું હતું. આ જગ્યાએથી ગાડીએ ક્લૅન્ડર તરફ વળાણ લીધી, જ્યાંનાં સ્ટેશનપર અમે સવા ત્રણ બજે જઇ પહોચ્યાં.

આ ઘોંગાટ વગરનાં એકાંત સ્ટેશનપર લોક ઝાંઝાં હતાં ખરાં. પ્રણ તેઓ કાંઇપણ ગડબડ કર્યા વિના મુગાં મુગાં ઉભાં હતાં. મી૦ અને લેડી એમલી મૅકનૅટન જેઓએ અમને પોતાનું ઘર વાપરવા આપ્યું હતું, અને જ્યાં અમે હવડાં જનાર હતાં, તેઓ તથા મી૦ અને લેડી હેલન મૅકગ્રેગર અમને આવકાર દેવા સ્ટેશનપર હાજર હતાં. સર માલકમ મૅકગ્રેગરની છોકરીએ મને એક ફુલનો તુરો ભેટ આપ્યો. અહિં અમારી પેલી જાણીતી થયલી સોશીએબ્લ ગાડી જેમાં બેસી અમે સ્વિટઝરલૅન્ડમાંના ફરકા નામના પહાડ ઉપર ચઢયાં હતાં અને જે આ વેળા અહિં આગમચથી મોકળી હતી

તેમાં અમે બેઠાં; અને તેના બૉકસપર કર્નલ પૉનસૅાનબી અને બ્રાઉન બેઠા. તેને ડાકના ઘોડા જોડાવ્યા હતા. સ્ટેશન ઉપરથી નિકળી અમે પાધરાંજ કૅલન્ડરના નાના કસ્બામાંથી ગાડી હંકારી ગયાં. એ કસ્બામાં માત્ર એકજ લાંબો ને લાંબો મોહલ્લો છે અને થોડીક દુકાનો છે તથા કોઇ એકાદ બેજ સારાં મોટાં ઘર છે, બાકીનાં સંધા તો ગરીબ લોકનાં નાનાં ઘર છે. મારો કારભારી કુની, જેને અમો સારૂ સઘળી ગોઠવણો કરવા આગળથી અમે મોકલ્યો હતો પણ જે અહિં આવ્યા પછી માંદો પડયો હતો, તે હજી પણ અહિં માંદોજ પડેલોછે. ગાડી પોણો માઇલ ચાલ્યા બાદ અમે વેનેકર સરોવૈર આગળ જઇ પુગ્યાં. એ સરોવર ચાર માઇલ લાંબો છે અને તેની ચોપાસ બેન વેન્યુ તથા બીજા ઉંચા અને સોભિતા પહાડો આવેલાછે. આખે રસ્તે પણ ઓક, બર્ચ, અને બીચના ઝાડોનાં વનો થઇ રહ્યાંછે. જે ઘરમાં અમે ઉતારો લેવાનાં હતાં તે એક ઉંચી ટેકરી ઉપર ઘણી સારી જગ્યાએ આવેલુંછે જ્યાંથી સુરોવર અને તેની ચોમેરની ઝાડોની ઘટાનો દેખાવ નજરે પડેછે. ઘર તરફ જવાનો ગાડીનો રસ્તો પણ એવરગ્રીનના વેળા અને જાત જાતનાં ઝાડોથી સોભાયમાન. થઇ રહ્યોછે. સરોવર મુકી આગળ ચાલ્યા પછી અર્ધેક કલાકે અમે એ ઘર, જેનું નામ ઇન્વરટ્રૉસૅક્સ છે, તેમાં દાખલ થયાં. તે નાનું પણ સગવડ-ભર્યું છે. માંહે દાખલ થતાંજ એક આગલો ઓરડો આવેછે, જેમાં એક બિલ્યર્ડ ટેબલછે, તેની જમણી મેર દિવાનખાનુ છે અને ડાવી તરફ એક ઘણો સારો ભોજન કરવાનો

ઓરડો છે જેમાં એક મોટી બારીછે. આગલા ઓરડામાં પેસતાં સાંમણેજ દાદર આવેછે અને તેની પાસે એક સાંકડી ચાલછે જેને લગતા એક હારમાં લુઇઝ તથા બીએ-ટ્રિસના ઓરડા, મારે માટે એક મજેનો નાનો બેસવાનો ઓરડો, અને એક ઠીક મોટો સુવાનો ઓરડો છે, અને તે-માંથી જવાય તેમ બીજા ત્રણ નાના ઓરડા છે, જેમાંના બે હું કપડાં પેહેરવા વગેરે માટે વાપરૂંછું, અને એક મારી દાસી એમલી ડીટવેલર વાપરેછે. ત્યાંથી આગળ એક વળાણ લેતાં લુઇઝના ઓરડાથી થોડે છેટે લેડી ચર્ચિલનો, તેની દાસીનો, અને કર્નલ પૉનસૉન્બીનો ઓરડો આવેછે. મારા પોષાક પેહેરવાના ઓરડાની પાસેથી એક નાનો દાદર છે જે ઉપર થઇ માળાપર જતાં બ્રાઉન તથા બીજા નોકરોના ઓરડા આવેછે. અમારા બધાંના ઓરડાઓમાં સાદા પણ સુખ અને સગવડ પમાડે એવો સરસામન છે અને બધે નવા ગાલીચા પાંથરેલાછે. બીચારો કેની, જેને માટે અમે ઘણાં દલગીર છીએ, તેની ગેરહાજરીમાં અમારા રસોઇઆ જંગબ્લથને કારભારીનુ કામ કરવું પડયું અને તેણેજ અમને લઇ જઇ અમારા સંધાંના ઓરડા વગેરે દેખાડયા.

ચાહ પી થોડી વાર વિસામો લીધા પછી છ ને વીસ મિનિટે બન્ને છોકરીઓ અને જેન ચર્ચિલ તથા હું ફરવા નિકળ્યાં. પ્યારી બીએટ્રિસ, જે આ પેહલીજ વાર પોતાની શિક્ષક વગર અમારી સાથે આવી હતી, તે આજે ઘણી ખુશીમાં હતી, અને રૂડી રીતે વર્તતી હતી. સરોવરને કાંઠેથી અમે

ગાડી હંકાવી કોઇલનટોગ્લર્ફોર્ડનો પુલ જે સર વૉલ્ટર સ્કૉટની કવિતા 'લેડી ઑફ ધી લેક'માં જાણીતો થયોછે તે ઉપરથી ગયાં, અને તેની જમણી મેર એક ઉભી ટેકરી છે તે ઉતરીને કિલમાહૉગનાં ગામડાંની પાસેના પુલ ઉપરથી પસાર થયાં. એ ગામડાંમાં માત્ર થોડાંક ઝુપડાં અને ગામમાં પેસતાં લોક પાસે કર ઉઘડાવવાનો એક દરવાજો છે. તે મુકયા પછી લીનાયની ગાલી આવેછે જે પણ બધાં નદી નાળાંની માફક હાલ સુકાઇ ગયલીછે અને જેની બાજુઓપર ભપકાદાર ટેકરીઓ અને સોભાયમાન ઝાડો આવેલાંછે. એ ટેકરીઓ લીલોતરીથી ભરેલી અને ખડકવાળી છે અને તેઓને તળીયેથી કેટલેક ઉંચે સૂધી ઝાડો ઉગેલાં હોવાથી તેઓને જોઇ મને સ્વિટઝરલૅન્ડ દેશનું સ્મરણ થયું. લબનેગ નામના એક રાની અને ભપકાદાર દેખાવના સરોવર સૂધી જઇ અમે તેજ રસ્તે પાછાં ફર્યાં. આ વેળા બેન વેન્યુ અને બીજા ડુંગરોએ સુંદર ઘેરો આસ્માની રંગ પકડેલો હોવાથી વેનનેકર સરોવરની રચના ઠીક થઇ હતી. સાડા સાત વાગે અમે અમારે ઉતારે આવી પહોંચ્યાં. પ્રિય બીએટ્રિસ ઘરમાં આવી તેવીજ જમી, પણ પછી અમે જમવા બેઠાં ત્યારે થોડો વખત અમારી પાસે આવીને બેઠી. ખાનાંપર અમે ચારજ જણ હતાં. જમી રહ્યા બાદ અમે થોડી વાર બહાર ફરવા નિકળ્યાં. એ વેળા પવન ન હતો અને તારાનો પ્રકાશ પડતો હતો. લુઇઝ સુવાને ગઇ પછી નાનાં દિવાનખાનાંમાં જેન મારી આગળ કાંઇ વાંચવા બેઠી, પણ હું થાકી ગયલી હોવાને લીધે જલદીથી માળાપર જતી રહી.

ગુરૂવાર, ૨૭ સપટેમ્બર.

આજ મળસકાંમાં આકાશ ખુલ્લું હતું, સૂર્ય પ્રકાશતો હતો, અને જરા ગરમી પડતી હતી. અમે આજે લગાર લાંબી મંજલે ફરવા જવા ધાર્યું પણ લૉમોન્ડ સરોવર તરફ જવાનું માંડી વાળ્યું કેમજે ત્યાં જવા ઘરમાંથી ઘણાં સકારેથી નિકળવું પડે એવું હતું. લુઇઝ અને બીએટ્રિસ સાથે દિવાનખાનાંમાં નાસ્તો કર્યા પછી મેં થોડી વાર લખવા વગેરેનું કામ કીધું. બારમાં વિસ મિનિટ ઓછીએ લુઇઝ, બીએટ્રિસ, જેન ચર્ચિલ, અને હું સોશીએબલમાં બેસી કેલૅન્ડર તરફ હંકારી ગયાં. ગાડીના બૉક્સ ઉપર બ્રાઉન અને કર્નલ પૉનસૉન્બી બેઠા હતા. કેલૅન્ડર ગામડાં ઉપરથી જમણી તરફ વળાણ લઇ અમે થોડુંક આગળ ગયાં અને એક ટેકરી ઉપર ચઢયાં. ત્યાંથી અમે બેન લેડીના સુશોભિત ડુંગરનો, તેમજ ઉત્તરે બેન વોયરલીકનો, પૂર્વે ઉઅમ વરની ટેકરીઓ, જે ઝાઝી ઉંચી નથી અને ગુલાબી રંગના રોપાઓથી ઢંકાઇ ગયલી છે, તેઓનો, તેમજ સ્ટર્લીંગ શોહેર આગળ આવેલા વાલેસના કિર્તિસ્તંભનો દેખાવ જોયો. પછી એક મેદાન વટાવી આગળ જતાં રસ્કી નામના એક નાના સરોવર કાંઠેથી અમે પસાર થયાં. અહિં સઘળી નીચાણ જમીન આવેલીછે પણ અમે આગળ જતાં ગયાં તેમ ઘણાં સારાં વૃક્ષો તથા અનાજનાં ખેતરો, જેમાં કાપણીનું કામ ચાલતું હતું, તે અમારા દિઠામાં આવ્યાં. ત્યારપછી એક ટેકરી ઉતરી અમે મેન્ટીથ સરોવર આગળ જઇ પહોંચ્યાં, જે જોયાથી બેલલેટર આગળનો કીનારૂં

સરોવર મને યાદ આવેછે. તેનાથી દૂર હીધરનાં ગુલાબી ફુલોથી ભરેલી આસમાની રંગની ટેકરીઓ નજરે પડેછે. એ સરોવરમાં બે ત્રણ ટાપુઓછે, જેમાંનાં ઇન્ચ માહોમ નામનાં સર્વથી મોટાં ઉપર ઝાડોની વચ્ચે એક અસલી મઠનું ખંડિયર દિસેછે. એક વાર રાણી મેરી એ ટાપુપર રહી હતી અને તે ઉપર મેન્ટીથનાં અમીરી કુટંબનાં કિર્તિસ્તંભો હજી પણ સલામત છે. અમે અહિંથી પસાર થયાં ત્યારે જમણા હાથ ભણી રેડનૉકનો પડી ભાગેલો કિલ્લો અને ડાબી મેર રેડનૉક નામનુ મૃગ્યાવન, જેમાં ઘણાં સારાં મોટાં વૃક્ષો ઉગેળાં હતાં તેનો દરવાજો અમે જોયો, જેની પાસે એ જગ્યાનો ધણી મી. ગ્રૅહમ ઉભો હતો. અહિંથી આગળ જતાં એબરફૉયલની વીસી, જે સર વૉલ્ટર સ્કૉટની નામીચી કથા 'રૉબ રૉયમાં' જાણીતી થયલીછે, તે આવી; એ જગ્યાએથી ઘણીજ જોવા લાયક અને ભપકાદાર રચના નજરે પડવા માંડેછે. ઉંચી લીલોતરીથી ભરેલી ટેકરીઓ, તે ઉપરનાં ઘણાં સોભિતાં મોટાં ઝાડો, સુંદર ગોલાબી ફુલોથી ભરેલા હીધરના રોપાઓ, તથા તેમની વચ્ચે વચ્ચે સુંદર રીતે ઉગેલા સંખ્યાબંધ ફ્રૅકન વગેરેના છોડવાઓ, તથા અહિં તહિં છુટા છુટા આવેલા ટેકરાઓ, એ સર્વનો બહાર અતિ રળિયામણો લાગતો હતો, તેમજ વળી લૉમોન્ડ પહાડનું શિખર સર્વની વચ્ચે એક મિનારા પઠે આવેલું દિસ્તું હતું, અને તેને તળિયે ટેકરીઓની એક સુંદર હાર લાગેલી હતી. અહિંથી પાએક માઇલ આગળ વધવા પછી બે વાગેલા હોવાથી અમે ગાડીમાંથી ઉતર્યાં, અને મોઅર

ટેકરીની તલેટિમાં એક ઓકનાં ઝાડની નીચે ઘાસમાં બેસી ભોજન જમ્યાં. આ વેળા ગરમી ઘણી પડતી હતી, અને તડકાંને લીધે અંગમાં ચટકી લાગતી હતી, પણ ઘણાંએક ચલકતાં ઉજળાં વાદળાં આકાશ ઉપર હોવાથી ડુંગરો વગેરેના વિચિત્ર જેવા રંગોપર કેટલેક ઠેકાંણે તડકું અને કેટલેક ઠેકાંણે છાંયડો પડવાથી તેમની સોભામાં ઘણોજ વધારો થયો હતો. જમી રહી અમે થોડી વાર ત્યાં પ્યાદાં ફર્યાં, પણ ચિત્ર પાડી લેવા જોગ કાંઇ દેખાવ નજરે ન પડવાથી ગાડીના ઘોડા બદલાવીને પાછાં ગાડીમાં બેઠાં, અને હજી તો જરા ગાડી ચાલી એટલે આર્ડ સરોવર આગળ જઇ પહોંચ્યાં. અહિં જે સુંદર દેખાવ અમે જોયો તે જેવો ચિત્રસમાન દેખાવ કદાચજ કેથે જોવામાં આવે. નીચી ટેકરીઓ હીધરનાં ફુલોથી ગુલાબી અને કીરમજી થઇ રહી હતી, તેમની પછવાડે આસ્માની અને પીળા રંગનો લોમોન્ડ પહાડ આવેલો હતો, અને લીલાં ઝાડોથી ઢંકાઇ ગયલો એક સાંકડો જમીનનો કટકો સરોવરને બે ભાગમાં વહેંચી નાખતો હતો. અમે ગાડીમાંથી ઉતરી આ સઘળા દેખાવનું ચિત્ર દોરી લીધું. એ ઠેકાંણે ઘણે ઘણે અંતરે ગરીબ લોકનાં નાનાં ઝુપડાં દિસ્તાં હતાં, અને વિચિત્ર પોષાકવાળી ઉઘાડે પગની છોકરીઓ અને બાળકો કેથે કેથે નજરે પડતાં હતાં. અહિંના સર્વ લોક ગૅલીક ભાષા બોલેછે. લુઇઝે અને મેં અર્ધો કલાક સૂધી બેસી ચિત્રો પાડ્યાં તેટલો વખત બીએટ્રિસ ઘણી ગેલમાં આવી જેન ચર્ચિલની સાથે અહિંથી તહિં દોડ્યા કીધી. એ પછી

અમે ગાડીમાં બેસી આગળ ચાલ્યાં અને આર્ડ સરોવર, જે લાંબો અને શોભાયમાન છે તેને કાંઠેથી હાંકી ગયાં. એ આખે રસ્તેનો દેખાવ જોઇ અમે બહુજ રાજી થયાં. ભાત ભાતનાં વૃક્ષો રસ્તાની બાજુએ આવી રહેલાં હતાં, અને જ્યાં ત્યાં હીધરના રોપા ઉગી નિકળેલા હોવાથી સર્વ ઠેકાણે ગુલાબી રંગ પથરાઇ રહ્યો હતો, તેમજ ઘણાજ સારા ઘાટની ઉંચી ટેકરીઓ ત્યાં આવેલી હતી, જેઓપર સ્વિટઝરલેન્ડની ટેક-રીઓપર ઉગેછે તેમ ઝાડો ઉગેલાં હતાં. એ રસ્તો ઘણો ખાડાખબોચ્યાવાળો હતો અને સરોવરને કાંઠે ઠેકાણે ઠેકાણે કેટલીક ચઢાણ આવતી હતી, પણ અમારી ગાડીમાં જોડેલા ડાકના ઘોડા તારીફલાયક રીતે તે સઘળી વટાવી જતા. સામટું લેતાં એ સરોવરની પાસેથી તેમજ આગળ વધતાં ચોન સરોવરને કાંઠેથી જતાં અમને સંધું ઘણું ખુશકારક લાગ્યું. ચોન સરોવરને કાંઠે પત્થરોના કેટલાક ઢગલા પડયા હતા, જેઓ એબર્ડીનમાં પાણી પહોંચાડવાના નળો એ જગ્યાએ મુકયા હતા તેની નિસાની બતાવતા હતા, પણ એ પત્થરોના ઢગલા વચ્ચે આવ્યાથી અહિંના દેખાવની રચના કાંઇ પણ રીતે બિગડતી ન હતી.

એ રસ્તો મુકી અમે લોમોન્ડ સરોવર ભણી ગયાં જયાંથી આર્કલેટ સરોવરનો સુંદર દેખાવ નજરે પડતો હતો. જે રસ્તે આજે અમે ગયાં અને જે જે દેખાવો જોયા તે સર્વેનું વર્ણન સર વૉલ્ટર સ્કૉટે પોતાનાં જાણીતાં નૉવલ 'રૉબ રૅાયમાં' કરેલુંછે. આ નાનો સરોવર ડાવા હાથ ઉપર

છોડી જમણા હાથ ભણી વળાણ લઇ થોડીક મિનિટમાં અમે કટ્રીન સરોવર આગળ જઇ પહોંચ્યાં, જે ઉપર અસ્ત પામતા સૂર્યનો પ્રકાશ પડતો હોવાથી તે અતિ સોભાયમાન બની રહ્યો હતો. અહિં સ્ટ્રૅાનેકલેકર નામનું એક નાનું મુસાફરખાનું છે ત્યાં કેટલીક વાર સેલગાહે આવેલા લોક એકાદ રાત ઉતારો પણ લીએછે અને લૅામોન્ડ સરોવરમાં સેહલ કરવા સ્ટીમરમાં પણ તેઓ ત્યાંથીજ બેસેછે અને તેમાં ફરી આવી ત્યાંજ ઉતરેછે. અમે પણ એ જગ્યાએ ગાડી થોભાવી અને સરોવરમાં ફરનારી નાની સ્ટીમરમાં બેસી ફરવાનો વિચાર કીધો, પણ સ્ટીમર આવી પહોચી ન હતી તેથી અમને પા કલાક સુધી તેની રાહ જોતાં થોભવું પડયું; તોપણ એ જગ્યાએ લોક ભેગા થયા નહીં અને અમને કંટાળો ઉપજે એવું કાંઇજ બન્યું નહીં. એજ પ્રમાણે આખે રસ્તે પણ અમને નિરાંત મળી હતી, અને કાંઇ ગડબડ થઇ ન હતી. જે અમને બહુ પસંદ પડયું. કદાચજ કોઇ એકાદ માણસ નજરે પડતું અને આખે રસ્તે ઘરો પણ થોડાંજ દિસ્તાં હતાં. કોઇ વાર ગૃહસ્થોના સુંદર નાના બંગલા મળતા અથવા તો ઘણાં ગરીબ લોકનાં નાનાં ઝુંપડાંઓપરથી અમે પસાર થતાં, જેમની પાસે ગામડેની ગરીબ સ્ત્રીઓ, ઉંઘાડે પગની લાંબા વાળવાળં. છોકરીઓ, નાનાં બાળકો, તથા ગરીબ ભોળા સાદા ઘરડા પૂરૂષો અને મજુરો, નજરે પડતા. તેનાં આવાં એકાંત સ્થળોથી, તેની દરેક જંગલી રચનાની ખુબસુરતીથી, તેમાં હોટેલો અને ભીખારીઓ મુદલે ન હોવાથી, તેમજ

આ સ્વતંત્ર ભોળાં લોકો, જેઓ સઘળાં ગૅલીક ભાષા બોલેછે તેઓને લીધે આ વ્હાલું સ્કૅાટલન્ડ પૃથ્વીમાં સર્વથી મગરૂર અને સુંદર દેશ બનેછે. વળી અહિંના સુંદર હીધરના રોપા જે બીજે કોઇ ઠેકાણે દિઠામાં આવતા નથી તેમની સોભાતો જુદી! સ્વિટઝરલૅન્ડના દેખાવો ગમે એવા ભપકાદાર અને સુંદર હોય તોપણ તેના કરતાં હું તો આ દેશનેજ વધારે પસંદ કરૂંછું.

પાંચને દસ મિનિટે અમે રોબ રોય સ્ટીમર, જે ઘણી સાફ ને સોજીછે, તે ઉપર ચઢયાં—એજ સ્ટીમરમાં બેસી કેવી જુદીજ હાલતમાં ૧૮૫૯ના અકટોબર માસની ૧૪મી તારીખે ભારી વરસાદ અને જાડા ધુમસની વચ્ચે મુસાફરી કરીને હું મારા પ્રિય પતિની સાથે ગ્લાસગો શેહેરને લગતાં પાણીનાં બાંધકામો ખુલ્લાં મુકવાની ક્રિયા કરવા ગઈ હતી! જે સ્થળપર અને જે ઝુપડાંમાં અમે તે દહાડે જમ્યાં હતાં તે પણ આજ અમે જોયું.

સ્ટીમર એક વળાણુ લઇ ગ્લેન ગાયલ નામના અખાતમાં થોડેક છેટે ગઈ. અહિં એક સુંદર ગાલીછે જે મૅકગ્રેગર તાયફા-વાળાઓનું વતન છે, અને ત્યાં એક ઘરછે જે પેહલાં ગ્લેન ગાયલવાળા મૅકગ્રેગરનું હતું, પણ હવડાં તે અને તેને લગતી બીજી મિલકત ગ્લાસ્ગો શેહેરના એજ તાયફાવાળા એક તવંગર વીસીવાળાએ વેચાતી લીધીછે. અહિંથી એક બીજી વળાણુ લઈ અમે આગળ ચાલ્યા પછી સરોવરની બન્ને બાજુએ વનો આવી રહેલાં હોવાથી તે એવોતો સુંદર દિસ્વા લાગ્યો જે તેના જેવો બીજો સુંદર દેખાવ જવલ્લેજ કોઇ હોય. 'લેડી ઑફ ધી

લેક' (જે પુસ્તક કેટલાંક માર્ગોપદેશક પુસ્તકો ભેગું અમે સાથે રાખ્યું હતું) તેમાં પ્રખ્યાતી પામેલો વેન્યુ પર્વત આ સરોવરને દક્ષિણ કાંઠે પૂર દમામથી ઉભેલો નજરે પડેછે, અને પાછું ફરી જોતાં ઍરોકરના આલ્પસ નામના પર્વતો દિસેછે. એ પર્વતોને એ નામ ઘણું છાજેછે કેમજે તેમનાં શિખરો આલ્પસ-નાં શિખરોની માફક અણીઆળાં અને ઘણાં સોભિતાંછે. એમનાં નામ વીન, વૉયરલીક, ઇઅમ, અને ક્રોશ છે. પછી પેલો જાણીતો કિનારો સિલ્વર સ્ટ્રૅન્ડ તથા હેલન્સ આઇલનો સોભિતો બેટ આવ્યો, અને ત્યારબાદ ડુંગરોની નીચે આવેલી પેલી નાની ખાડી અને લાકડાંનો ઓવારો આવ્યો જે મને બરાબર યાદ હતો. હું તે ઉપરથી ઉતરી ચાલતી હતી તેટલાં પેલાજ ગોળ ચળકતા કાંકરા જેમાંથી થોડાક ચુંટી લઇ મારા પરમ પ્રિય પતિએ એક બાંગડીમાં જડાવી મને ભેટ આપ્યા હતા તેજ આજે પણ મેં ત્યાં પડેલા દિઠા ત્યારે તે વાતની દલગીરીભરી તેમજ વળી મીઠી યાદ મારાં મનમાં તાજી થઇ, અને મેં પણ તેમાંથી મુઠીભરી કાંકરા ઉંચકી લીધા.

અમે ચાહ તો સ્ટીમરનાં તુતક ઉપર પી લીધી હતી એટલે ઉતરતાં વાર અમે બે ભાડેની ગાડીઓમાં બેઠાં— એકમાં છોકરીઓ અને હું, અને બીજીમાં જેન ચર્ચિલ તથા કર્નલ પૉનસૉન્બી. સાંજ ઘણી રળિઆમણી હતી, અને ટ્રૉસેકસનાં સુંદર ગામડાંમાંથી જતાં અસ્ત પામતા સૂર્યનું અજવાળું પડવાને લીધે ગુલાબી અને સોનેરી રંગ પકડેલું આકાશ ખરેખર ભપકાદાર દિસ્તું હતું. એ સઘળો દેખાવ

એવો તો આરતરાંહનો રાની હતો જે સર વૉલ્ટર સ્કૉટના બોલોમાં બોલીએ તો સ્વપનામાં પરીઓના મુલકનો દેખાવ જોતાં હોઇએ તેવો તે લાગતો હતો. તેમજ આકે સરોવરની પાસેથી જતાં વેન્યુ પર્વતની પછવાડેથી સૂર્ય અસ્ત પામતો દિસ્તો હતો તે સુંદર દેખાવનું બ્યાન કરતાં સર વૉલ્ટર સ્કૉટ લખેછે— "આથમતા દિવસના પશ્ચિમ તરફના મોજાઓ તે ગાલી ઉપરથી પસાર થતા હતા ત્યારે દરેક કીરમજી રંગની ટેકરી અને દરેક ઉંચા ડુંગરનું શિખર જાણે અગ્નિની રેલમાં બોળી કાઢયું હોય એવું દિસ્તું હતું."

પછી ટ્રાસેકસનાં પહોંચખાનાં ઉપરથી અમે પસાર થયાં જ્યાં લુઇ તથા એલિસની સાથે લુઇઝે ૧૮૬૫માં ઉતારો લીધો હતો. એ પછી એક સારાં સ્થળ ઉપર આવેલું નાનું જેવું સુંદર દેવળ અમે જોયું, અને બ્રિગ્ઝ ઑફ ટર્ક નામે પુલ આગળ આવી પહોંચ્યાં. વેનનેકર સરોવરની પ્રદક્ષિણા કરી અમારે ઉતારે જવાની મંજલ બહુ લાંબીછે. એ ઘર પેહલાં નીચેથી નજરે પડવા માંડેછે ત્યારપછી ત્યાં જતાં પોણો કલાક લાગેછે. આઠ વાગે અમે ઘર આવી પહોંચ્યાં. ઘર તરફ પાછાં ફરતી વેળાની મુસાફરી અમને ઘણી ખુશકારક લાગી હતી કેમજે સૂર્ય આથમ્યા પછી પણ ઘણો વખત સૂધી ઘેરાં આસમાની રંગના ડુંગરોની પછવાડેનું આકાશ ગુલાબી રંગનુંજ દેખાયા કરતું હતું. ખરેખર આજની અમારી મુસાફરી ઘણી સફળ થઇ હતી. ગઇ કાલનીજ વખતે અમે જમ્યાં. હું ઘણી થાકી ગઇ હતી.

શુક્રવાર, ૩જી સપટેમ્બર.

આજ પરોઢીઆમાં ધુમસ હતો અને સૂર્યનો પ્રકાશ ન હોવાથી સધું સુસ્ત અને અંધારૂં લાગતું હતું, તથા કૅલૅન્ડરની પછવાડે આવેલા ડુંગરાઓ પણ નજરે પડતા ન હતા; તોએ મુદ્દલ વરસાદ હતો નહીં. મારા ઓરડામાં જઇ થોડી વાર મેં કાંઇક લખ્યું અને બાર વાગે ઘરથી થોડે છેટે એક સુંદર નાનું વન છે ત્યાં હું પગે ચાલતી ફરવા ગઇ. ત્યાંનાં કેટલાંક સ્થળોપરથી સારા દેખાવો નિરખી શકાયછે, પણ આજે હવા ધુમસને લીધે ઘણી ઘાડી હોવાથી તે અમોને જોવાને બન્યું નહીં......અમે સંધા સાથેજ જમ્યાં......સાડા ત્રણ વાગે કાલનીજ માફક ગાડીમાં બેસી અમે નિકળ્યાં, અને લીનાયની ભપકાદાર ગાલી પસાર કરી કીલમાહોગનાં ગામડાં ઉપરથી થઇ આગળ વધ્યાં. અહિં એક નાના છોકરાએ એક લાકડીને છેડે બાંધેલો તુરો મને આપવા હાથ લાંબો કીધો, પણ કર્નલ પૉનસૉન્બી તે લેવા ગયા તેટલાં તે પડી ગયો. તે પડતાં વારજ તે નાના છોકરાએ સબર! સબર! એવી બૂમો પાડી અને એવાતો નિરાસીભર્યા ચેહેરાથી તુરો ઉંચકી તે અમારી ગાડી પછવાડે દોડવા લાગ્યો જે મેં ગાડી થોબાવી તેના હાથમાંથી તે લીધો, જેથી તેની માતા ઘણીજ મગન થઇ. રસ્તે જતાં અમે લીનાચ હાઉસ (મી. બુકાનન હેમિલટનનું ઘર) એક ટેકરી ઉપર વનોની વચ્ચે આવેલું જોયું, જેમાં સર વાલ્ટર સ્કૉટ જ્યારે તે 'રૉબ રૉય'નું પુસ્તક લખતો હતો ત્યારે રહેતો હતો. એ પછી અમે પેલા ખરાબ

સુંદર સરોવર લુબનગના વળાણો લેતા કાઠાંપરથી ગાડી હંકાવી. તેની પાસે વાંકીટોકી, લીલોતરી ભરી ટેકરીઓ આવેલી છે અને તે ચાર માઇલ લાંબો અને ઘણો વિલક્ષણ તેમજ મોહ પમાડનારો છે. તેની પશ્ચિમે રેલવેની માત્ર એકજ સડક નાખીને અધુરી મુકી દીધીછે. આખે રસ્તે સુંદર સાયકેમોરનાં ઝાડો ઉગેલાંછે. માર્ગમાં અમે ડાવા હાથ ભણી એક વજીરી જોયો જેને આરધુલરી કહેછે અને જેમાં એબિસિન્યાનો મુસાફર બ્રુસ રહેતો હતો. પછી અમે સરોવરની પાસે આવેલી નીચાણ જમીન જેને સ્ટ્રેથઆયર કહેછે તેમાં પેઠાં. એમાં ઘણાં વનો અને અનાજના ખેતરો છે અને આજુબાજુની ટેકરીઓપરના હીથરના છોડવા ગુલાબી ફુલોથી ભરાઇ ગયલાછે. અહિં સ્ટ્રેથઆયર નામે ગામડું છે તેમાં એક હારમાં માત્ર થોડાંક ખેડુતોનાં ઘર છે અને એક સારી બાંધણીની નાની ઇમારતમાં મુસાફરખાનું છે, અને તેના રેહેવાસીઓ ઘણાંજ ગરીબ છે. એ મુકી થોડું આગળ જતાં વળી એક ચિત્રસમાન સુંદર નાનું મુસાફરખાનું આવેછે જેનું નામ કિંગ્સ હાઉસ છે, અને જે વેલાઓ અને કનવૉલવસ ફુલોથી તમામ ઢંકાઇ ગયલુંછે. અહિંથી એક જરા નાની વળાણ લેતાં એક બીજી સાંકડી પર્વતની ખીણ નામે બાલક્વિધરમાં જવાયછે. એ સ્થળઉપર લીલોતરીવાળી સુંદર ટેકરીઓ વચ્ચે આવેલો વોઇલ સરોવર ઘણો સોભિતો દેખાય છે. એ ખીણ સુંદર ઝાડો અને અનાજનાં ખેતરોથી ભરપૂર છે, અને બાલવઇગ નામની નાની નદી એની વચ્ચેથી વહેછે. પેલાં મુસાફરખાનાની માફક વેલાઓથી ઢંકાંયલાં કેટલાંક સોભિતાં

ઝુપડાં પસાર કરી અમે કર્કટન ઑફ બાલકિવધર નામે એક નાના કસબા આગળ આવી ઉતર્યાં. એ કસબો કૅલૅન્ડરથી બાર માઇલને છેટે આવેલોછે અને એમાં થોડાંક નાના ઘર શિવાય બીજું કાંઈ નથી. અહિંથી અમે ગાડીમાંથી ઉતરી એક ઉંચી ટેકરી ઉપર ચઢયાં, જ્યાં એક મોટાં પ્લેન ઝાડની નીચે એક અસલનું પડી ભાગેલું દેવળ તથા જુનો ચોકછે. અહિંથી સીધાંજ અમે રૉબરૉયની* કબર જોવા ગયાં. એ માત્ર એક સપાટ પત્થરછે, જે ઉપર હાયલૅન્ડરના પોષાકમાં એક માણસનો આકાર કોતરેલોછે' તેની પાસે એક બીજો પત્થર છે તેની નીચે રૉબરૉયની સ્રીને દાટેલીછે; અને તે ઉપર એક બેડોલ તલવાર કોતરેલીછે. તેની પાસે તેના દીકરાની કબર છે પણ તે તેના જેટલી જુની લાગતી નથી. એ જોઈ આગળ ચાલતાં અમે કેટલીક બીજી કબરો પરના પત્થરો દીઠા તથા બૅપટિઝમ આપતી વેળા વાપરવાનું પાણી ભરી રાખવાનું એક અજબ તરાંહનું ગોખ એક દેવાળમાં કોતરેલું જોયું. આ કબરોપરના પત્થરોમાંના એક ઉપર કેટલાક શ્લોકં કોતરેલા હતા જે અહિંની નિશાળના ચાલાક જવાન શિક્ષકે મને વાંચી સંભળાવ્યા અને જે પછવાડેથી તે મારે માટે ઉતારી પણ લાવ્યો. પછી જુનાં દેવળનાં ખંડિયેરની પાસેજ એક નવું સુંદર નાનું દેવળ હાલ બાંધેલુંછે તે જોવા અમે માંહે ગયાં. જે સ્થળ ઉપર તે બાંધેલું છે તે ઘણું સુંદરછે, અને તે ઉપરથી નીચે જોતાં વાઈલ સરોવર તથા એક નાનો સાંકડો

* એક પ્રખ્યાત બહારવટીયો જેનું ચરિત્ર સર વૉલ્ટર સ્કૉટે પોતાની એજ નામની નાવલમાં દર્શાવેલુંછે. ભા. ક.

પહાડી રસ્તો અને તેની પછવાડે આવેલી એક ઉંચી ટેકરી નજરે પડેછે. અહિંથી પ્યાદાંજ પાછાં ફરી અમે અમારી ગાડીમાં જઈ બેઠાં, અને જે રસ્તે આવ્યાં હતાં તેજ રસ્તે પાછાં ઘર તરફ ફરતાં કર્કટનથી અર્ધેક માઇલને છેટે મેકગ્રેગરના તાયફાવાળાઓને હાલમાં ભુમીદા કરવાની જે જગ્યા છે તે અમે જોઈ. એ ઝાડોની વચે આવેલું એક દેવળ માત્રછે અને તેની આસપાસ એક દેવાળ બાંધી તેને લોઢાંનો દરવાજો મુકેલોછે. (એક વેળા આ સઘળો પ્રદેશ એ તાયફાવાળાઓનો હતો પણ અફસોસ હાલ તેમ નથી). કિંગ્સ હાઉસ ઉપરથી થોડાંક આગળ વધી અમે ગાડીમાંથી ઉતર્યાં, અને પાસેની એક ટેકરીની ઉપર ટેકા દઈ થોડેક ઉંચે ચઢી ગયાં, જ્યાં એક નાળાંની આગળ એક કિનારા ઉપર બેસી અગ્નિ સળગાવી ચાહ તૈયાર કરી અમે પીધી. આ જગ્યાના માલેક લૉર્ડ બ્રેડૉલબેન છે. આ સુંદર અને મનોરંજક મુસાફરી પૂરી કરી ઘર આવતાં અમને રાતના સવા આઠ થયા. આજ સૂર્યનો પ્રકાશ ઘણો હતો અને જોકે આકાશ ઘેરાયલું હતું તોએ ધુમસ વગેરે ન હોવાથી આ સુશોભિત પ્રદેશનાં બધા જોવાજોગ દેખાવો અમે બરાબર નિરખી શકયાં હતાં. રોજની વેળાએ ભોજન લીધું. જમી રહી હંમેશની માફક અમે દિવાનખાનાંમાં જઈ બેઠાં અને જેને અમારી આગળ વર્તમાન પત્ર વાંચ્યું.

શનીવાર, ૪થી સપટેમ્બર.

આજે સાડા સાત વાગે ઉઠી સવા આઠે અમે નાસ્તો કીધો. પછી નવ વાગે હું મારાં ટટ્ટુ સુલતાંન* ઉપર સ્વાર થઈ અને બીજાંઓ પગે ચાલતાં ઘરમાંથી નીકળ્યાં, અને વનમાંથી થઈ સરોવરને કિનારે જઈ ત્યાં અમે ત્રણ જાણ એક નાની હોડીમાં બેઠાં. એ હોડીને અહિંના અરણ્યરક્ષક અને તેના હાથ નીચેનાં માણસોએ હલેસાં મારી ચલાવી અને બ્રાઉને તેનું સુકાન ધર્યું, અને એમ કરી અમે પેલે પાર ઉતર્યાં. કર્નલ પૉનસૉન્બી અને જેન ચર્ચિલે એક બીજી હોડી જેને હલેસાં મારવા એકજ માંણસ લાગ્યું હતું તેમાં બેસી સરોવર પાર કર્યો. હોડીમાંથી ઉતરી અમે અમારી ગાડીમાં બેઠાં. પ્રિય બીએટ્રિસને આ સંધાથી બહુ મેજાહ મળેછે તેથી તે ઘણી આનંદી રહેછે. ટ્રૉસકસનાં સુંદર ગામડાંમાંથી થઇને અમે કેટ્રીન સરોવર આગળ ગયાં. એ વેળા ધુમસ ઘણો પડતો હતો અને સૂર્ય પ્રકાશતો ન હોવાથી દૂરનું તો કાંઈજ નજર પડતું ન હતું, અને વેન્યુ પર્વત પણ આછો આછો દેખાતો હતો. દસ વાગે અમે રૉબ રૉય સ્ટીમર ઉપર ચઢયાં, અને સ્ટ્રૉનેકલેકર તરફ હંકારી ગયાં. આંઘેની તો કાંઈ રચના દૃષ્ટિએ પડતી નહીં અને આકાશનો રંગ નવેમ્બર માસમાં ધુમસનો હોયછે તેવો દિસ્તો હતો, તોપણ અમે સ્ટ્રૉનેકલેકર પહોંચ્યાં તેટલામાં ડાવા હાથ ભણી

* ૧૮૬૮માં હું એજ ટટ્ટુપર બેસી રીધી નામે ડુંગર જે ૫,૦૦૦ ફીટ ઉંચોછે તે ઉપર ચઢી હતી.

જ્યાં અમે જતાં હતાં ત્યાંનાં આકાશપરનો ઘેરો ઘણો ઓછો થઈ ગયો.

અહિં ઉતરીને અમે અગાઉની માફકજ બે ભાડેની ગાડીમાં બેઠાં. આ વેળા જેન ચર્ચિલ અને કર્નલ પૉનસૉન્બી જે ગાડીમાં બેઠાં હતાં તે અમારેથી આગળ નિકળી ગઈ. આર્કલેટ સરોવરને કાંઠેથી ગાડી ચલાવતાં જમણા હાથ ભણી હીધરનાં ફુલોથી ગુલાબી થઈ રહેલી ટેકરીઓ આવેલી હતી, અને એ વેળા ધુમસ પાતલો થઈ જવાથી સામેના ખડબચડા ડુંગરો અમને નજરે પડયા. આજે પેહલેથીજ અમને સેહેલ કરવા આવેલાં લોકથી ભરેલી મોટી મોટી ગાડીઓ મળતી હતી તેમ એક અહિં પણ મળી, જે માણસોથી ભરાઇ ગયલી હતી, અને જેમાં સઘળાં લોકને બેસવાને બાહેરજ બેઠકો કીધી હતી તથા અંદર સામન વગેરે ભરેલો હતો. આજનાં અને ગુરૂ-વારનાં પર્યટનમાં સંધા દેખાવો જોતાં મને સ્વિટઝરલૅન્ડમાંની અમારી સફરો યાદ આવતી, અને તેમાં વળી અમે એકાએક લૉમોન્ડ સરોવર ઉપર જઈ પહોંચ્યાં અને એક ઘણી ઢોળાવદાર ટેકરી ઉતરી ઇન્વરસ્નેડ નામે જગ્યાપર આવ્યાં, અને ત્યાંનાં ઉંચા પહાડો જયારે ધુમસને લીધે ખરા પહાડો નહીં પણ તેઓના પડછાયા માત્ર હોય અને સરોવરમાંથી ઉપર નિકળી આવ્યા હોય એવા દિસવા લાગ્યા ત્યારે તો ખરેખર મને સ્વિટઝરલૅન્ડ-નુંજ સ્મરણ થયું.

અહિંથી પાધરાંજ એ સરોવરને કિનારે જઈ અમે સ્ટીમર પ્રિન્સ કૉનસર્ટ ઉપર ચઢ્યાં. (આજે હું તેમની ગરીબ નાની

અને અફસોસ! વિધવા થઈ પડેલી સ્ત્રી, તથા તેમનાં છોકરાં આ સુંદર સરોવર, જે જોવા તેઓ ૧૮૪૭માં અહિં આવ્યા હતા, તે ઉપર પેહેલ વેહેલાંજ ફરવા નિકળ્યાં ત્યારે તેમનુંજ નામ ધરાવનારી સ્ટીમરમાં બેઠાં એ વિચારથી મને કેટલો બધો આનંદ થયો!) એ સ્ટીમર સારી મોટી છે, તેમાં નીચે એક મોટો જમવાનો ઓરડો કીધોછે, તેનું ઉપલું તુટક ઘણું ઉંચું છે, તથા તેની નીચે એક અગાસી કરેલીછે, એવી નેમથી કે જે લોકોને તમાકુ વગેરે પીવો હોય તેઓ ત્યાં ઉભા રહી તે પીએ તો તેના વાસથી કે ધુમાડાથી ઉપરનાં બીજાં માણસોને અડચણ થાય નહીં. એ સ્ટીમર ઉપર આજ નીચલા ગૃહસ્થો હતા,—મી. એ. સ્મૉલેટ, (પાર્લામેંટના એક માજી સભાસદ) મી. વાઇલી, (સર ટી. કોલકુહનનો આડત્યો) મી. ડેની, (તેમના હિસાબ તપાસનાર) અને મી. યંગ, (તેમનો સેક્રેટરી).

સ્ટીમર દક્ષિણ ભણી હંકારી ગઈ. પેહેલાં તો એ સરોવર જોઇ મને લુસર્ન સરોવર યાદ આવ્યો, ફરક માત્ર એટલોજ કે આ સરોવર તે કરતાં મોટો છે. એની લંબાઈ બાવીસ માઇલછે. સરોવરનો પૂર્વ કાંઠો જ્યાં લોમોન્ડ પર્વત આવી રહ્યો હતો ત્યાંથી સ્ટીમર ચાલતી હતી. એ પર્વતના જુદા જુદા ફાંટા પાસેથી થઇને રોવારડીનન નામે ઓવારા આગળ અમે આવ્યાં ત્યાં એક શોભિતું નાનું ઘર છે તે મી. મેક્અર નામે કોઈ ધણીએ મૉન્ટ્રોઝના ડયુકની પાસેથી ભાડે લીધુંછે. આ સરોવરના અર્ધા ભાગનો પણ એજ ડયુક

માલેક છે. આ સ્થળ સુંદર છે અને અહિંથી લૉમોન્ડ પર્વત ઉપર જવાયછે જે ૩૧૯૨ ફીટ ઉંચો છે. તેની અર્ધી ઉંચાઇ સુધી મોટાં મોટાં વનો આવેલાંછે અને તેની તલેટિએ અનાજનાં ખેતરો છે. અહિંથી આગળ જતાં સરોવરની પહોળાઇ વધતી જાયછે, અને તેને કાંઠેની ટેકરીઓ અતિ ઘણી નીચી થતી જાયછે. પણ વળી અહિંજ એ સરોવરના સઘળા સુંદર બેટો આવેલાછે જે બધા મળી ચોવીસછે અને જેમાંના કેટલાક વિસ્તારમાં ઠીક મોટા છે. તેઓમાં એક ઇન્ચલોનેગ નામે છે તે ઉપર ઇયુ જાતનાં ઝાડ ઘણાં છે, જેમને માટે કહેછે જે એ જાતનાં લાકડાંનાં કામઠાં ઘણાં સારાં બનેછે તેથી રાજા રૉબર્ટ બ્રુસે તીર કામઠાં વાપરવાના હુન્નરને ઉત્તેજન આપવા માટે એ સંઘાં ઝાડ રોપાવ્યાં હતાં. બીજો એક બેટ ઇન્ચ કેલીએક નામે છે તે ઉપર મૅકગ્રૅગરના તાયફાવાળાઓનું અસલી કબરસ્થાન છે.

સરોવરને કાંઠેથી જતાં અમે દૂરથી ડ્યુક ઑફ મૉન્ટ્રોઝનું મકાન બુકાનન હાઉસ જોયું તેમજ અમારા જમણા હાથ ભણી અમને ઇન્ચ મરીનનો બેટ દિસ્તો હતો, જે ઉપર ડ્યુકે શિકારનાં હરણો રાખેલાં છે. અમે સ્ટીમર ઉપર ચઢયાં ત્યારથી સૂર્ય પ્રકાશવા માંડયો હતો અને સ્ટીમર પવનનાં મુખ ઉપર જતી હતી તેથી સામેથી આવતી પવનની લેહેકી ખુશ લાગતી હતી. બે વાગે અમે પૉર્ટનીલૅન નામે સ્થળથી થોડે છેટે સ્ટીમર થોભાવી અને તેની નીચલી સોભિતી કેબિનમાં જઈ જે ભાતું સાથે લાવ્યાં હતાં તે અમે ખાધું.

એ કેબિનમાં પચાસથી સાઠ માણસ સેહેલાઇથી જમવા બેસે એટલી તે મોટી છે. કર્નલ પૉનસૉન્બી પણ અમારી સાથેજ જમ્યા......જમી રહેવા બાદ અમે સરોવરને નાકે બૅલ્લોક સૂધી ગયાં અને પછી સ્ટીમર પાછી ફેરવાવી. આ વેળા ગરમી ઘણી પડવા માંડી હતી. અમારા ડાવા હાથ ઉપર અમે ઘણાક શોભિતા બંગલા જોયા, જે કિલ્લાની ઢબના બાંધેલા હતા. એમાં એક મી. સ્મૉલેટનો કેમેરન નામનો હતો, એક ગ્લાસગો ના વડા કોટવાળ સર જે. લમ્સડનનો હતો, અને એક સર જે. કોલકુહનનો રોસ ધુ નામનો હતો. તેમજ વળી ફ્રુઇનની ખીણમાં જવાનો રસ્તો, કોનાકન અને ટાવાનેકનાં ટાપૂઓ, લસ નામનું એક ઘણાં સુંદર સ્થળપર આવેલું ગામડું, ડુભનો પર્વત, અને રોવાડીનનની સાંમે આવેલો ઇન્વર ગુલાસ નામનો ઓવારો, એ સંધુ સ્ટીમર પરથી અમારી નજરે પડતું. એ મુકી આગળ ચાલતાં ટાર્બેટનો નાનો કસ્બો આવ્યો જ્યાં ૧૮૪૭ માં આલબર્ટ ઉતર્યા હતા. અહિં ઘણા ઉંચા અને સોભિતા પર્વતો અને ઝાડોથી પ્રફુલ્લીત ખીણો સરૂ થાયછે. આ કસ્બા આગળથી એક સાંકડો પહાડી રસ્તો નિકળી લૉંગ સરોવરને કાંઠે થઇ તેના પેલે પાર આવેલા એરોકર ડુંગરા સૂધી જાયછે. અહિં પેલી વિલક્ષણ આકારની કૉબ્લર નામની ટેકરી અને તેથી થોડે છેટે એરોકરના આસપાસ પર્વતો આવેલાછે, જે સંધુ જોઇ, તેમજ જે રીતે સરોવરની માંહે ટેકરીઓ પેસતી જણાયછે તે જોઇ, મને સ્વિટઝરલૅન્ડનો લુસર્ન સરોવર યાદ આવ્યો. સરોવરનો ઉપલો ભાગ તેમજ તેની

પાસ આવેલી ફ્રૅલક નામની સુંદર ગાલી ઘણીજ ભપકાદાર દેખાયછે. લુઇઝે અને મેં એ દેખાવનાં જેવા તેવાં ચિત્રો દોરી લીધાં કારણકે સ્ટીમર ચાલતી હોયછે ત્યારે ચિત્રો પાડવાં ઘણાં કઠણ પડેછે. પણ જ્યારે અમે ઉતાવળ કરી સ્ટ્રૅાનેકલેકર જઇ પહોંચ્યાં અને ત્યાં બીજી સ્ટીમરની રાહ જોતાં અમને ખોટી રહેવું પડ્યું ત્યારે તો અમને ઘણો પસ્તાવો થયો કેમજે અમારી સ્ટીમરને ધીમેથી ચલાવવાનો જો હુકમ આપ્યો હોત તો અમને ચિત્ર પાડવામાં એટલી મુશકેલ પડત નહીં. લૉમૅાન્ડ સરોવરના ઉપલા ભાગ સૂધી જઇ પાછાં ફર્યા પછી અમે ઇન્વરસ્નેડ આગળ ઉતર્યાં જ્યાં લોકોનું એક નાનું જેવુ ટોળું એકઠું મળ્યું હતું; તેઓએ અમોપર હીધરનાં ફુલના ઝુમખા નાખ્યા. આ દેશમાં બધે ઠેકાણે હીધરનો સણગાર કરવામાં આવેછે અને ખરેખર એનાં કરતાં વધારે શોભિતી સણગારની ચીજ બીજી કોઇ ન હશે. આ વેળા ફુલો પૂર બહારમાં ત્યાં ખીલી રહ્યાં હતાં. અહિંના ડુંગરોને અણીઆળાં શિખર હોવાથી અને તેમનાપર સુંદર ઘાસ અને ઝાડો ઉગી નિકળેલાં હોવાથી તેઓની શોભા કાંઇ ઓરજ તરાંહની લાગે છે. સાંજ પડતાં ઠીક ગરમી નિકળી, અને સૂર્ય પ્રકાશવા માંડયો. અમારી ગાડી ધીમી ચલાવતાં હતાં તેથી અમને મુસાફરી ખુશ લાગી. સ્ટ્રૅાનેકલેકરથી સ્ટીમર ઉપર ચઢયાં તેમજ ત્યાં આવી-ઉતર્યાં ત્યારે થોડાંક લોક ત્યાં ભેગાં થયાં હતાં. સ્ટીમર ઉપર જઇને અમે ચાહ પીધી, અને ટ્રાસેકસનાં મુસાફરખાનાંનો માલેક જે લૉક કેટ્રીન સ્ટીમરનો ધણી છે, અને જે બન્ને વેળા સ્ટીમર ઉપર અમારી

સેવામાં હાજર હતો, તેણે અમને થોડુંક ધારૂં કીધેલું દુધ પીવાને આપ્યું. એ પૂરૂષ ઘણો ઉપકારશિળ અને ગૃહસ્થના જેવી વર્તણુંકવાળો છે. આ સુંદર સરોવર ઉપર કીધેલી સેહેલ અમને ઘણી મનપસંદ લાગી હતી, અને તેમજ વળી ગાડીમાં બેસી ટ્રોસેક્સ ઉપરથી થઇ જતી વેળાની મુસાફરી પણ ઘણી ખુશ લાગી હતી. આજ સવારે જે હોડીમાં બેસી અમે સરોવર પાર કર્યો હતો તેમાંજ હવડાં વળી અમે પાછાં બેઠાં પણ સવારના જેવી મજાહ પડી નહીં, કેમકે પવન જોસમાં હોવાથી તે નાની હોડી ડોળવા લાગી અને વળી પેલી બીજી નાની હોડી જેમાં કર્નલ પૉનસૉન્બી અને જેન ચર્ચિલ બેઠાં હતાં તેમાં તો પાણી વટીક ભરાવા લાગ્યું. સરોવર પાર કરી ટટ્ટુ પર સ્વાર થઇ અમે સાડા સાત વાગે અમારે ઉતારે આવી પહોંચ્યાં. ઉપલી એકજ અડચણ બાદ કરતાં આજની અમારી આખી મુસાફરી સફળ થઇ હતી, અને તે અમને ઘણી મનપસંદ લાગી હતી. આહા! પ્રિય આલબર્ટ અમો સાથ હોત તો તેઓને કેવી મજાહ પડત!

રોજનીજ પેઠે જમ્યા પછી જેને અમને વર્તમાન પત્રો વાંચી સંભળાવ્યાં.

ગયે સાલ આજ દિવસે અમે પ્રનીંગના પહાડી રસ્તા પર ફરવા ગયાં હતાં.

રવીવાર, ૫મી સપટેમ્બર.

આજ સૂર્યનો પ્રકાશ ન હતો અને હવા સરદ હતી. અને આજ દેવળમાં જવાનુ માંડી વાળ્યું, કેમજે તેમ કરતાં અપને જાહેરમાં દેખાવ દેવો પડત. અગોચાર વાગે હું (મારાં ટટ્ટુ સુલતાંન ઉપર) અને બીએટ્રિસ (પોતાનાં નાનાં ટટ્ટુ બીએ-ટ્રિસ ઉપર) સ્વાર થઇ એકાદ કલાક બહાર ફરવા ગયાં. પેહેલાં અમે અહિંનાં ખેતરની પછવાડેની જગ્યા ઉપર ગયાં અને ત્યાંથી ઘરની પછવાડે જે સુંદર હીદરથી ભરાયલી ટેકરીઓ છે તેઓપર થોડુંક ચઢીને ત્યાંથી ફ્રન્કી સરોવરનો દેખાવ જોયો. એ સરોવર હાલ ગરમીના સબબથી ઘણોખરો સુકાઇ ગયો છે. ત્યાંથી ઉતરી અમે બ્રીગ ઑફ ટર્ક નામે પુલ ઉપર થઇ તબેલાઓને માર્ગે ઘર આવ્યાં અને ત્યારબાદ મેં મારી છોકરીઓની સંગાથે ધર્મપુસ્તકમાંથી કેટલાંક પ્રકરણો વાંચ્યાં. બપોરે અમે જમવા બેઠાં હતાં તેટલાં વરસાદ વરસ્યો પણ થોડી વારમાં તે ઉઘડી જઇ સાંજનો વખત ઘણો રળિઆમણો થયો અને ગરમી પણ ઝાઝી નિકળી. સાડા પાંચ વાગે લુઇઝ, બીએટ્રિસ, અને જેન ચર્ચિલને લઇ હું ચાલતી ફરવા નિકળી, અને અહિંનાં વનોનો રક્ષક અને તેની સ્ત્રી રેહેછે તે ઝુપડાં આગળ થોડી વાર વિસામો લઇ થોડેક છેટે પાછાં ચાલતાં ગયાં, અને પછી બીએટ્રિસ અને હું ગાડીમાં બેસી ટ્રોસૅક્સના રસ્તા પર ફેરી સાડા સાત વાગે ઘર આવ્યાં.

સોમવાર, ૬ઠી સપટેમ્બર.

આજ પરોઢીઆમાં તો ધુમસ પડતો હતો પણ પાછળથી આકાશ ખુલ્લું થયું અને તાપ ઘણો પડવા માંડયો. હું ઉઠી ત્યારે મારૂં માથું દુઃખતું હતું. અગીયારમા પાંચ મિનિટે બીએટ્રિસ તથા હું ટટ્ટુપર સ્વાર થઇ ફરવા નિકળ્યાં. આજ અમારી સાથ અમારો કુતરો શાર્પ હતો અને તે જ્યારેબી અમે કોઇ ઝુપડાંઓ આગળથી પસાર થતાં ત્યારે ત્યાંનાં કુતરાંઓ સાથ લડાઇ કરતો હતો. અમારા બે નોકરો (એ. થોમસન અને કેનેડી) અમારી પછવાડે ચાલતા હતા. જે રસ્તે કાલે ઘર આવ્યાં હતાં તેજ રસ્તે થઇ પેલી ટેકરી જે ઉપરથી ફ્રન્કી સરોવર દેખાયછે (જે હાલ લગભગ તદન સુકાઇ ગયોછે) તે ઉપર અમે ચઢયાં, અને પછી અમારાં ટટ્ટુઓથી દોડાયું તેટલાં જલદી તેમને દોડાવી તેની બીજી બાજુએથી નીચે ઉતરી એક સુંદર સ્થળ ઉપર આવ્યાં. અહિં હીધરનાં ફુલોની સુગંધ બધે પ્રસરી રહી હતી, અને હીધરની વચે વચે બ્રૅકનના રોપા ઉગી નિકળેલા હતા, તેમજ આર્ક તથા વેન્યુ પર્વત દૂર આ-વેલા નજરે પડતા હતા. પછી અમે એક વનમાં થઇ કેટલાંક કંગાલ ઝુપડાંઓ મુકી આગળ વધ્યાં, અને એક જાહેર રસ્તા ઉપર નિકળી ફર્ગસનનું મુસાફરખાનું નામે એક ઘર છે ત્યાં થોડી વાર થોભ્યાં. ખરેખર એ કાંઇ મુસાફરખાનું નથી પણ માત્ર એક કગાલમાં કંગાલ ઝુંપડી છે, અને તેમાં એક જાણીતી સ્ત્રી રહેછે જે ઘણી પૈસાદાર અને અંગે માતેલી છે. તે વસ્ત્ર વગેરે સારાં પેહેરેછે તોપણ આ ઝુપડું જેમાં

તેણે પોતાની આખી જીંદગી વ્હિસકી વેચવામાં ગુજારીછે તે મુકી બીજી સારી જગ્યાએ રહેવા જવા તેને ગમતું નથી. તેને બાહેર બોલાવી અમે તેની સાથે વાતચીત કીધી. તે મને જોઇ બહુ મગન થઇ ગઇ અને મને શેકહેન્ડ કરી તેણે મારો બરડો પસવાર્યો. તે લાકડીના ટેકા લઇ ચાલેછે અને તેનાથી ઉભું રહેવાતું નથી તેથી તેણે બેસીનેજ અમારી સાથ વાત કીધી. અહિં માત્ર થોડીજ વાર થોભી અમે પાછાં ઉતાવળે ઘર ભણી ફર્યાં અને એક વાગે ત્યાં આવી પહોંચ્યાં. આજ ખરેખર તાપ બહુ પડતો હતો જેથી અમારી સાથનાં માણસોને બહુ ઉત્પાટ થઇ આવ્યો. અમે બધું મળી આઠેક માઇલની મંજલ કાપી આવ્યાં હોઇશું. હજી પણ મારૂં માથું દુખ્યાજ કરતું હતું. ભોજન લીધા પછી ત્રણ વાગે કાલનીજ મારૂક અમે ઘરથી નિકળ્યાં અને લીનાચના પહાડી રસ્તાપરથી થઇ લુબનેગ સરોવરને માર્ગે આયરની ખીણમાંથી કિંગ્સ હાઉસ સૂધી ગયાં, અને ત્યાંથી ડાવી મેર વળાણ લેવાને બદલે પાધરાંજ ચાર માઇલ સૂધી ગાડી દોડાવી અર્નહેડ સરોવર આગળ જઇ પહોચ્યાં. આ વેળા તડકો પડતો હતો તેથી સર્વ કાંઇ અતિ રળિઆમણું દિસ્તું હતું. અમે એક પહોંચ્યખાના આગળ ગાડી ઉભી રાખી, જે જોકે એક નાનું જેવું ઘર છે તોપણ ત્યાંથી અર્ન સરોવરનો મનોહર દેખાવ દિસેછે, અને તેના ઉપર આ વેળા સૂર્યનો પ્રકાશ પડતો હોવાને લીધે તે ઘણો શોભી રહ્યો હતો. તેની સપાટી ઘેરા આસ્માની રંગની દિસ્તી અને તેની ચોમેરની ટેકરીઓનો રંગ જાંબુઓ

અને સોનેરી થઇ રહ્યો હતો. અહિંથી નિકળી સર માલકમ અને લેડી હેલન મેકગ્રેગરનાં ઘર તરફ અમે ચાલ્યાં. તેઓ તથા તેમની બે નાની બાળકીઓ જે અમને આવકાર દેવા બારણાં ઉપર ઉભાં હતાં તેઓએ અમને માળાપર લઇ જઇ પોતાનાં સુંદર નાનાં દિવાનખાનાંમાં બેસાડયાં. એ ઓરડાનો સરસામન ઘણી સારી અને સગવડભરી રીતે ગોઠવેલોછે અને તેની બારીમાંથી સરોવરનો દેખાવ નજરે પડેછે. એમની નાની છોકરીઓ ઘણી સારી અને આપણું પ્રિત ખેંચે એવીછે. તેઓમાંની વડી માલવિના ચાર વર્ષની અને નાની માર્ગ્રેટ બે વર્ષની વયની છે. સર માલકમે* પહાડી લોકના જેવો ઘાઘરાનો પોષાક પેહર્યો હતો. તેઓ વહાણ ખાતાંમાં કપ્તાંનછે અને ન્યુ ઝીલાંડ જઈ આવ્યાછે ત્યાંથી કાંઇક નવાઇની ચીજો લઇ આવ્યા છે તે તેઓએ અમને દેખાડી; તેમજ એક ખાટલી દેખાડી જે વિષે એવું કહેવાયછે જે તે રૉબ રૉયની હતી, અને તે તરફના એક બુઢા પુરૂષે લેડી હેલનને લાવી આપી હતી. વળી તેઓએ અમને એક પ્યાલું પણ દેખાડયું જેમાંથી શાહજાદા ચાર્લસ એડવર્ડે પાણી પીધું હતું, અને જે સર માલકમના બપાવાના બપાવાના વખતથી તેમનાં કુટંબમાં રહેલુંછે. લેડી હેલન મરનાર લૉર્ડ એન્ટ્રિમની એકપુરી દીકરી થાયછે. એ બન્નેએ અમોપર ઘણુંજ વહાલ બતાવ્યું અને અમને ચાહ વગેરે પાઇ સાડા પાંચ વાગે વિદાય કર્યાં. ત્યાંથી અમે ઘર જવાનો રસ્તો

* એ ગૃહસ્થ ૧૮૭૯માં મરણ પાંમ્યા.

લીધો. એમનાં બારણાં આગળ આસપાસનાં લોક એકઠાં મળ્યાં હતાં તેઓએ અમને આવતી તેમજ જતી વેળા ખુશાલીના પોકારોથી વધાવી લીધાં. આ સ્થળ ઉપર અથવા અહિંથી થોડેક છેટે ૧૮૪૨માં ટેમથથી આવતાં ઘોડાની જોડી બદલવા અમે થોભ્યાં હતાં. અમે ઇડીનચીપ નામના વજીફામાંથી ગાડી લીધી જે સર માલકમ મૅકગ્રેગરની મતાછે, પણ હાલ ભાડે આપેલોછે, અને આસરે સાડા સાત વાગે ઘર આવી પહોંચ્યાં. આજે આખો દહાડો મારૂં માથું દુખ્યા કીધું હતું પણ ઘર આવી પુગવાની થોડીજ વાર અગાઉ તે ઘણું નરમ પડી ગયું હતું.

મંગળવાર, ૭મી સપટેમ્બર.

આજ કર્નલ એલફિનસ્ટનનો હૅલીફૅકસથી તારીખ ૨૨મીનો લખેલો એક પત્ર મને મળ્યો જેમાં પ્રિય આર્થર વિષે રૂડા સમાચાર આવ્યા હતા. તેમાં લખ્યું હતું જે સમુદ્ર સાંત હોવાને લીધે તેણે સુખરૂપ સફર કીધી હતી, અને વ્હાણપરનાં સઘળાં લોક સાથ તે પળોટાઈ ગયો હતો, તેમજ સર્વનો માનીતો થઈ પડ્યો હતો. જે વ્હાણમાં તે ગયો હતો તેમાં ઈંગ્લન્ડ છોડી દેશાવર વસવા જનારા ત્રણસે ઉતારૂઓ હતા. અમે આજ ચાલતાં ફરવા નિકળ્યાં પણ થોડુંક ચાલી મેં તો ટટ્ટુપર સ્વારી કરી જોકે બીજાંઓ તો પગેજ ચાલ્યા કીધાં. આજ હું જરા થાકેલી હતી અને મારી તબિયત પણ લગાર ઠીક ન હતી, તેમાં વળી વરસાદ પડવા માંડ્યો તે રાત સૂધી ચાલુ રહ્યો.

તોપણ કેટ્રિન સરોવરનો સિલ્વર સ્ટ્રેન્ડ નામે જે કાંઠો છે ત્યાં જવા સારૂ અમે આગમચથી હોડીઓ તૈયાર રખાવેલી હતી માટે ત્યાં જવાનો વિચાર નકી કીધો, અને છોકરીઓને તથા લેડી ચર્ચિલને લઇ હું ત્યાં ગઇ તો ખરી પણ વરસાદને લીધે અમોથી મુદ્દલ ફરાયું હરાયું કે કાંઇ જોવાયું નહીં, તેથી થોડી વાર સ્ટીમર ઉપરજ રહી નીચેની કેબિનમાં ચાહ વગરે લઇ સાડા સાત વાગે પાછાં કિનારે ઉતરી પડી ગાડીમાં બેસી અમે ઘર આવ્યાં.

બુધવાર, ૮મી સપટેમ્બર.

ગઇ રાત્રે મારા પગમાં સરદીથી ઘણું દરદ થવાથી મને આખી રાત્ર ઉંઘ આવી ન હતી. નવ વાગ્યા પછી હું બીછાનામાંથી ઉઠી પણ મારાથી બરાબર ઉભું રહેવાયું કે ચલાયું નહીં, જોકે બીજી બધી વાતે હું સારી પઠે હતી. મેં એકલાંજ બેસીને ઘણોજ થોડો નાસ્તો લીધો અને ત્યાર બાદ સોફાપર કે અઢેલવાની ખુરસીપર લેટીને લખવા વાંચવામાં વખત ગુજાર્યો. પછી બપોરે ખાનું ખાવા હું નીચે ગઇ અને દિવાનખાનાંમાં છોકરીઓની સાથેજ જમી, પણ નીચે જતી તેમજ ઉપર આવતી વેળા મને બ્રાઉનની મદદ લેવી પડી. જમ્યા પછી થોડી વાર આસાએસ લઇ ચારમાં વીસ ઓછીએ ગાડીમાં બેસી હું જેન ચર્ચિલ સાથે ફરી આવી અને જોકે અમે એકાંત રસ્તે જઇ આવ્યાં તોપણ મને ફરવાનું ઘણું ખુશ લાગ્યું. સૂર્યનો પ્રકાશ આજ ઘણો ન હતો અને ધુમસને લીધે છેટેનું કાંઇપણ

સ્પષ્ટ દિસ્તું ન હતું પણ કોઇ કોઇ વાર તડકો નિકળી આસપાસની ખુદરતી રચનાને તેના પ્રકાશથી દીપાવતો હતો. પ્રથમ અમે ગુરૂવારે ગયાં હતાં તેજ રસ્તે મેન્ટીથ સરોવર આગળ ગયાં, પણ આજતો અમને એ રસ્તો બહુજ ટુંકો લાગ્યે; ત્યારબાદ રેડનાક કિલ્લાના દરવાજા પરથી થઇ સરોવરને કાંઠે કાંઠે ગાડી હંકાવી અમે પૉર્ટ મેનટીથ નામનાં ગામડાં અને ત્યાંના દેવળ ઉપરથી પસાર થયાં. (એ ગામડાંમાં માત્ર બે ત્રણજ ઘર છે.) રસ્તે જતાં અમને ઇન્ચમાહોમનો બેટ દૂરથી નજરે પડયો. રેડનોકના બગીચા પાસ આવી અમે ગાડી ઉભી રખાવી ચાહ પીધી. એ ચાહ ઘરમાંથી નિકળવા અગાઉ અમે તૈયાર કરાવી લાવ્યાં હતાં તોપણ હવડાં સૂધી તે ઠીક ગરમ રહી હતી. ચાહ પીધા બાદ ઘર જવા ગાડી પાછી ફેરવાવી અને કેલન્ડર ગામડાં પરથી આંટો લઇ એ સુંદર રસ્તો જે કીલમાહોકના નોકા દરવાજા સૂધી જાયછે તે પરથી ઘર આવ્યાં. એ રસ્તા ઉપર ઘણા સોભિતા બંગલાઓ આવેલાછે અને અહિંથી આસપાસનો દેખાવ ઘણો સરસ દેખાયછે. ઘર આવ્યાં ત્યારે સવા સાત થયા હતા અને અમારા ડૉક્ટર સર વિલ્યમ જેનર જેમને મેં તેડું મોકલ્યું હતું તેઓ આવી અમારી રાહ જોતા બેઠા હતા. નીચેનાં દિવાનખાનાંમાં મેં લુઇઝ અને જેન ચર્ચિલની સંગાથે ખાનું ખાધું, અને પછી કોઇની મદદ લીધા વિના લંગડાતી લંગડાતી હું માળાપર ગઈ.

ગુરૂવાર, ૯મી સપટેમ્બર.

આજની રાત મેં ઠીક ગુજારી અને બીછાનેથી ઉઠવા પછી મારાથી કાલના કરતાં વધારે સારી રીતે ચાલી શકાયું માટે મેં ઇશ્વરનો ઉપકાર માન્યો. રોજની રીત પ્રમાણે નીચે જઇ મેં નાસ્તો કીધો. આજે પણ કર્નલ એલફિનસ્ટન અને પ્રિય આર્થરનાં કાગળો આવ્યાં. સાડા અગીયાર વાગે હું લુઇઝ તથા બીએટ્રિસને લઇ લીનાચના પહાડી રસ્તા ઉપર લુબનેગ સરોવર સૂધી ફરવા ગઈ, અને ત્યાં કાંઇ ચિત્રો દોરવાનો વિચાર કીધો પણ પછી મોડું થઇ જવાથી તે માંડી વાળ્યો. પ્રથમ કીલમાહોગ જવાના પુલના એક ઘણાજ સાંકડા ભાગમાં બે મોટી ગાડીઓ અમને મળી, અને ત્યારપછી જંગલી દેખાવનાં અને ઘણાંખરાં ઘણાં નાનાં કદનાં અને બાળથી ભરેલાં ગાય ઢોરનાં ટોળેટોળાં મળ્યાં જેઓ તેમની સાથના ગોવાળ્યા અને કુતરાં સહિત ઘણાં ચિત્રસમાન દિસ્તાં હતાં. તે સઘળાં ફાલકર્ક શેહરમાં મેળો ભરાવાનો હતો ત્યાં જતાં હતાં. મુસાફરી કરતાં રાત પડેછે ત્યારે એ સંધાં રસ્તાપરજ મુકામ કરેછે, અને ગોવાળિઆઓ કોઇ ઓળખીતા અથવા મિત્રોનાં ઘર પડોસમાં હોયછે તો તેમાં વાસો કરેછે. અમે ઘર આવી પહોંચ્યાં ત્યારે દોઢ થયો હતો. આજે ઘરની સાંમેના બાગમાં મેં બે નાનાં ઝાડ રોપ્યાં, અને લુઇઝ તથા બીએટ્રિસે પણ એકેક રોપ્યું. કાલનીજ માફક માત્ર છોકરીઓનેજ સાથે લઇ હું બપોરે જમી. મારો પગ વળી આજે પાછો અડી જવાથી કેટ્રિન સરોવરની છેલ્લી વારની ભેટ લેવાનો મારો વિચાર હતો તે

મને મોટી દલગીરી સાથ માંડી વાળવો પડ્યો, તોપણ ગાડીમાં બેસી ટ્રૉસેકસના મુસાફરખાનાં સૂધી હું ફરી આવી અને દૂરથી મને ટ્રૉસેકસની સુંદર નદી તથા આર્ક સરોવર અને તેની પછવાડે ભપકામાં ઉભેલો વેન્યુ પર્વત નજરે પડ્યો. એ પર્વતનુ મને એક ચિત્ર દોરી લેવા બન્યું તેથી મને ઘણી ખુશી ઉપજી. પાછાં ફરતાં ઘરથી થોડેક છેટે અમે ચાહ તૈયાર કરાવી, પણ મેં તો તે ગાડીમાંજ બેસી પીધી. એ પછી મારી તબિયત મને વધારે ઠીક લાગવા માંડી અને ઘર જવા પછી તો મારાથી જમવાના ઓરડામાં ભોજન લેવા વટીક જવાયું. સર વિલ્યમ જેનર પણ આજ અમારી સાથેજ જમ્યા. આ વેળા અમારી ખાનાની ટેબલ આગળ ઉભા રહેવા સારૂ હું કોઈ ખાસ નોકરોને અહિં લાવી નથી તેથી દર વેળા ખાનાપર બ્રાઉન તથા મારા ત્રણ ભલા હજુરીઓ બ્લેક, કૅનન, અને ચાર્લી થૉમ્પસનને સર્વ ચીજ લાવ લઈજાવ કરવી પડતી. (થૉમ્પસનના બીજા છ ભાઇઓ છે જેમાંના બે મારી નોકરીમાં ખીદમતગારછે અને એક અમારાં મકાન બાલમોરલમાં ચરવાદારછે.) વળી બ્રાઉનતો ઘરમાં એ કામ કરવા ઉપરાંત હું જ્યાંબી બહાર જતી ત્યાં મારી ચાકરીમાં સાથે આવતો અને ઘણી ચાલાકી તથા કુશળતાથી અને જરા પણ કંટાળવા વિના સંધુ કામ કરતો. અમે અહિં રહ્યાં તેટલાં મારો લાડકો કુતરો શાર્પ રોજ જમવાના ઓરડામાં આવી મારી પાસે મુગો મુગો પડી રહેતો હતો.

શુક્રવાર, ૧૦મી સપટેમ્બર.

આજ મળશકામાંથીજ વરસાદ પડવો સરૂ થયો હતો તે ઉપરથી મને લાગ્યું જે ગઈ કાલે બપોર સૂધી સ્પિટલ નદિને માર્ગે બાલમોરલ જવાનો મેં વિચાર રાખ્યો હતો તે ફેરવ્યો તે ઠીકજ થયું. આજે હું વધારે સારી પડે હતી અને મારાથી વધારે સેહલાઇથી ચાલી શકાતું હતું. સાડા અગીયાર વાગે અમે અમારે ઘર બાલમોરલ જવા સારૂ ઇન્વર-ટ્રાસેક્સ છોડયું. એ ઠેકાણે મેં એકાંતપણે અને સુખ શાન્તિમાં જે દસ દિવસ ગુજાર્યા હતા—જોકે તેમાંના છેલ્લા બે દિવસ મારી તબિયત બીગડવાથી ઠીક ગયા ન હતા—તે, તેમજ ત્યાંનો સુંદર પ્રદેશ અને રળિઆમણા દેખાવો યાદ કરતાં મને હંમેશ હર્ષ ઉત્પન્ન થશે.

કેલન્ડરથી એક ગાડી મંગાવી તેમાં છોકરીઓને લઈ હું બેઠી અને તેની બહારની બેઠક, જે બ્હીક લાગે એટલી ઉંચી હતી તેપર બ્રાઉન ચઢી બેઠો. જેન ચર્ચિલ તથા અમારી સાથના બે ગૃહસ્થો આગમચથી એક જુદી ગાડીમાં કેલન્ડરનાં સ્ટેશનપર ગયાં હતાં. સ્ટેશનપર જઈ અમે આગગાડીમાં બેઠાં. અમારી ગાડીની જોડેજ જે ગાડીઓમાં અમારો સામન અને ટટ્ટુઓ હતાં તે જોડેલી હતી. પર્થ શેહરની બહાર ગાડી થોભાવી અમે ખાનું ખાધું જે પીરસવા બ્રાઉન અમારી ગાડીમાં આવ્યો, તેમજ ફરીથી ચાહની વેળા એબર્ડીન આગળ અમે ગાડી થોભાવી ત્યારે જેન ચર્ચિલ અમારી ગાડીમાં આવી અને અમને ચાહ વગેરે આપવા માટે બ્રાઉનને પણ લેતી આવી.

બૅલસેટર ઉતરી ત્યાં ઘોડાની બે ગાડી તૈયાર હતી તેમાં અમે બેઠાં પછી તરતજ વરસાદ પડવા માંડયો.

સાડા ૭ વાગે અમે બાલમોરલ આવી પહોંચ્યાં.

# ઘેટાંનું ઉન કાતરવાની ક્રિયા–૧૮૭૦.

બાલમોરલ,
સોમવાર, ૩૧મી જુન ૧૮૭૦.

સાડા અગીયાર વાગે અમે ગાડીમાં બેસી જે. થૉમસનનાં ઘરની પાસે એક ખેતર છે ત્યાં ગયાં. એ ખેતરમાં ઘરની ભીંતની પાસે એક વાડ ભરી લઇ તેમાં મારાં બધાં મેઢાંઓને ભર્યાં હતાં, અને મારી નોકરી માંહેલો ભરવાડ જેમ્સ બ્રાઉન, મોરિસન, તથા મોર્ગન ભાઇઓમાંનો એક, તથા કેટલાંક બીજાં માણસો વાડમાંથી એક પછી એક મેઢાંને બહાર કાઢી તેના ચારે પગ બાંધી કેટલીક સ્રીઓ જમીનપર બેઠી હતી તેમના ખોલામાં મુકતાં, જેઓ મોટી મોટી કાતરો વડે તેનું ઉન અજબ જેવી કળાથી કાપી નાખતી. ચાર સ્રીઓ એક હારે બેઠી હતી તેમાં એક મિસિસ ડુરન, એક મિસિસ લીઝ, (જે બન્ને ઘણી ચાલાકીથી ઉન કાપતી હતી) અને એક મિસિસ મોરિસન હતી, જે એ કામમાં નવીજ હોય એવું દિસ્તું હતું, કેમજે મોટાં ભારી મેઢાં, જે ઉન કાપનારને ઘણી વેળા લાતો મારેછે, તેઓ તેણીને અતિ મેહનત આપતાં હતાં. એ સ્રીઓને મેઢાંઓને પોતાનાં ગુડાણની વચ્ચે પકડી રાખવાં પડેછે, જે કામ ઘણું મુશ્કેલ છે. ભીંતની બાજુએ બીજી ચાર સ્રીઓ બેઠી હતી તેઓ પણ એજ પ્રમાણે મેંઢાંને લઇ તેમનું ઉન કાતરતી હતી. ઉન કાપ્યા પછી બધાં

મેંઢાંઓ પર કાંઇ નિસાની કરવામાં આવતી તેમજ વળી ઉન કાપવાની અગાઉ કેટલાંકનાં તો સીંગડાંના થોડાક કટકા વેહ-રી કાઢવા પડતા કે તે વળેલાં હોવાને લીધે વધતાં વધતાં માસમાં પેસી જાય નહીં. એ સંઘો દેખાવ ચિત્રસમાન હતો, અને મેંઢાંનાં શરિરપરથી ઉન કપાઇને એક ઢગળાની પેઠે નીચે પડતું હતું તે ઘણું વિચિત્ર દિસ્તું હતું.

# શાહાજાદી લુઇઝનો માર્કવિસ ઑફ લૉર્ન સાથે વેસવાળ થવા વિષે.

૩૭ અકટોબર ૧૮૭૦.

બાલમોરલ,
૩૭ અકટોબર ૧૮૭૦.

આજનો દિવસ નોધી રાખવા જોગ હતો. આજ અમારી વ્હાલી લુઇઝનો લૉર્ડ લૉર્ન સાથે વેસવાળ થયો. એઓ ગ્લૅસૅલ્ટ શીઅલથી ધુ સરોવર તરફ ફરવા જતાં હતાં તે વેળા આ ખુશાલીભર્યો બનાવ બન્યો હતો. જેની એલી, લૉર્ડ ચૅનસેલર, (લૉર્ડ હૈધર્લી) અને લૉર્ન સંગાથે લુઇઝ તે તરફ ફરવા ગઇ હતી, અને હું બીએટ્રિસ તથા ઑનરેબ્લ મિસિસ પૉનસૉન્બીને લઇ બૅલલેટરથી બે માઇલને છેટે ડી નદીને દક્ષિણ કિનારે પાનાનીકનો કુવો છે તે તરફ ફરવા ગઇ હતી, જ્યાં અગાઉ ઘણાંક વર્ષ ઉપર હું જઇ આવી હતી. ત્યાંની ટેકરીઓપર જે સંખ્યાબંધ ઝાડો અગાઉ હતાં તે સઘળાં આજ મેં કાપી નાખેલાં દિઠાં તેથી મને ઘણો ખેદ થયો. અમે ત્યાં ઉતર્યાં અને તે કુવાનું પાણી, જેમાં લોઢાંનો ઘણો ભાગ ભેળાયલો છે, તે થોડું ચાખી જોયું. એ પછી ત્યાં નહાવા સારૂ એક જગ્યા કીધેલીછે તે તથા મુસાફરોને ઉતારો આપવાનુ એક વિચિત્ર નાનું ઘર જેમાં સાદી હબે પણ

સ્વચ્છ રીતે બધી ગોઠવણો કીધેલીછે તે અમે જોયું. અગાઉ એ ઘરમાં બ્રાઉન એક વર્ષ સુધી નોકર રહ્યો હતો. તે કહેછે જે તે વેળા ત્યાં સંખ્યાબંધ ઘોડા અને બકરાં હતાં અને મુસાફરો પણ ત્યાં ઝાઝા આવી ઉતરતા.

ગઇ કાલના અને પરમના દિવસોની માફકજ આજે પણ આકાશમાં એકે વાદળું દિસ્તું ન હતું. અમે સાત વાગે ઘર આવી પહોંચ્યાં ત્યારપછી થોડી વારે લુઇઝ ઘરમાં આવી અને તેણે મને કહ્યું જે લૉર્ને તેણીને પોતાનો પ્યાર જાહેર કીધો હતો અને તેણીએ તેનો હાથ કબુલ રાખ્યો હતો, કેમજે તે જાણતી હતી જે મને એ વાત પસંદ પડશે. જોકે આ સૂભ પ્રસંગ બનશે એવી મને અગાઉથીજ વકી હતી તોપણ હવે તે મને મુકીને દૂર જશે એ વિચારથી હું ઘણી દલગીર થઇ. તોએ મેં તેણીને મારી મંજુરીઆત જાહેર કીધી અને તેને આશીર્વાદ દીધા કે તે સુખી થાય.

# સ્પેટ નદી—૧૮૭૨.

મંગળવાર, ૧૧મી જુન ૧૮૭૨.

ચાર વાગ્યા પછી બ્રાઉન આવી કહેવા લાગ્યો જે તે નદી કાંઠે જઇ આવ્યો હતો કારણકે કોઇનું એક બાળક પાણીમાં પડી ગયું હતું અને ગામનાં સંધા લોક તેને બહાર કાઢવાની તજવીજ કરવામાં રોકાયલા હતા, પણ તે તો એટલા વખતમાં ડુબી પણ મુવું હશે. એ સાંભળી મને ઘણું દુઃખ લાગ્યું. એ કોઇ રૅટ્રે નામના પૂરૂષનું બાળક હતું જે કેન ક્રેગ નામના ખડક આગળ રહેછે. આસરે પાંચ વાગે બીએટ્રિસ અને જેની ચએલીને લઇ વૅગનેટમાં બેસી હું નદીના ઉત્તર કાંઠા તરફ ફરવા ગઇ. ટાઇનબૅંકથી થોડે છેટે અમે ગાડી ઉભી રખાવી અને બધાં લોકને નદીને કાંઠે આમથી તેમ દોડતાં જોયાં. કોઇ બે સ્ત્રીઓએ અમને કહ્યું જે એક નહીં પણ બે બાળકો, અને વળી બન્ને ભાઇઓજ (કેવો દુઃખદાયક બનાવ!) નદીમાં પડયાં હતાં, અને જોકે નાના ભાઇને બહાર કાઢવામાં આવ્યો હતો તોપણ મોટો તો હજી પાણીમાંજ હતો. લોક ચોબાંજુએ ફરી તેની ખોળ કરતાં હતાં: અમે ત્યાં ઉભાં હતાં તેટલાં તેમની બુઢી બપાઇ જેનું નામ કેટનેક છે અને જે સ્કટર હોલ નામે જગ્યાએ રહેછે તે ઘણાજ ગભરાટમાં ત્યાં દોડતી આવી. અમે ગાડી થોડી આગળ હંકાવી પાછી ફેરવી. લોકોનાં કહેવા પરથી અમે

જાણ્યું જે તે બન્ને છોકરાઓ—જેમાંનો વડો અગીયાર વર્ષનો અને નાનો ત્રણ વર્ષનો હતો—તેઓ મોનાલટ્રી નામે જે નાળું મિસિસ પેટરસનની દુકાન નીચેથી થઇ એક નાના પુળની હેઠળથી ડી નદીમાં વહેછે, તેની આગળ રમતા હતા. એ નાળામાં હંમેશ થોડું પાણી રહેછે અને તે ઘણું ધીમું ધીમું વહેછે, પણ આ વેળા ડી નદીમાં પાણીનું જોર ઘણું વધવાથી તેમાં પણ પાણી ઘણું ચઢયું હતું, અને તેવામાં એ બે બાળકોમાંનો વડો ભાઇ પાણીમાંથી માછલી પકડવા ગયો હતો તેટલાં નાનો જે પાસેજ રમતો હતો તે માંહે પડી ગયો અને તરતજ, તેને બચાવવાના વિચારથી તેના વડા ભાઇએ નાળાંમાં ઝુકાવ્યું. એ જોઇ એબરક્રોમ્બીનાં બાળકો જેઓ તેમની સાથે રમતાં હતાં તેઓએ ચીસો પાડી અને તે જોકે લોકોને સંભળાઇ તોપણ તેમની મદદે કોઇ આવી પુગે તેટલાં તો પાણીનો પ્રવાહ જોશમાં ડી નદી તરફ વહેતો હોવાથી તે બન્ને બાળકો તેમાં ઘસડાઇ ગયાં. ઘણોજ ભયંકાર બનાવ! ઘર તરફ પાછાં ફરતાં મેં સાંભળ્યું જે તેમની બિચારી મા તે વેળા ઘરમાં ન હતી, પણ તેણીની પોતાની મા જે મરણ કાંઠે આવેલી હતી, તેની આગળ ગઇ હતી, અને તે ત્યાં જવાની હતી માટે ખામખા મોટા છોકરાને નિશાળેથી ઘરમાં રાખી ગઇ હતી જે નાનાને સંભાળે.

ઘર જતાં જતાં અમે મિસિસ ગ્રેન્ટનાં ઘર આગળ થોભી માંહે જઈ ચાહ પીધી, અને પછી નદીને કાંઠેથી પ્યાદાં અમારાં મકાન તરફ ચાલ્યાં. રસ્તામાં મેં સાંભળ્યું જે

હજી તે છોકરાનો કાંઈ પત્તો મળ્યો ન હતો અને તેની ખોળ કરવા હોડીમાં બેસી નિકળેલાં માણસો પણ નિષ્ફળ થઇ પાછાં ફર્યાં હતાં. આગળ ચાલતાં અમારા મેહેલની પડોસમાં અમે કેટલાંક માણસોને લાંબી લાકડીઓ લઈ ખડકોની વચ્ચે અને કિનારાની કોરે તે બાળકને સોધતાં જોયાં. એ માણસોમાં બિચારો તેનો પિતા પણ હતો જે એટલો રડતો હતો અને એવી આતુરતાથી પોતાનાં ગરીબ બાળકની લાસ સોધતો હતો જે તેને જોઈ મને ભારે દલગીરી લાગી અને દયા ઉપજી.

બુધવાર, ૧૨મી જુન.

આજે હું ગાડીમાં બેસી મિસિસ વિલ્યમ બ્રાઉનનાં ઘર આગળ જઈ તેણીને ચેતવણી આપી આવી જે વ્હાલા નાના આલબર્ટને* એકલો રમવા જવા ન દેવો, અને નાળાંની નજદીક પણ જવા દેવો નહીં, કેમજે ત્યાં જવામાં શું જોખમ હતો તે તો તે જાણતી હતી. તેણે મને જણાવ્યું જે તેનો પતિ વિલ્યમ સવારે ત્રણ વાગેનો ઉઠી પેલાં બાળકની સોધમાં ગયો હતો. કેટલાંક લોક સોધતાં સોધતાં છેક એબરગેલ્ડી સૂધી અને ગૅર્નોક સૂધી ગયાં હતાં, અને કેટલાંકો સવારથી ઉઠી અમારા કિલ્લા નીચે નદીનો જે ભાગ આવેલોછે તેમાં પણ સોધ ચલાવતાં હતાં.

સાંજ સૂધી તે બાળક મળવાની અમને ખબર મળી નહીં. કાલે સવારે ગામનાં સંધાં લોક તેની ખોળ કરવા જવા ધારેછે.

મહારાંણીનો ધર્મપુત્ર. ભા. ૬.

ગુરૂવાર, ૧૩મી જુન.

સાડા દશ વાગે બીએટ્રિસ તથા જેની એલીને લઈ હું વૅગનેટમાં બેસી ફરવા નિકળી. મિસિસ પેટરસનની નાની દુકાનપરથી થઈ થોડુંક આગળ જવા પછી જમણીમેર ગાડી વળાવી અમે લાકડાંવાળાનાં નાનાં ઝુપડાંની પછવાડે થઇ એ-બરક્રોમ્બી (અરણ્યરક્ષક) નાં ઘર આગળ આવી ત્યાં ગાડી માંથી ઉતર્યાં અને પેલાં ડુબી મુએલાં બાળકોના બાપનાં ઘર સૂધી પગે ચાલતાં ગયા. એ ઘર નોઅરડી ખડકની તલેટીમાં તોપણ ઘણી સુંદર ઉંચી જગ્યાએ આવેલું છે, અને ત્યાંથી નેગર સરોવરનો ઘણો સારો દેખાવ દિસેછે. પહેલાં તો બ્રાઉન માંહે દાખલ થયો તેને પેલાં ઘરડાં મોટાંમાએ આવકાર દીધો, પછી અમે માંહે ગયાં ત્યારે રસોડાંમાં એક ટેબલ ઉપર પેલાં બિચારાં નાનાં બાળકને મુકેલું અમે જોયું. તેઓએ ચાદર ઉઘાડી અમને તે નિર્દોષ નાનાં ત્રણ વર્ષનાં બાળકનું મોં દેખાડ્યું. તે એક સુંદર અને અંગે ભરેલું બાળક હતું અને જાણે ભર ઉંઘમાંજ માત્ર પડ્યું હોય એવું દિસ્તું હતું. તેના મુખડાંપર હજી પણ ગુલાબી રંગ હતો અને તેને કોઇ ઠેકાણે એક ઘસોએ લાગેલો દિસ્તો ન હતો. તેને દફનાવવાનાં કપડાં પેહેરાવેલાં હતાં અને તેના બન્ને નાના હાથ સાથે જોડેલા હતા. ખચીત તે દેખાવ મનપર ઘણી અસર કરે એવો હતો. મેં બીએટ્રિસને પણ તે જોવા દીધો અને હું લગાર ખુશી થઈ જે પેહેલ વેહેલી તેણે જે લાસ દિઠી તે એવા એક શાંત અને ખુશ ચેહેરેનાં બાળકની હતી.

એ પછી તેની બિચારી મા તે ઓરડામાં આવી. તે ઘણી ગંભીર અને શાંત દિસ્તી હતી, અને જ્યારે તેણીનો હાથ મારા હાથમાં લઇ તેનાપર પડેલાં ખરેખર ભારે આફતથી મને કેટલી બધી દલગીરી લાગતી હતી તે મેં તેણીને જણાવ્યું ત્યારે પેહેલાં તો તે રડી પડી, પણ તરતજ રડવું દાબી દઇ બોલી–"અમને એ દુ:ખ ખમવાની કોશેશ કરવી જોઇએ, અને સર્વ શક્તિમાન ઇશ્વરપર ભરૂશો રાખવો જોઇએ." ખરેખર ઇશ્વર ઉપર ભરૂશો રાખવાનો અને દુ:ખની વેળા આ રીતે સબુરી પકડવાનો આ પહાડી લોકમાં જે ગુણ છે તે જોઇ આપણને અછો ધડો મળેછે.

આ મરનાર બાળકનું નામ સૅન્ડી હતું. તેની મા એક અંગે પાતળી, ફીકા ચેહેરાની, તથા જરા સામળા રંગની ઘણી ભલી અને આબરૂદાર સ્રીછે. તેની બુઢી સાસુએ અમને કહ્યું જે તે દહાડે બચ્ચાંઓને મુકી પોતાની મા આગળ જવાની તેની મુદ્દલે મરજી ન હતી પણ તેના પતિના કેહેવાથીજ તે ગઇ હતી. હવે તેનો એક છોકરો અને બે છોકરી મળી ત્રણજ બાળક રહ્યાં છે, કેમજે તેના સર્વથી વડા અને સર્વથી નાના છોકરાઓને દેવાજ્ઞા થઇ હતી. હું ત્યાં હતી તે વેળા તે બિચારાં છોકરાં નાળાંને કિનારે, પણ જરા ઉંચે રસ્તા ઉપર, એક નાનો પુલ છે ત્યાં રમવા ગયાં હતાં. એ લોકને ઘરથી વિદાય થતી વેળા મેં તે બિચારી સ્રીને કાંઇક પૈસા આપ્યા જેથી તે મારી ઘણી આભારી થઇ અને મને આશિષ દીધા.

એ ઘર તરફથી પગે ચાલતાં ઉતરી અમે ગાડીમાં જઇ બેઠાં અને અમારાં મકાન ભણી જતાં તબેલા આગળ ગાડીમાંથી પાછાં ઉતરી નદી કાંઠે ચાલવા માંડયાં. એ વેળા નદીને બન્ને કાંઠે ગામડાંનાં સર્વ લોક એકઠાં થયાં હતાં, તથા ચાર પૂરૂષો એક હોડીમાં બેઠા હતા, (જેમાં જેમી બ્રાઉન અને ડોનલ્ડ સ્ટુઅર્ટ પણ હતા) અને સર્વ લોક હાથમાં લાંબી લાંબી લાકડીઓ લઇ નદી કિનારે આમથી તેમ ફેરા ખાઇ દરેક પત્થરની નીચે ખોળ કરતાં હતાં. તેઓ નદીને છેક છેડે સૂધી જઇ આવ્યાં પણ તે બાપડાં બાળકની કાંઇ નિશાન મળી નહીં. એક વાગ્યા સૂધી મેં પણ ત્યાંજ બેસી તેમની હીલચાલ તપાસ્યા કીધી, કારણકે એ દુખદાયક દેખાવ આગળથી દૂર જવાનો મારો જીવ ચાલ્યો નહીં. એ બિચારાં બાળકનો બાપ નદીની આ પારે અમારી નજદીક હતો, અને પેલી પારે બીજાઓ ભેગો વિલ્યમ બ્રાઉન પણ હતો. હું થોડી વાર લેડી એલીની સાથે કિનારા પર બેસી રહી, (બીએટ્રિસ જરા વહેલી ઘર ગઇ હતી) અને ગ્રેન્ટ અને બ્રાઉન મારી હજૂરમાં ઉભા રહ્યા. સોધતાં સોધતાં તેઓ અહિં એક ઉંડો ખાડો છે ત્યાં આવ્યા ત્યારે તેઓએ એક લાકડીને લાલ કપડાંનો કકડો બાંધી તે લાકડી પાણી ઉપર ધરી જે પાણીનું તલિયું તેમને બરાબર દેખાય, પણ સઘળું વ્યર્થ. નદીનું પાણી જરા ઉતરી ગયું હતું તોપણ તે ઘણું ઉંડું હતું. એજ ખાડામાં બાંવીસ વર્ષની વાત ઉપર અમારી સાથનો એક માણસ સામન માછલીનો શિકાર કરવા ગયો હતો તે પડી જતાં સેહેજમાં બચી ગયો હતો.

સાંજે ચાર વાગે મારી નાની એક ટટ્ટુની ગાડી જોડાવી જેની એલીને લઈ હું થોડે છેટે ફરી પાંચ વાગે પાછી આવી. રસ્તામાં મી. લુબન (અહિંની નિશાળનાં શિક્ષક) અમને મળ્યા તેમની સાથે થોડી વાર મેં વાત કીધી. તેમના કહેવા પ્રમાણે પેલો બિચારો વડો છોકરો જેમી ઘણો ભલો અને ચાલાક હતો. સર્વ લોકને તે બાળકોને માટે ઘણું લાગેછે અને સર્વ તેમનાં માબાપ ઉપર મમતા દખાડેછે. ખરેખર એ જોઇ અમે ઘણાં ખુશી થયાં જે આખાં ગાંમનાં લોક સવારથી સાંજ સુધી એટલો બધો શ્રમ લઇ તે બાળકને તેનાં મા બાપને સોધી આપવાની તજવીજ કરતાં હતાં, જોકે આ લાંબા દિવસોમાં મેહનત કરતાં તેઓ બહુ થાકી જતાં હશે.

રાતે અમે જમવા બેઠાં હતાં ત્યારે ટેલિગ્રાફની મારફતે અમને ખબર મળી જે તે બિચારાં બાળકની લાસ બૅલલેટર ની નીચે આવેલા પાનાનીક કુવાઓની સાંમેના એક બેટ ઉપરથી, મળી આવી હતી અને તેને અહિં લાવવાની તજવીજ થતી હતી.

શનીવાર, ૧૫મી જુન.

બપોરે ભોજન કીધા પછી પોણા ત્રણ વાગે બન્ને છોકરીઓને લઇ હું ગાડીમાં ફરવા નિકળી. અમે અમારા બગીચાના પશ્ચિમ દરવાજા આગળ આવ્યાં ત્યારે દૂરથી અમને તે બન્ને બાળકોની પાયદસ્ત પૂર ગંભીરાઇથી આવતી નજરે પડી. એ ઉપરથી અમે ગાડી પાછી વળાવી પુલ મુકી

જરા આગળ ગયાં, પણ તેટલાં પાયદસ્ત ઘણી પાસે આવેછે એવું જોઇ ગાડી પાછી ફેરવાવી પુલની પાસે ઉભી રખાવી કે તેને પસાર થતાં જોઇએ. પાયદસ્તે જનાર મારા ધારવા પ્રમાંણે આસરે ત્રીસેક માણસો હશે, જેમાં તે બાળકોનો બીચારો બાપ, જેમી અને વિલિ બ્રાઉન, ફ્રેન્સિનો ભાઇ, એલિક લીઝ, ખેડુત પેટરસન, વગેરે હતા. બન્ને નાની પેટીઓને સફેદ કપડું લગાડેલું હતું અને તે બાળકોનો બાપડો પિતા તેમાંની એકની આગળ આગળ ચાલતો હતો. એ દેખાવ ઘણોજ દુઃખ ઉપજાવે એવો હતો. સર્વની પછવાડે ડૉકટર ટેલર એક બીજા ગૃહસ્થની સાથે ચાલતા હતા. એઓ કદાચ છેવટની પ્રાર્થણા કરવા સારૂ એ લોકને ઘર ગયા હશે કારણકે સ્કૉટ-લન્ડમાં પ્રૉટેસ્ટન્ટ ધર્મ પાળનાર એક સિવાય સઘળા પંથો મરણ પાંમેલાંની જે ક્રિયા કરવી હોયછે તે ઘરમાંજ કરેછે, સમસાન આગળ જઇ કાંઇ પણ પ્રાર્થણા વગેરે તેઓ કરતા નથી.* જ્યાંસૂધી આ શોકકારક સરઘસ અમને દેખાયા કીધું ત્યાંસૂધી અમે ત્યાં ઉભા રહી તે જોયું, અને પછી ઘર તરફ ગાડી લેવાડી.

* હાલ (૧૮૮૩ માં) આ ચાલ બદલાયોછે અને હવે તો કબર આગળ જઇને પણ પ્રાર્થણા કરવામાં આવેછે.

# હોલિરૂડના મેહેલ અને એડિનબરો શેહેરની મુલાકાત.

મંગળવાર, ૧૩મી આગસ્ટ.

સાંજે ૭ વાગે હું અમારાં પ્રિતીકર મકાન ઑસ્બૉર્ન*થી નિકળી. મારી સાથે લીઓપૉલ્ડ અને બીએટ્રિસ, તેમજ મેરી લેનીનજન, ડચેસ ઑફ રૉક્સબર્ગ, ફ્લૅારા મૅકડૉનલ્ડ, કર્નલો પૉનસૉન્બી અને ડી રૉસ, મી. કોલિન્સ અને ફ્રૉલીન બાઅર એટલાં હતાં. એ વેળા ગરમી ઘણી પડતી હતી. અમારાં બધાં સેહેલ કરવાનાં વ્હાણો બંદરમાં સફ સમારી ઉભાં હતાં તે દેખાવ ઘણો સુંદર લાગતો હતો. ગૉસપૉર્ટ બંદરે જવા પછી અમને ત્યાં દશેક મિનિટ થોબવું પડ્યું કેમજે જોઇએ તે કરતાં વેહેલાં અમે ત્યાં આવી પહોંચ્યાં હતાં. અહિં કિનારે ઉતરી પ્રિય મેરી લેનીનજન જે આવતી કાલે જર્મની જનાર છે, તે અમને ભેટી અમારેથી છુટી પડી, અને અમે અમારી હંમેશની વાપરવાની મોટી આગગાડીઓમાં બેસી ઉપડી ગયાં. એ ગાડીઓ ખચિત ઘણી સગવડભરી અને સારી છે.

રાત ઘણી રળિઆમણી હતી. સર ડબ્લ્યું જેનર અમને બેસીંગસ્ટોક આગળ આવી મળ્યા. સાડા દશ વાગે કાંઇક

* ઇંગ્લન્ડની દક્ષિણે આવેલાં વાઇટ નામનાં ટાપુ મધેનો મહારાણીનો મેહેલ. ભા. ક.

મોંમાં નાખવા અમે જૅનબરી શેહેર આગળ થોભ્યાં, અને બાર વાગવાની અગાઉ સુઇ ગયાં.

બુધવાર, ૧૪મી આગસ્ટ.

મને આખી રાત્ર ઘણી સારી ઉંઘ આવી હતી અને આઠ વાગવા અગાઉ તો હું ઉઠીને કપડાં વગેરે પેહેરી રહી હતી. એટલી વારમાં અમે મેલરોઝ શેહેર મુકી આગળ નિકળી ગયાં હતાં પણ એ વેળા ધુમસ એટલો હતો અને હવા એટલી ઘટ થઇ ગઇ હતી જે અમને આસપાસની કશી ચીજો દિસ્તી ન હતી. છેલ્લું સ્ટેશન ફાઉન્ટન હૉલ, જેની પાસે કોઇ ગામડું કે શેહેર આવેલું નથી, તેની આગળ અમે થોભ્યાં ત્યારે બીયાંના મોટા વેપારી ઘરડા મી. લૉસન, જેઓ અગાઉ એડિનબરો શેહેરના કોટવાળ હતા, તેઓ અમારી ગાડી આગળ આવ્યા અને કેટલીક નાની બાળકીઓએ આવી બુચી (બીએટ્રિસ, જેને હજી અમે બુચીજ કહીએ છીએ તે) ને એક ફુલનો તુરો ભેટ આપ્યો. પૉર્ટોબેલો મુકવા પછી થોડીક મિનિટે અમે એડિનબરો શેહેરની બાહારનાં અમારાં ખાનગી સ્ટેશનપર ઉતર્યાં. એજ સ્ટેશનપર અગીયાર વર્ષ સુધી પરમપ્રિય આલબર્ટ સાથે હું દર વર્ષ ઉતરતી હતી અને તે તેમની સંગાથે ચાર વર્ષપર છેલ્લું છોડી જવા પછી આજે પેહેલીજ વાર હું ત્યાં આવી હતી. આટલી મુદત પછી જોતાં પણ તે તો મને જેવું ને તેવુંજ જણાયું, પણ અફસોસ! મારી હાલતમાં એટલા વખતમાં કેટલો બધો ફેરફાર થઇ ગયોછે!

સ્કૉટલન્ડ દેશ માંહેલાં લશ્કરના સેનાપતી જનરલ સર જે. ડગલસ, તથા શેહેરના વડા કોટવાળ અને બીજા સરકારી અમલદારો, અમને આવકાર દેવા સ્ટેશન ઉપર હાજર હતા. આગગાડીમાંથી ઉતરી હું મારી ગાડીમાં બેઠી અને મારી સાથે મારાં બન્ને છોકરાં અને ડચેસ ઑફ રૉક્સબર્ગ બેઠાં.

આજ સવારથી આકાશ ઘેરાએલું હતું, સૂર્ય પ્રકાશતો ન હતો, અને હવા ભીણી હતી તોએ ઘણાં લોકો અમને આવકાર દેવા બહાર નિકળ્યાં હતાં. તેમની ઉલટ અને ખુશાલી જોઇ મને આગલા દિવસોની દુઃખભરી યાદ પાછી આવી. સ્કૉટસ ગ્રેઝ નામની ઘોડેસ્વાર પલટણની એક ટુકડી અમારી સાથે ચાલતી હતી. થોડી વારમાં હોલિરૂડના જુના અને ઉદાશ દેખાવના, પણ ઇતિહાસમાં પ્રખ્યાત થયલા મેહેલનાં બારણાં આગળ અમારી ગાડી જઇ ઉભી રહી. મેહેલના ચોકમાં ૯૩મી હાયલૅન્ડર પલટનની એક ટુકડી વાજાં સહીત અમારાં માનને ખાતર ઉભી રાખી હતી. ગાડીમાંથી ઉતરી દાદરો ચઢી અમે ઉપર ગયાં અને જે બે મોટા પણ લગાર અંધારા ઓરડા અમે આગળ અહિં આવતાં હતાં ત્યારે વાપરતાં હતાં તેમાંથી થઇ, કેટલીક ચાલો પસાર કરી, એક બીજો ઉભો દાદર ચઢી આરગાઇલ રૂમ્સ નામે જે ઓરડા છે ત્યાં અમે આવ્યાં. એ ઓરડા મારે માટે આરાસ્તે કરેલા છે. તેની ભીંતોને ઘણાં સુંદર કાગળ લગાડેલાં છે, બારી બારણાંને શોભિતા છીંટના પડદા જડેલા છે, અને જમીન ઉપર શોભિતા ગાલીચા બીછાવેલા છે. એ સંધુ લુઇઝે પોતાની દેખ-

રેખ હેઠલ કરાવ્યું છે. બધા ઓરડા એક હારે આવેલા છે. એક નાકેથી શરૂ કરતાં પેહેલાં જમવાનો ઓરડો છે (જે કાંઈ ઘણો મનપસંદ નથી,) પછી મારો બેસવાનો ઓરડો આવેછે, જે સર્વથી સરસ મોટો અને દિલને આનંદ પમાડે એવો છે અને જેમાં ઘણા ખુલ્લા રંગનાં કાગળ જડેલાં છે. તેની પાસે મારો સુવાનો ઓરડો છે જે જોઈએ તે કરતાં ઘણો મોટો છે. તેમાંથી થઇ પોષાક પેહેરવાના ઓરડામાં જવાય છે. એ બધા ઓરડાઓમાં એકેકની માંહેથી જવાય એવું છે અને જમવાના ઓરડા સિવાય દરેકમાં એકજ તરાંહની સુંદર છીંટના પદડા અને શોભિતા ગાળીચા (સફેદ ભોંયપર લાલ ભીરાન્યમની ભાતના) છે. એક નાની ચાલ પસાર કરી સાંમેની હારે જતાં અમારા હજુરીનો, અમારાં વસ્ત્ર વગેરે રાખનાર દાસીનો, કપડાં વગરે સામાન રાખવાનો, ઇત્યાદી ઓરડાઓછે.

અહિં આવવા પછી થોડી વારે અમે જમવાના ઓરડામાં જઈ નાસ્તો કીધો. અમે અગાઉ જે ઓરડા વાપરતાં હતાં તેઓનેજ માથે હાલના અમારા ઓરડા આવેલા હોવાથી તે-ઓમાંથી પણ અગાઉનાજ જેવો બહારનો દેખાવ અમે નિ-રખી શકયે છીએ.

થોડી વારમાં ઉઘાડ થયો, અને જોકે ધુમસ હતો તોપણ સૂર્ય પુર તેજમાં પ્રકાશી નિકળ્યો હતો એવું જોઇ મેં બાગમાં ફરવા જવાનો વિચાર કીધો. બહાર જતી વેળા અગાઉ અમે જે ઓરડા વાપરતાં હતાં તેમાંથી હું પસાર થઇ, જે ઉજડ પડેલા જોઈ મને દલગીરી લાગી. તે બધા ઉંઘાડા મુ-

કેલા હતા અને તેઓ માંહેલો કેટલોક સરસામન બીજે ઠેકાણે લઈ જવામાં આવ્યો હતો. અમારો આગલો અંધારો જેવો સુવાનો ઓરડો જેની દેવાળપર જડેલાં કપડાંના ભરતકામનો રંગ ફિક્કો થઈ ગયો હતો તે, તથા તે માહેલું લીલા રંગનુ રેશમી બિછાનું, અને જે કંગાલ નાના પેટી જેવા ઓરડામાં હું સુવાની અગાઉ કપડાં વગેરે બદલતી હતી, તે સર્વ જોઇ મારી આગલી ઘણી યાદદાસ્તો તાજી થઇ. મોટાં ચિત્રો રાખવાનાં દિવાનખાનાંમાંથી થઇ એક નાની સીહડી ઉતરી હું બાગમાં ગઇ, જ્યાં મને બીએટ્રિસ મળી, અને તેની સાથે હું થોડી-વાર બાગમાં ફરી. એ બાગમાં હાલ કાંઇક સુધારો થયલો નજરે પડેછે પણ તે ચો બાજુએથી ખુલ્લો છે, અને તેની જે બાજુએ જાહેર રસ્તો આવેલો છે ત્યાંથી તો તે જતાં આવતાં સર્વ લોકની નજરે પડેછે જેથી માંહે ફરતાં લોકનો મલાહેજો જળવાતો નથી.

અહિંનાં શોભિતાં અસલવારાનાં દેવળમાં ફરી તેમાંની સુંદર બારી તથા કબરોના પત્થરો વગેરે જોઇ અમે મેહેલ તરફ પાછાં ફર્યાં. પછી અહિંનો રખેવાળ એન્ડરસન જે ચાલાક અને સમજુ માણસછે તે બીએટ્રિસને તથા મને રાણી મેરીના* ઓરડા દેખાડવા લઇ ગયો. (બ્રાઉન પણ અ-

* એ રાણીએ ૧૫૬૧થી ૧૫૬૮ સુધી સ્કૉટલન્ડ દેશ ઉપર રાજ કર્યું હતું. તે ફ્રાંન્સની રાજગાદીના વારેસ સાથે પરણેલી હતી જેથી તે ફ્રાંન્સની પણ રાણી થનાર હતી. તેણે એથી ન ધરાતાં તેણે ઇંગ્લન્ડની ગાદી ઉપર દાવો કીધો, જેથી રાણી એલિઝાબેથ

મારી સાથે હતો અને તેને એ સઘળુ ઘણું જોવાજોગ લાગતું હતું.) પેહેલાં તો અમે હૅમિલટન નામના ઓરડાઓમાં ગયાં, (જે લૉર્ડ ડાર્નલી† વાપરતો હતો) અને ત્યાંના અસલી દાદર ઉપરથી થઇ રાણી મેરીનો જે ખાનગી ઓરડો હતો તેમાં ગયાં. લૉર્ડ ડાર્નલીના ઓરડાઓમાં દિવાલે જડેલું ભરતકામનું કપડું ઘણું સુંદર છે તેમજ ત્યાં બાદશાહી ખાનદાનનાં સ્ત્રી પુરૂષોના અને ડ્યુક અને ડચેસ ઑફ હૅમિલટનનાં ચિત્રો છે તે ઘણાં

જે તે વેળા ઇંગ્લન્ડની રાણી હતી તે તેના ઉપર શકની નજરથી જોવા અને તેની તરફ વેરભાવ ધરાવવા લાગી. એવાંમાં રાણી મેરીના પતિ મરણ પામવાથી તે બાપડી ઓગણીસ વર્ષની કુમળી વયે વિધવા થઈ ફ્રાંન્સથી પાછી સ્કૉટલન્ડ આવી, અને સાત વર્ષ સુધી તે દેશમાં રહી તેણે ત્યાં રાજ કીધું. પણ તેટલો વખત તે સુખે રહી નહીં. તેની ખાનગી વર્તણૂંક પ્રજાને પસંદ ન હોવાથી તેનાપર ઘણાંક વિઘ્નો પડ્યાં. આખરે પોતાના અમીર ઉમરાવોનો દોર ન ખમાવાથી રાણી એલિઝાબેથ આગળ તેમની ફર્યાદ કરવા અને તેની પનાહ માંગવા તે ઇંગલંન્ડ ગઇ. એલિઝાબેથ જે તેની તરફ વેરભાવ ધરાવતી હતી તેણે તરત તેનું પકડાવી કેદ નખાવી અને અઢાર વર્ષ સૂધી તે બિચારી કેદખાનાંમાં ઝુર્યા કીધી. પાછળથી એલિઝાબેથને ગાદી ઉપરથી ઉઠાડી પોતે બેસવાની કોશેશ કરવાનો વાંક તેનાં ઉપર મુકી ઇંગ્લન્ડની સરકારે તેને ગરદન મરાવી.

ભા. ક.

† એ ઉમરાવ સાથે રાણી મેરીએ પૂનરલગન કર્યાં હતાં. ભા. ક.

જોવાલાયક છે. એ વગેરે બીજાંબી કેટલાંક અજબતરાંહનાં ચિત્રો એ ઓરડાઓમાં અમે દિઠાં.

ત્યાર બાદ રાણી મેરીનો સુવાનો ઓરડો જે બુરૂજ ઉપર છે તે ઉપર જવાનો છુપો દાદર અમે જોયો, અને એક જુનો અંધારો અને વળાણો લેતો દાદર જેને મથાળે બિચારા રીઝીઓને* મારી નાખવામાં આવ્યો હતો તે ઉપર પણ અમે ચઢયાં. કહેછે કે તેનાં લોહીના ડાઘ હજી એ દાદરપર રહેલાછે. અહિંથી અમે દરબાર ભરવાના ઓરડામાં ગયાં જ્યાંનું ચોરસ પાટીઆંનું છત્ર જે રાણી મેરીના વખતનું બનાવેલુંછે તે જેવુંને તેવું છે. તેની ઉપર રાણી મેરીના તથા તેની માતાનાં નામના પેહેલા અક્ષરો, તેમજ તેણીના ફ્રાંન્સની શાહાજાદી દાખલના તેમજ સ્કૉટલન્ડની રાણી તરીકેના "કોટ ઑફ આર્મસ", અને ડાર્નલીનાં નામના પહેલા અક્ષરો, કોતરેલા છે. એ ઓરડામાં એક પલંગ છે તે ઉપર ચાર્લસ પેહેલો જ્યારે સ્કૉટલન્ડનું તાજ પેહેરવાની ક્રિયા કરવા હોલિરૂડ મેહેલમાં આવ્યો હતો ત્યારે સુતો હતો. પછી અમને બિચારી મેરીનો સુવાનો ઓરડો દેખાડવામાં આવ્યો, જેમાં તેનું જુનું થઇ ગયલું બિછાનું, તેણે રાજા જેમ્સ પહેલાને જન્મ આપ્યો ત્યારે રાણી એલિઝાબેથે તેને સારૂ ભેટ મોકળેલું નાનું પાળણું, અને તેની સીવવા ભરવાનું મુકવાની પેટી, વગેરે અમે જોયું. એ સઘળા ઓરડા-

*એક ઇટેલયન ગવૈયો જેના ઉપર રાણી મેરી ઘણું વ્હાલ રાખતી હતી તે ઉપરથી લૉર્ડ ડાર્નલી અને બીજાઓએ તેનું ખુન કર્યું હતું. ભા. ક.

ઓની દિવાળપર તેમજ જે બે નાના ઓરડા બુરૂજ ઉપરછે તેઓની દિવાળે અસલીવારાનાં ભરતકામનાં કપડાં જડેલાં છે. એમાંનો એક તે પોષાક પેહેરવા વાપરતી હતી અને બીજામાં જે વેળા રીઝીઓનું ખુન થયું તે વેળા તે જમવા બેઠેલી હતી. મેરીના વખતમાં દિવાળોપર જે ભરતકામનાં કપડાં જડેલાં હતાં તેમના નાના કકડા આરસીઓમાં જડી એ ઓરડાઓમાં જાળવી રાખેલા છે.

સાડા પાંચ વાગે બીએટ્રિસ, લીઓપોલ્ડ અને ડચેસ ઑફ રૅાકસબર્ગને લઈ, ચાર ઘોડાની ખુલ્લી લૅન્ડામાં હું ફરવા ગઈ. અમારી સાથના બે ગૃહસ્થો ઘોડે સ્વાર થઇ અમારી ગાડીની સાથે ચાલતા હતા. પેલા ઉંચાં ઉંચાં ઘરોવાળા કેનનગેટ નામના મોહોલ્લામાંથી થઈ નૉકસનું* ઘર અને બીજાં અજબતરાંહના દેખાવનાં અસલી ઘરો જેમાં ઘણાંજ ગરીબ અને કંગાળ લોક રહેછે તે પસાર કરી અમે બૅંક સ્રીટમાં દાખલ થયાં, અને ત્યાંથી પુર્વ તરફ વળાણ લઈ પ્રિન્સેસ સ્રીટમાં પેઠાં, જેની એક બાજુએ સુંદર દુકાનો હોટેલો વગેરે હોવાથી, તેમજ બીજી બાજુએ સુંદર કિર્તિસ્તંભો અને પુતળાંઓ વગેરેની પછવાડે શેહેરના બાગો અને બીજી ઇમારતો, અને તે સર્વથી ઉપર ત્યાંનો સૌભાયમાન કિલ્લો આવી રહેલો હોવાથી, એ મોહોલ્લાની રચના કાંઈ ઓરતરાંહની લાગતી હતી. એમાંથી નિકળી અમે સેંટ એન્ડ્રુ મોહોલ્લામાં પેઠાં, (જ્યાં

* જૉન નૉકસ પ્રોટેસ્ટન્ટ ધર્મનો એક પ્રખ્યાત હિમાયતી હતો. તે ૧૪૫૨માં મરણ પામ્યો. ભા.૦ક.

લૉર્ડ મેલવિલનું બાવલું મુકેલું છે) અને ત્યાંથી જૉર્જ સ્ટ્રીટ નામના સુંદર પોહોળા મોહોલ્લામાં નિકળ્યાં. એ મોહોલ્લાને નાકે શારલટ સ્કવૅર આવેલો છે, જેમાં મારા પ્રિય પતિનું બાવળું મુકવાનું છે. જે સ્થળ ઉપર તે મુકવાનું છે તે જોવા ખોળવાનું મારૂં મન થયું, પણ સઘળે ઠેકાણે લોકનાં ટોળે ટોળાં એકઠાં થયલાં હોવાને લીધે, અને વળી રસ્તા ઢળાવદાર હોવાથી અમારી ગાડી આસ્તે આસ્તે જતી હતી તેની સાથે દોડવાનું તેમને સેહેલ પડવાથી ગાડીની આસપાસ સંખ્યાબંધ લોક થઈ ગયાં હતાં તેથી, તેમજ વળી ભાડુતી અને બીજી ગાડીઓ અમારી ગાડીની પછવાડે પછવાડેજ દોડ્યા કરતી હતી તેથી તે જોવાનું બની શકશે નહીં એવું ધારી મેં એ વિચાર માંડી વાળ્યો, અને "ડાબી મેર ગાડી ફેરવી, જેમ કરતાં પણ અમને કાંઇક મુશ્કેળી' નડી—એકાદ બે ગાડી તો તે સાથ અઠડી પણ પડી. પછી હોપ સ્ટ્રીટ તથા કિવન્સ ફેરી રોડને માર્ગે અમે આગળ ચાલ્યાં, અને એક ભળતેજ રસ્તે વળાણ લઈ કેટલાક સાંકડા મોહોલ્લા પસાર કરી એક લાંબો કાવો લઈ સાડા સાત વાગે હોલિરૂડના મેહેલમાં આવી પહોંચ્યાં. આજની અમારી સેહેલથી અમે થાકી ગયાં હતાં.

આજ જોકે લોકની ભીડ ઝાઝી હતી તોપણ તેઓ સર્વ તારીફલાયક રીતે વર્ત્યાં હતાં, માત્ર એટલુંજ કે અમારી ગાડીની સાથે સાથે દોડી તેઓ ખુશાલીના પોકાર કરતાં હતાં અને મેં ઉપર કહ્યું તેમ તેમને ગાડીની સાથે દોડવાનું સેહેલ પડયું હતું કેમજે શેહેરના ઘણાક રસ્તા ઢળાવદાર હોવાને લીધે

તે ઉપરથી જતાં અમારા ગાડીવાંન ગાડી અતિઘણી ધીમી કરી નાખતા. ઘણાંક ઘરોને વાવટાઓ વગેરે લગાડેલા હતા પણ બીજો કોઇ રીતનો સણગાર કરેલો હતો નહીં. બધો વખત અમારી સાથના ઘોડેસ્વાર ગૃહસ્થો ગાડીની અડોઅડ રહ્યા હતા જોકે એવી ભીડમાં તેમ કરવું કાંઈ સેહેલું કામ નથી.

ગુરૂવાર, ૧૫મી આગસ્ટ.

આજ સવારે પણ ધુમસ ઘણો હતો. સાડા નવ વાગે અમે નાસ્તો કીધો, જે પછી બીએટ્રિસ અને લીઓપોલ્ડ રોઝલિન દેવળ જોવા ગયાં. સાડા દસ વાગે બાગમાં નિકળી થોડો વખત ત્યાં ફર્યા પછી એક કાંટાનાં ઝાડની નીચે હું અર્ધો કલાક સૂધી બેઠી. એ ઝાડ એક સુંદર લીલોતરીવાળી ઉંચી જગ્યાએ ઉગેલુંછે અને તેની લાંબી લાંબી ડાળીઓ નીચે લટકેછે; આખા બાગમાં એજ એક એવું છાંયડાંવાળું ઝાડ છે કે જેની નીચે બેઠેલાંને આસપાસના રસ્તાપરનાં લોક જોઇ શકતાં નથી. અહિં બેસી મેં એટ્રિક શેફર્ડ નામે કાવ્ય-ગ્રંથમાંથી થોડુંક વાંચ્યું અને સાડા બાર વાગતાં સૂધી કાંઇ લખવાનું હતું તે લખ્યું.

સાંજે સાડા પાંચ વાગે કાલનીજ માફક લીઓપોલ્ડ બીએટ્રિસ તથા ડચેસ ઑફ રૉકસબર્ગની સંગાથે કાલ-વાળાજ બે સ્વારોને લઇ હું એક લાંબી, ઘણી લાંબી, સેહેલ કરી આવી. આ વેળા ત્યાંના સુંદર દેખાવો મનોહર લીલોતરી, અને સોભિતાં વૃક્ષો, ટેકરીઓ, તથા ખીણો તેમજ

દુર આવેલા પેંટલૅન્ડ ડુંગરાઓ વગેરે નજરે પડત તો અમને ઘણી મજાહ મળત, પણ નવેમ્બર માસમાં હોય તેવો ઘાડો ધુમસ પડવાથી તથા આકાશ ઘેરાયલું હોવાથી દુરનું કાંઇજ અમારી દૃષ્ટીએ પડયું નહીં. તેમાં વળી એક વેળા તો વરસાદનું એક ભારે ઝાપટું તુટી પડયું તેથી અમને ઘણોજ કંટાળો આવ્યો. મેહેલમાંથી બહાર નિકળતી વેળા દરવાજા આગળથીજ લોકોનું મોટું ટોળું અમારી ગાડીની આસપાસ ફરી વળ્યું અને રસ્તાનો થોડો ભાગ ચઢાણવાળો છે તે ઉપરથી ગાડી આસ્તે આસ્તે ચાલતી જોઇ લોક—તેમાં મૂખ્ય કરી છોકરાઓ–વળી તેની સાથે સાથે દોડવા લાગ્યાં. અમે લીબર્ટન રોડ ઉપરથી થઇ સ્ટ્રૅટન ગામડું તેમજ લાસ્વેડ નામનું બીજું એક ઘણું ચિત્રસ્માન ગામડું મુકી આગળ વધ્યાં, અને બોલીરિગને માર્ગે લાલ પત્થરના બાંધેલા ડેલહુઝી નામના અસલી કિલ્લા આગળ આવ્યાં, પણ અમે ત્યાં ઉતર્યાં નહીં. ૧૮૪૨માં અમે ડાલકીથમાં રહેતાં હતાં ત્યારે એ કિલ્લામાં ડચેસ ઑફ બકલુ સાથે હું માર્કવિસ ઑફ ડેલહુઝી અને તેમનાં બાનુની મુલાકાતે આવી હતી. આજ વરસાદ પડતો હતો પણ અમે ગાડી બંધ કરાવી નહીં, અને આખરે બંધ કરાવાનો વિચાર કરતાં હતાં તેટલાં તો ઉઘાડ થઇ ગયો. રેલવેનાં એક સુંદર પુલની નીચે થઇ દક્ષિણે ઇસ્ક નદીને કિનારેથી અમે હંકારી ગયાં અને ન્યુબૅટલ ગામ આગળથી પસાર થતાં રાજા જૉર્જ ચોથાની એક વાર ત્યાં આવવાની વકી હતી ત્યારે તેનાં માનને ખાતર એક આરકું બાંધ્યું હતું. તે અમે જોયું, જોકે રાજા વકી

પ્રમાણે ત્યાં આવ્યો ન હતો. પછી અમે ડાલકીથના કસ્બામાં દાખલ થયાં જ્યાં બીજે બધે ઠેકાણે હતાં તેમ સંખ્યાબંધ લોક એકઠાં મળ્યાં હતાં. અમે ડાલકીથના મેહેલના બગીચામાં ગયાં જેમાં ઘણાં સોભિતાં સાયકેમોરનાં વૃક્ષો આવેલાંછે. બગીચામાં થઇ અમે મેહેલ તરફ ગાડી હંકાવી અને બારણાં આગળ ઉતરી માંહે ગયાં કેમજે અમે એ મેહેલમાં ઘણાંક વર્ષોપર રહ્યાં હતાં ત્યારે જે જે ઓરડા વાપરતાં હતાં તે મારાં છોકરાંઓને દેખાડવાની મારી ઘણી મરજી હતી. ત્યાંનાં જે દિવાનખાનામાં મેં દરબાર ભરી હતી તે તથા તેની આગળનો દાદર અને જમવાનો ઓરડો સર્વ મને બરાબર યાદ હતાં. ત્યાંના જે ઓરડા અમે વાપરતાં હતાં તે અમને લઇ જઇ દેખાડવામાં આવ્યા. મારો પલંગ અને મોઢું ધોવાનું વાસણ વટીક હજી ત્યાં જેમનુંતેમ સાચવી રાખેલું છે, પણ બીજા સરસામન વગેરેમાં ઘણો ફેરફાર કરવામાં આવ્યોછે.

છેલાં અમે આ કસ્બામાં ૧૮૫૮ના સપટેમ્બર માસમાં આવ્યાં હતાં. એ કસ્બામાં અને તેની આસપાસનાં ગામડાંઓમાં ખાણ ખોદનારા લોક વસે છે અને તેઓ ઘણાં કંગાલ છે. મેહેલમાંથી જે રસ્તે નિકળ્યાં હતાં તેજ રસ્તે કિવન્સ ડ્રાઇવનો ઢળાવ ઉતરી અમે ઘર ભણી ચાલ્યાં. આ વેળા પણ ઘણી ભીડ થઇ હતી તથા લોક ઘણાં ખુશ મિજાજમાં આવેલાં જણાંતાં હતાં, અને અમોને જોવાને ખાતર નાના છોકરા છોકરીઓ ઢળાવપરથી જાણે. ગબડી આવતાં હોય તેવાં

દિસ્તાં હતાં, તેમજ શેહેરમાંથી પણ સંખ્યાબંધ લોકોને ત્યાં દોડી આવતાં અમે જોયાં.

શુક્રવાર, ૧૬મી આગસ્ટ.

આજ તો આખો દિવસ વરસાદ હતો. સાડા અગીચાર વાગે ફ્લોરા મૅકડૉનલ્ડની સાથે હું ફરવા નિકળી, અને મેહેલના ચોકમાં થઇ પાધરાંજ અમે તબેલાઓ તરફ ગયાં અને તે તથા તેઓને લગતી બીજી જગ્યાઓ જેવીકે ગાડીખાનું, હારનેસ રાખવાનો ઓરડો વગેરે અમે જોયાં. એ પછી મેહલના ચોકીબાનોનો ઓરડો, જે તબેલાની અડોઅડ છે તે જોવા અમે ગયાં. ચોકીબાનોને અગાઉથી હુકમ મળવા મુજબ તેઓ સર્વ બહાર નિકળી અમને માન આપવા માટે ઉભા હતા, પણ તેઓએ અમને જોઇને ઓળખ્યાં નહીં, કેમજે તેઓ જાણતા હતા જે હજી અમને આવતાં વાર હશે. તેમની પછવાડેથી થઇ હું એક ઓરડામાં ગઇ જ્યાં ૯૩મી પલટનનો એક શિપાઇ મને મળ્યો જેના લશ્કરી લેબાશ ઉપર ચાર ચાનો લટકાવેલા હતા. મેં તેને પુછ્યું જે તે કેટલાં વર્ષ થયાં સરકારી નોકરીમાં હતો અને ક્યાંનો રહેવાસી હતો તેના જવાબમાં તેણે જણાવ્યું જે તે પર્થશીઅરનો રહેવાસી હતો અને વીસ વર્ષ થયાં લશ્કરી નોકરીમાં હતો. તે ઓરડામાં બીજા બે પૂરૂષો હતા તેઓ પોતાના ડગલા કાઢી નાખી ખાનું પકાવવામાં રોકાયા હતા. સુવા સારૂ પણ તેઓ એજ ઓરડો વાપરતા હતા. તેઓ સાથ મેં કાંઇ અનર્થક વાતચિત

કીધાનો હેવાલ વર્તમાન પત્રોએ પ્રગટ કર્યોછે, જોકે મેં તેઓ સાથે કાંઇ પણ વાતચિત કીધી ન હતી. ત્યાંથી અમે વાડીમાં ગયાં અને પછી મેહેલનાં દેવળમાં ફરી તે જોઇ સાડા બાર વાગે ઘર આવ્યાં.

વરસાદ જોરમાં વરસતો હતો તોપણ સાડા ચાર વાગે ચાર ઘોડાની ખુલ્લી લૅન્ડામાં હું બીએટ્રિસ અને બીજી બન્ને બાનુઓને લઈ ફરવા ગઈ. અમારા સંગમાના બન્ને ગૃહસ્થો ઘોડેસ્વાર થઈ અમારી સાથે આવ્યા. પ્રિન્સેસ સ્ટ્રીટ નામે રસ્તો જ્યાંથી વાડીઓ અને શેહેરની ઇમારતોનો ભેગો દેખાવ દેખાયછે, અને જે હંમેશાં પગે ચાલતાં અને ગાડી ઘોડે ફરતાં લોકથી હળમળી રેહેછે તેપરથી થઇ ડીન પુલ ઉપર અમે ગાડી લેવાડી. એ પુલપરથી ખુદરતી રચના તો ઘણી સારી દેખાયછે પણ આ વેળા જોરમાં વરસાદ પડતો હોવાને લીધે સઘળો દેખાવ અદર્શ થઇ ગયલો હતો. પુલ વટાવી સ્ટુઅર્ટસ અસાયલમની સુંદર નવી ઇમારતપરથી આગળ જતાં ફેટઝ કૉલેજનું સુંદર મકાન અમે દૂરથી દિઠું, જે થોડાંજ વર્ષ થયાં બાંધેલું છે. ત્યાંથી આગળ ચાલી અમે બાર્નટન પાર્કની પાસે આવ્યાં જ્યાંથી અમે ગ્રૅન્ટન તરફ ગાડી ફેરવાવી. આ વેળા પવન ઘણાં જોસમાં ફુંકતો હતો અને વરસાદ પડવો જારીજ હતો તેથી અમારી છત્રીઓપરથી પાણી ટપકી અમારી ગાડી સંધી તડબોળ થઇ ગઈ હતી. દરિયે કિનારેથી ગાડી લેવાડી અમે ગ્રૅન્ટન નામે ધક્કો જ્યાં અમે ૧૮૪૨માં ઉતર્યાં હતાં તેની પાસેથી પસાર થયાં. પછી ટ્રિનિટિ મોહલ્લો જેમાં થોડાંક

સારાં ઘરોછે તે આવ્યો તથા તે મુકયા બાદ ન્યુહેવન બંદર આવ્યું. અહિં કેટલીક માછણો હતી જેઓ અમને જોઇ ઘણી ઉળટમાં આવી ગઈ હતી પણ જેઓએ વસ્ત્ર વગેરે કાંઇ ઠીક પહેર્યાં ન હતાં. પછી અમે લીથ કસ્બામાં ગયા જ્યાં મારમારના વરસાદ છતાં પણ સંખ્યાબંધ લોક રસ્તામાં નિકળી અમારી રાહ જોતાં ઉભાં હતાં. ખરેખર અમે જ્યાંબી જતાં ત્યાં બિચારાં ગરીબ લોક બહાર નિકળી અમો તરફ ઘણી વફાદારી બતાવતાં. અહિંથી અમે ભુલમાં આડે રસ્તે ગાડી લઈ લીધી તેથી અમને આલબર્ટ ડોક નામે ગોદી જોવા જવું હતું તેમ કરવા પાછું લીથ આવવું પડયું. એ ગોદી નવી બાંધેલી છે અને ઘણી સોભિતી છે. અમારાં માનને ખાતર આજ તેમાંનાં બધાં વ્હાણોને સણગારેલાં હતાં. અમે એક પળ ગાડી ઉભી રાખી લીથના કોટવાળ સાથે વાત કીધી, જેઓએ મને કહ્યું જે મારાં ત્યાં આવવાથી લોક મારાં ઘણાં આભારી થયાં હતાં. એ પછી ત્યાનાં લોકો તરફથી મને ઘણાંક માનપત્રો વગરે મળ્યાં તેમાં પણ આવો ભારી વરસાદમાં છતાં હું તેમના કસ્બાની ભેટ લઇ આવી તે સારૂ તેઓએ મારો આભાર માન્યો છે અને પોતાનો આનંદ જાહેર કીધોછે. દરિયે કિનારેથી. ગાડી લેવાડી લન્ડન રોડને માર્ગે દૂરથી ઇન્ચકીથ ટાપુનો સુંદર દેખાવ જોતાં જોતાં અમે મેહેલમાં આવ્યાં. એ વેળા સાત વાગી દસ મિનિટ થઇ હતી. અમે સંધા ભીંગાઇ ગયાં હતાં તેથી અમને કપડાં બદલવાં પડયાં. જે પાણી ખમે એવા ડગલા અમે પેહેરેલા હતા તે તો આજ નકામા થઇ પડયા હતા કેમજે માંહેલા કપડાંને ભીજાં

તાં તેઓ ખંચાવી શકયા ન હતા. રાત્રે વાળુ કીધા પછી અ-
ગીયારને વીસ મિનિટે અમે હોલિરૂડના મેહેલને છેલ્લી
સલામ કીધી. બહાર નિકળતી વેળા એક માળીએ મને એક
ફુલનો તુરો ભેટ આપ્યો, અને તે મેં લીધો ત્યારે તે બોલ્યો—
"મારી જીંદગીના બધા દિવસોમાં આજનો દિવસ હું શ્રેઠ
માનીશ." વરસાદ ન હોવાથી અમે ગાડી ઉઘાડી રાખી હતી.
મારી સાથે ગાડીમાં ડચેસ ઑફ રાકસબર્ગ અને મારાં બન્ને
છોકરાં હતાં, અને ગાડી સાથે સ્વારોની એક ટુકડી ચાલતી
હતી. સંખ્યાબંધ લોક રસ્તે નિકળ્યાં હતાં અને આર્થર્સ સીટથી
સૅલિસ્બરી ક્રેગ સૂધી આખે રસ્તે આસ્માની અને પીળા રંગની
રોશની કરવામાં આવી હતી, જેથી સઘળો દેખાવ પ્રકાશીત, અને
રચના ભપકાદાર થઇ રહી હતી. આગગાડીનાં સ્ટેશન આગળ
પણ મસાળની રોશની કરવામાં આવી હતી. ઉપડતી વેળા
શેહેરના કોટવાળે મને ખબર અંતર પુછી અને આશા બતા-
વી જે હું અહિંથી સારી તંદરૂસ્તીમાં જતી હોઇશ, જેનો
જવાબ આપતાં મેં, તે શેહેર તરફથી મને જે માયાભર્યો આ-
વકાર મળ્યો હતો તે માટે, તેમજ આજ જે સુંદર રોશની ક-
રવામાં આવી હતી તે સારૂ, તેમનો ઉપકાર માન્યો.

શનીવાર, ૧૭મી આગસ્ટ.

આજે મને બરાબર ઉંઘ આવી નહીં કેમજે ગરમી
ઘણી હતી અને મારૂં મન ઘણું ઉસકેરાયલું હતું. એ ઉપરાંત
વળી સાત વાગ્યાની અગાઉથી ઉઠીને અમને કપડાં વગેરે ઠીક-

ઠાક કરી લેવાં હતાં કારણકે સાત વાગે બૅલલેટર જઇ પુગવાની અમારી વક્રી હતી અને તેમજ અમે ત્યાં જઇ પણ પહોંચ્યાં. અમને આવકાર દેવા અહિં તેમજ બાલમોરલ, જ્યાં અમે સવા આઠ વાગે જઇ પહોંચ્યાં ત્યાં, ઘણાં લોક એકઠાં મળ્યાં હતાં. હીધરના રોપા સુંદર દિસ્તા હતા, તોપણ તેઓ હજી બરાબર મોટા થવાના હતા. હવાની લેહેકી ઠંડી અને મધુર હતી.

આજ મારાં વ્હાલાં માતાજીનો જન્મ દિવસ છે! તેઓ મને કેવી ચહાતાં, અને મારા ઉપર કેવું વ્હાલ અને મમતા રાખતાં હતાં! હવે હું કેટલી વાર ઇચ્છું છું કે તેમનાં જેવું મારાપર વ્હાલ કરનાર કોઇ બીજું હોય! તેમનો જન્મ દિવસ તેઓ ઘણી વાર એબરગેલ્ડીમાં ગુજારતાં હતાં, પણ ત્યારે અમે અહિં આવતાં ન હતાં.

# ડનરૉબિનની મુલાકાત.—૧૮૭૨.

શુક્રવાર, ૬ઠી સપટેમ્બર.

આજની સવારે વાદળ ઘેરાયલું હતું પણ વરસાદ પડતો ન હતો. નવ વાગ્યાની અગાઉ છોકરાંઓની સાથે મેં નાસ્તો કરી લીધો, અને સાડા નવ વાગે ચાર ઘોડાની ખુલ્લી લૅન્ડામાં બેસી અમે વ્હાલાં બાલમોરલથી નિકળ્યાં. અમારી સાથે જેન ચર્ચિલ તથા ફ્રાલીન બૉઅર, અને લૉર્ડ ગ્રૅન્વિલ હતા. બૅલલેટરથી કર્નલ પૉનસૉન્બી, સર વિલ્યમ જેનર તથા મી. કાલિન્સ અમારી સાથે આવવા આગગાડીમાં બેઠા. બ્રાઉન, જે મારૂં સંધુ કામકાજ કરાવવાપર દેખરેખ રાખેછે તે ઉપરાંત એમલી ડિટવેલર, ઍની મૅકડૉનલ્ડ, જેમી મૉર્ગન, મારો બીજો વાંસળી વગાડનાર વીલી લીઝ, બીએટ્રિસના, લીઓપોલ્ડના, અને લેડી ચર્ચિલના નોકરો, અમારા ત્રણ હજુરીઓ, અને ગાર્ડ, એટલાં માણસ અમારા રસાલામાં હતા. અમારી ગાડી એબર્ડીનનાં સ્ટેશનપૂર ગઇ ત્યાં લોકની ભારે ઠઠ મળી હતી. અહિંના કોટવાળ લેસલીએ મને માનપત્ર આપ્યું, અને શેહરના દરવાજાની ચાવીઓ મને સપુરદ કીધી.* પછી લૉર્ડ કીન્ટોરની અને જવાન લૉર્ડ એબર્ડીનની મારી સાથે

* ઇંગ્લન્ડમાં એવો ધારો છે કે રાજકર્તા જે જે શેહરમાં પ્રવેશ કરે ત્યાંના કોટવાળો માનની ધધાણી દાખલ શેહરના દરવાજાની ચાવીઓ તેમને સપુરદ કરે. ભા. ક.

ઓળખાણ કરાવવામાં આવી. લૉર્ડ કીન્ટોરે મને એક ફુલનો તુરો તથા કેટલાંક ફળો ભેટ કીધાં. આ વેળા આકાશ ખુલ્લું થતું જતું હતું અને ગરમી ઘણી પડતી હતી. પછી એબર્ડીનથી અમે આગગાડીને એક તદન નવે રસ્તે કીથ ગયાં જ્યાં બૅન્ફ વાલનટીઅરોની એક ટુકડી સફ સમારી ઉભી હતી અને સ્ટેશનની બહાર ઘણાં લોકનો જમાવ થયો હતો, પરંતુ સ્ટેશન ઉપર કોઇએ હતું નહીં. અહિં અમને થોડી વાર ખોટી થવું પડયું કેમકે આગગાડી માંહેલા સુવાના ઓરડામાંથી પોષાક પેહરવાના નાના ઓરડામાં જવાનું બારણું જડ બંધ થઇ ગયું અને ઉંઘડી શકયું નહીં. અમે કીથ આવ્યાં તેની અગાઉ મારી એક દાસી ઍની તે બારણાંમાં થઇ નાના ઓરડામાં ગઈ હતી, પણ પાછી બહાર આવવા બારણું ઉંઘાડવા માંગ્યું ત્યારે કેમે કરી તે ઉંઘડે નહીં. બ્રાઉને છરી વગેરે લઇ તે ઉંઘાડવાની ઘણીબી કોશેશ કીધી પણ ફોકટ. આખરે અમે રેલવેનાં બે માણસોને માંહે લઇ ગાડી ચલાવી, અને તેઓએ હથોડા વડે ઘણી વાર ઠોકઠાક કીધાં પછી શેવટે તે ઉંઘડયું. અમે કીથ પહોંચ્યાં ત્યારે એક ને વીસ મિનિટ થઈ હતી અને એલ્જીન આવ્યાં. ત્યારે આઠને અડાવન મિનિટ થઈ હતી. એ સ્ટેશનપર સુંદર સણગાર કરવામાં આવ્યો હતો, ફુલો અને હીધરના રોપાઓથી સુશોભિત કીધેલાં ઘણાંક આરકાં માર્યાં હતાં, અને એક માંચરો કીધો હતો તે ઉપર ઘણીક બાનુઓ બેઠી હતી. શેહેરના કોટવાળ, ડયુક ઑફ રિચમંડ અને લૉર્ડ માર્ચ સ્ટેશનપર હાજર હતા. કોટવાળે મને માન

પત્ર આપ્યા પછી મેં ડ્યુક ઑફ રિચમંડ સાથે થોડીવાર વાત કીધી. તેઓએ મને કહ્યું જે ૧૮૧૯માં એલ્જીન શેહેરની પડોસમાં મારા પ્રિય કાકા લીઓપોલ્ડ રહેતા હતા ત્યારે તેમને એ શેહેરનું છુટાપણું* બક્ષવામાં આવ્યું હતું. અહિંનાં મોટાં દેવળનું ખંડિયેર આખાં સ્કૉટલન્ડમાં ઘણું સુંદર ગણાય છે, અને તે વતરોગે શેહરમાં અસલી વખતની બીજી ઘણીક ઇધાણીઓ મળી આવેછે. બ્રિટનનો કોઇ પણ રાજા અથવા રાણી સ્કૉડલન્ડની ઉત્તરે એટલી હદ સુધી આજ વેર આવ્યાં ન હોતાં. કોટવાળની દીકરીએ મને એક ફુલનો તુરો આપ્યો.

અમે અહિં દસેક મિનિટ થોભ્યાં. એ વેળા તાપ તો ભુંજી નાખે એવો પડતો હતો. ખેતરોમાં અનાજ પાકેલો દિસ્તો હતો, અને કેટલેક ઠેકાંણે કાપણી પણ કરવામાં આવી હતી. થોડીવાર પછી અમે બપોરનું ( ટાઢું ) ભોજન જમવા બેઠાં હતાં તેટલાં ફૉરેસ સ્ટેશનપરથી અમારી ગાડી થોભ્યા વિના ધીમી ધીમી ચાલતી અમને માલમ પડી. શેક્સપીઅરે પોતાના મૅકબેથના નાટકમાં જે વેરાનમાં ત્રણ ડાકણો સાથે મૅકબેથની મુલાકાત થએલી જણાવીછે તે મેદાન એજ સ્ટેશનની નજદીકમાં છે. એથી થોડું આગળ મોરેની ખાડીના કિનારા ઉપર નૅનનું સુંદર ગાંમડું આવેલું છે. પછી અમે કલોડંનની

* ઇંગ્લન્ડનાં કેટલાંક મોટાં શેહેરોની પ્રજાસ્તાક મંડલીઓ શેહેરી દાખલના કેટલાક ચોક્સ હકો નામાંકિત પુરૂષોપર માનની ઇધાણી દાખલ બક્ષવાની સતા ધરાવેછે. ભા. ક.

લડાઇ જ્યાં થઈ હતી તે મેદાનપરથી પસાર થયાં. એ લડાઇની યાદ વટીક કરવા મને ગમતી નથી. બધે ઠેકાણે હીધરના રોપા પુર બહારમાં દિસ્તા હતા, અને સઘળો દેખાવ રમણ્ય લાગતો હતો. સાડા ત્રણ વાગે અમે ઇન્વરનેસ શેહેર, જે સ્કૉટલન્ડના પહાડી મુલકોની રાજધાણીછે અને જે એક મનોહર સ્થળ ઉપર આવેલું છે, ત્યાં જઈ પહોંચ્યાં, અને ત્યાંનાં સ્ટેશનથી થોડે દુર દસ મિનિટ ગાડી થોભાવી. અહિં લોકની ઠઠ ભારે મળી હતી, પણ સંધી વાતની ગોઠવણ સારી રાખેલી હોવાથી કાંઇ ગડબડ કે ભચડાકચડી થઈ નહીં. અમારી ગાડીની જમણી તરફ માચરા બાંધી તે ઉપર બાનુઓને માટે બેઠકો કીધેલી હતી તે બધી બાનુંઓથી ભરાઇ ગઇ હતી. તેઓમાં મિસિસ કલની મૅકફર્સન સાથે મને પીછાણ હોવાથી મેં તેમને ઓળખી કાઢયાં. કલની મૅકફર્સન પોતે તો વાલન્ટીઅરોના વડા હોવાથી તેમની સાથે હતા. અમારા ડાવા હાથ ઉપરના માચરા ઉપર શેહેરના કોટવાળ ડાકટર મૅકેન્ઝી અહિંના પહાડી લોકના પોષાકમાં ઉભા હતા તેઓએ મને માનપત્ર આપ્યું. તેઓ એક સારા દેખાવના, ઉજળા વાળ અને ઉજળી દાઢીવાળા, બુઝરગ માણસ છે. એજ માચરા ઉપર લૉર્ડ સીફિલ્ડ, ધી માસ્ટર ઑફ લૅાવેટ, ડોકફોઅરવાળા મી૦ બેલી અને એમંના દીકરા મી૦ ઇવન બેલી એ સર્વ ઉભા હતા. દરેક જણ સાથે મેં થોડી થોડી વાત કીધી. કોટવાળની દોહીત્રીએ મને એક ફુલનો તુરો ભેટ કીધો. એ ડાવા હાથપરના માચરાની પછવાડે લોકોની ભારે ઠઠ મળી હતી.

અહિંથી ઉપડી અમારી ગાડી આગળ ચાલી ત્યારે ઘણાજ સુંદર દેખાવ અમને દૃષ્ટિએ પડયા. અસલવારાનાં બ્યુલીનાં દેવળનાં ખંડિયેરની પાસેથી એજ નામની નદી વહી જાયછે અને બ્યુલીની ખાડીમાં પડેછે. એ ખાડીની બન્ને બાજુઓપર ટેકરીઓ આવી રહેલી હોવાથી અને તેમના પડછાયા તેનાં સ્થિર પાણીપર પડવાથી તે એક અતિ મોટા સરોવર જેવી દિસ્તી હતી. ટેકરીઓનો અને પાણીનો રંગ ઘોળાશપર દિસ્તો હતો તોએ એ દેખાવ ઘણો શોભાયમાન લાગતો હતો. ચારમાં વીસ ઓછીએ અમે ડીંગૅાલના કસ્બા આગળ પહોંચ્યાં, જ્યાં, જેમ બધે ઠેકાણે હતા તેમ, વૅાલન્ટીઅરો હાજર હતા. અહિં અમને એક બીજું માનપત્ર મળ્યું તથા ફુલો પણ ભેટ આપવામાં આવ્યાં. એ પ્રાંતના લૅાર્ડ લફ્ટનન્ટ સર જે. મૅથીસનની તથા નાયબ લફ્ટનન્ટની મારી સાથે પીછાણ કરાવવામાં આવી તથા કેટલીક જવાન સ્ત્રીઓએ બીએટ્રિસને ફુલના તુરા આપ્યા. આ કસ્બો ચોપાસ પહાડોની વચેની એક ખીણમાં આવેલોછે, તેથી અતિ ઘણો સુંદર દેખાયછે અને તેને જોઇને મને સ્વિટઝરલૅન્ડનું એકાદ ગામડું યાદ આવેછે. અહિંથી ક્રોમાર્ટી ખાડીનો ઉપલો ભાગ નજરે પડેછે. આગળ જતાં ટૈન તથા સેંટ ડુ ધુઝ કસ્બાઓ પાસેથી અમારી ગાડી વગર થોભવે આસ્તે ચાલવા લાગી તેથી, તેમજ હવે તે કોઇ ઠેકાણે થોભવાની નથી એવું જાણી અમે ચાહ અને કૅાફી, જે નૅારવીજ્યન સગડીમાં રાખેલી હોવાથી તદન ગરમ રહી હતી, તે પીવા બેઠાં, પણ હજીતો પી નહીં રહ્યાં તેટલાં ગાડી બોનાર પુલ આગળ એકાએક થોભી અને લૅાર્ડ

સધરલૅન્ડ તેનાં બારણાં આગળ આવી ઉભા! તેઓ ઇનવર્નેસ શેહેરથી અહિં સૂધી અમારી ગાડીનું એન્જીન ચલાવી લાવ્યા હતા, અને હવે અમે તેમની જાગીરની સરહદપર આવેલાં હોવાથી તેઓ અમારી ગાડી આગળ અમને આવકાર દેવા આવ્યા હતા. હું તેમનાં મકાન ડનરૉબિન કિલ્લામાં તેમની પરોણી જતી હતી તેથી તેઓને ઘણું માન મળ્યું હતું એમ તેઓએ મને જણાવ્યું. લૉર્ડ રોનેલ્ડ એલ. ગાવર પણ અમારી ગાડી આગળ આવ્યા. અહિંનો સ્ટેશન માસ્ટર અમને જોઇ ઘણો ઉસ્કેરાઇ ગયો હતો, અને ગરીબ ગામડયા લોકનું ટોળું જે સ્ટેશન આગળ એકઠું થયું હતું તેમને બિચારાઓને જરા નિરાંત ગળવા દેતો નહીં, પણ "હુરરે! ફરી એકવાર હુરરે! વળી ફરી હુરરે!" એમ કહી કહી તેઓ પાસે પોકારો કરાવ્યાજ કરતો હતો. અહિંથી ઉપડેલાં અમે ડૉર્નોકની ખાડી પાછળ મુકી શિનની ખીણમાં પેઠાં. આ ઠેકાણે રેલવે ઘણી ઉંચી સપાટી ઉપર બાંધેલો છે તેપરથી ગાડી પસાર થઈ ત્યારે અમને શિન નદી, તેની બન્ને મેર આવેલી હીધરથી ભરેલી ટેકરીઓ અને ઘણાક રાની, ઉજડ અને ચિત્રસમાન ખડકોમાંથી વળાણો લેતી લેતી વહી જતી નજરે પડી. આ ગાલીને છેડેથી ડચેસ ઑફ સધરલૅન્ડની પોતાની મિલકતની હદ સરૂ થાયછે. ૭ વાગે અમે ગૉલસ્પી સ્ટેશન ઉપર જઈ પહોંચ્યાં જયાં ડચેસ ઑફ સધરલૅન્ડ અમને લેવા આવ્યાં હતાં, અને સધરલૅન્ડ વૉલન્ટીઅરો જેઓ લાલ ડગલા અને પટીદાર ઘાઘરાવાળા પોષાકમાં ઘણા સોભેછે; તેઓની એક ટુકડી માનપુર્વક

હાજર હતી. હું ડચેસની સાથે તેમની ચાર ઘોડાની ગાડીમાં બેઠી, અને ડયુક, લેડી ફ્લોરન્સ, તથા એમનો બીજો દીકરો લાર્ડ ટારબેટ, ઘોડેસ્વાર થઇ અમો સાથ ચાલ્યાં. અમે એ નાના કસ્બામાંથી પસાર થયાં, જેમાં ડફ્ટનમાં છે તેમ માત્ર એકજ લાંબોને લાંબો મોહોલ્લો છે, અને ઘણીખરી માછીમારોની વસ્તી છે. લોકે જગેજગ ફુલો વગેરે લગાડી તથા આરકાંઓ મારી ઘણોજ સુંદર ઓચ્છવ કર્યો હતો. કેટલાંક આરકાંઓપર ગૅલીક ભાષામાં લેખો લખેલા હતા તેમજ ઇંગ્રેજીમાં પણ કેટલાક સુંદર લેખો હતા જે હું નીચે ઉતારી લઉંછું.

"વિક્ટોરીઆનો અમે આભાર માન્યે છીએ."

"આઘે કે પાસે, તમે આરોગી અને સુખી રહો"

("યાને દરરોજ અમે તમને જોઇએ કે ન જોઇએ પણ તમે તંદરૂસ્ત અને સુખી રહો.")

"સધરલૅન્ડ તમને એક લાખ વાર આવકાર દે છે".

"ભલે આ ભાગ્યશાળી દહાડો આવ્યો"

"અમે તમને ચાહીએ છીએ એટલું કોઇ તમને ચાહતું ન હોય, શું ફરી તમે અમને આવી ન મળશો?"

જગેજગ લોકે ઘણીજ રાજભક્તિ અને જોશ દેખાડયું હતું. દસ મિનિટમાં અમે ડનરૉબિન કૅસલમાં જઇ પહોંચ્યાં. તે ઉપર જવાના રસ્તાપરથી વળાણ લેતાં તે લગાર અચબુચ આપણી નજર સાંમે આવેલો દેખાયછે ત્યારે તેનાં ઉચાં છાપરાં અને મિનારાઓને લીધે, તેમજ કાંઇક અસલી રકાચ

કિલ્લાની ઢબપર તથા કાંઇક ફ્રેંચ કિલ્લાની ઢબપર બાંધેલો હોવાને લીધે તે ઘણો ભપકાદાર દિસેછે. કૉનસ્ટન્સ વેસ્ટમિનસ્ટર (ડ્યુકનાં સર્વથી નાનાં બેન મારશનેસ ઑફ વેસ્ટમિનસ્ટર) અમને લેવા બારણાંપર ઉભાં હતાં, અને ઍની સધરલૅન્ડની નાની છોકરી આગલા ઓરડામાં હતી, જે ઓરડો તેમજ તેમાં મુકેલો દાદર સઘળો પત્થરનો બાંધેલોછે અને તેની ચોમેર એક ગોળ ફરતી ગૅલરી બાંધેલીછે. પણ એનું તથા મારા ઓરડાઓનું હું કાલે વર્ણન કરીશ.

ડચેસ મને મારા ઓરડામાં લઇ ગયાં. એ ઓરડા મરનાર પ્રિય ડ્યુક અને ડચેસે ખાસ અમો બન્નેને સારૂ આરાસ્તે કરાવી રાખેલા હતા. તેઓમાંનો મોટાં દિવાનખાનાંની પાસે જે બેસવાનો ઓરડો છે તેને એક નાનો ઝરૂખો છે જે વાટે એક નાની ચાલ વટાવી મારા પોષાક પેહેરવાના ઓરડામાં જવાયછે, અને તેમાંથી જે ઓરડો પ્રિય આલબર્ટને પોષાક પેહેરવાને માટે ધારી રાખેલો હતો અને જે હાલ મારી દાસી વાપરેછે તેમાં, તથા મારા સુવાના ઓરડામાં જવાયછે. એજ ચાલ વટાવી ત્રણ પગથી ઉતર્યાં કે બીએટ્રિસનો ઓરડો આવેછે તે હું જોવા ગઇ. તેણીને વસ્ત્ર વગેરે પેહેરાવનાર દાસી માર્ગનનો તથા ફ્રૅાલીન બૉઅરનો ઓરડો પણ ત્યાંજ છે. સાંમેનો એક ઓરડો જે આલબર્ટના ખાસ હજુરી સારૂ રાખેલો હતો તે બ્રાઉન વાપરેછે. અસલના વખતમાં તેમાં એ કિલ્લાનું બંદીખાનું હતું.

એ બધું જોઇ આવ્યા પછી મેં મારા ઓરડામાં વિસા-

મો લીધો કેમજે હું બહુજ થાકી ગઇ હતી. સાડા આઠ વાગે મારા બેસવાના ઓરડામાં બીએટ્રિસ અને લીઓપોલ્ડને લઇ મેં એકલીએ વાળુ કર્યું. બ્રાઉન ખીદમતમાં હાજર હતો. ઍની સધરલૅન્ડ આવી બે ઘડી અમને મળી વાતચિત કરી ગયાં પછી જેન ચર્ચિલ મારી આગળ આવ્યાં. છોકરાંઓ આજ વહેલાં પોઢી ગયાં.

ડનરૉબિન

શનીવાર, ૭મી સપટેમ્બર.

હવે હું મારા ઓરડાઓનું વર્ણન કરૂંછું. તે સર્વની ભરણી ઘણી ઉંચી છે. સુવાનો ઓરડો સર્વથી મોટો અને ઘણો સારી રીતે સણગારેલોછે. તેમાં મારે માટે જે સુંદર પલંગ છે તેને દરેક ખુને સફેદ અને સોનેરી ફુલો અને કબુતરો ચિત્રેલાં છે. ઓરડાની સીલિંગની કૉરનિસ સફેદ અને સોનેરી પટીઓથી શોભિતી કીધીછે, અને તેનાં પ્રાટીઆં સફેદ અને ખુલ્લા આસમાની રંગનાં છે. દેવાળ ઉપર પીળાં પાંદડાં ભાતી આસ્માની રંગની સૅટિન લગાડેલીછે જે પાંદડાં સોનેરી જેવાં લાગેછે, અને ઓરડાનો સર્વ સામન અને ગાલીચો પણ એ સધાને મળતોજ છે. મારો પોષાક પેહેરવાનો ઓરડો પણ એવીજ રીતે સણગારેલો છે, પણ તેમાંના પડદા ખુલ્લા આસ્માની અને ગુલાબી રંગની સૅટિનના છે. મારા બેસવાના ઓરડામાંના પદડા દરિયાનાં પાણી જેવા ખુલ્લા લીલા રંગની સૅટિનના છે અને તેની સીલિંગ ઉપર

મરનાર ડયુક અને ડચેસના તથા તેમની છોકરીઓનાં નામના પેહેલા અક્ષરો ચિત્રેલા છે. વળી મારે માટે એક બીજો નાનો ખાનગી ઓરડો છે તેનું છાપરૂં ગુંબજરોકું છે જે ઉપર સોનેરી તારા ચિત્રેલાછે, અને તેમાંનો સરસામન બીજા ઓરડાઓના જેવોજ છે. બેસવાના ઓરડામાં કેટલાંક હાથનાં ચિત્રેલાં ચિત્રો તથા બીજા ઓરડાઓમાં છાપેલાં ચિત્રો છે તે ઘણાં સુંદર છે. સાડા નવ વાગે મેં મારા બેસવાના ઓરડામાં નાસ્તો કીધો, અને ત્યારપછી ડચેસની મુલાકાત લીધી. અગીયારમાં વીસ મિનિટ ઓછીએ તેમની સાથે બીએટ્રિસ તથા હું મેહેલની લાંબી ને લાંબી સીહડીપરથી ઉતરી બાગમાં ફરવા ગયાં. બાગ ઘણો સુંદર છે અને તેમાં કેટલાક ફુંવારા છે. અહિંથી પાધરાંજ અમે દરિયે કાંઠે નિકળી ગયાં. ઑસ્બૉર્નના અમારા મેહેલ કરતાં આ મેહેલને દરિયો અર્ધોક માઇલ વધારે પાસેછે. અહિં થોડી વાર ફરી અમે ડચેસની આયરમાંતની ગાયો સારૂ બાંધેલા કોવાડા તરફ જઇ તે જોયા પછી તેથી થોડે છેટે દુધવાળીઓને રહેવા તથા દુધનું દહીં વગેરે કરવા જે છુટું ઘર બાંધેલુંછે તે તરફ ગયાં. એ મકાન ગોળાકાર છે અને મુઝાનું છે તથા તે માંહે ઝાઝી ગરમી પડતી નથી. ડચેસે તેમાંના બેસવાના ઓરડાનું બારણું ઉઘાડવા બ્રાઉનને કહ્યું અને તેણે તે ઉઘાડયું ત્યારે ઓચિંતો તેમાં એક પોલીસ સીપાઇને ઉંઘેળો જોવાથી અમને બહુ રમૂજ પડી. અહિં ફ્લૉરન્સ, જેન ચર્ચિલ, તથા ક્રૅાલીન બૅાઅર અમને આવી મળ્યાં હતાં અને થોડી વારમાં ડયુક પોતે પણ આવ્યા. અમે પાછાં ફરતાં તરકારીની વાડીને

માર્ગે આવ્યાં, જે ઘણી સારી રીતે રાખેલી છે. ત્યારબાદ એક ઠેકાણે કેટલાંક સામન માછલીનાં બચ્ચાં, જે ઇંડાંમાંથી સંચાની મદદથી સેવી કાઢયાંછે, તે દેખાડવા ડ્યુક અમને લઇ ગયા, અને ઘાસને પાણી સીપવાનો એક નવી જાતનો સંચો પણ તેઓએ અમને દેખાડયો. પેલી સીહડીઓ ચઢી અમે પાછાં ઘરમાં આવ્યાં. વાડીમાં જે વૃક્ષો છે તે જોકે છેક પાસે પાસે છે તોપણ તેમની ઘટ્ટા સારી થઇછે. આ કિલ્લાનો એક જુનો ભાગ હાલ છે તે ઠેઠ બારમી સદીનો બાંધેલોછે. મરનાર ડ્યુકે એ કિલ્લાને વધારી તેમાં નવા મિનારા વગેરે બંધાવી ૧૮૪૯-૫૦માં પૂરો કીધો હતો.

ઘરમાં આવ્યાં ત્યારે પોણાબાર થયા હતા. આજ સૂર્યનો પ્રકાશ ન હતો અને ધુમસ પડતો હતો. સવારે જેમ અમે એકલાંએજ નાસ્તો કીધો હતો તેમ બપોરે ભોજન લીધું. ત્યાર પછી થોડો વખત વાંચવા લખવા વગેરેમાં ગુજાર્યો. સાંજે ચારને વીસ મિનિટે હું ડચેસ તથા કૅાન્સટન્સ વેસ્ટમિનસ્ટર અને જેન ચર્ચિલને લઇ વૅગનેટમાં બેસી ફરવા નિકળી. રસ્તે જતાં અમે મરનાર ડ્યુકનો કિર્તિસ્તંભ જોયો. તેનું મુખ કિલ્લા તરફ કીધેલું છે. અને તેની પાસેજ ડ્યુકનું ખાનગી નાનું સ્ટેશન છે, જે એમના કુટંબીઓ શિવાય બીજું કોઇ વાપરતું નથી. તે અલબતાં કિલ્લાની નજદીકજ છે—ઘણુતો તેથી પાંનસે વારને છેટે હશે—પણ તે એવી રીતે આવેલું છે જે તેનો થોડોજ ભાગ દુરથી જણાયછે. અમે ડનરૅાબિનનાં વનમાંથી ગાડી લેવાડી, જે ખરેખર ઘણું સુંદર છે અને જ્યાં સુંદર

સ્કૅાચ સનોબરનાં તેમજ બીજાં તરેહવાર ઝાડો, કોઇ રસ્તા પર અને કોઇ રસ્તાથી નીચી જમીનપર આવેલાંછે, તથા માંહેમાંહે હીધરના રોપા અને ફર્ન જડાબંધ છે. અહિંથી ડાવા હાથપર વળી, જ્યાં ચાર રસ્તા મળેછે તે જગ્યા પસાર કરી, અમે બાકીઝ તરફ ગયાં, અને ત્યાંથી આગળ વધી ડચ કૅાટેજ નામે એક મકાનપર થઈ બેનાબ્રાગીના રસ્તા ઉપર ચઢયાં. અહિં વળી બીજા ચાર રસ્તા મળેછે ત્યાં અમે ગાડી થોભાવી, અને ચાહ તથા કૅાફી તૈયાર લાવ્યાં હતાં તે પીધી. એ ચાહ તથા કૅાફી એટલો વખત સૂધી ગરમની ગરમ રહેલી જોઇ ઍની તેમજ કૅાન્સટન્સ ઘણાં અજબ થયાં. અહિં અમે કેટલાંક હરણ જોયાં. પછી બેનાબ્રાગીને રસ્તેજ અમે પાછી ગાડી હંકાવી. (એ નામની એક ટેકરી ઉપર ડયુકનુ એક રાક્ષી કદનું બાવળું મુકેલું છે). અહિંથી થોડેક છેટે જઇ કિલ્લાનો તથા ગાંમડાનો સુંદર દેખાવ દૂરથી નિરખવા અમે એક ઠેકાણે ગાડી થોભાવી, એટલે ત્યાંથી જમણા હાથ ભણી જે ટેકરીઓ દરિયા કિનારાથી ઘણી આંઘે આવેલી છે તે, તથા રૅાસ મગાણાને કાંઠે આવેલી ટેકરીઓ દૂરથી આસ્માની રંગની અમારા નજરે પડી. એ સર્વ જોઇ ગાંડી પાછી ચલાવી અમે કલમાલી નામે એક મકાન આગળ આવી ગૅાલસ્પી ગાંમડાંમાં પેઠાં, જયાં ઘણો સારોં સાણગાર કરેલો હતો. એ ગામડાંની બહાર બે ગાળાનું એક નાનું ઘરછે તેની આગળ અમે ગાડી થોભાવી અને ઍનીએ હાંક મારવાથી તેના એક ગાળામાંથી એક રૂપાળી છોકરી બહાર આવી, જે શૅટલૅન્ડનાં ઘેટાંનાં ઉનની ઘણી સુંદર શાલો વણેછે. તેમજ

બીજા ગાળામાંથી એક બુઢી જેવી સ્ત્રી બહાર આવી જે એ તરફ જાણીતી થયલી છે અને જેણે મને ચોપડીનાં પાનાની વચ્ચે મુકવાની એક પટી ગુંઠી આપી છે. ગ્લાલસ્પીનું નાળું વટાવી દરિયે કિનારે આવેલી એક ઘાસની ભરેલી સડકપર નિકળી ત્યાંથી સ્ટીફન નામની ખીણમાં અમે પેઠાં ત્યારે પાછું ફરીને જોતાં તેની પછવાડે આવેલી કોમબસમોર ટેકરી શીકે ડનરૉબિન કિલ્લાનો સરસમાં સરસ દેખાવ અમારી નજરે પડયો. પછી કેથનેસના મોટા રસ્તા ઉપર વળાણ લઇ અમે પાછાં અમારે મકાને આવ્યાં.

કિલ્લામાં આવ્યાં ત્યારે સાડા છ થયા હતા. સાંજનો સમય સુસ્ત લાગતો હતો. દૂરથી સમુદ્રનો દેખાવ દિસ્તો હતો તે ચિતારી લેવાની મેં તજવીજ કીધી. સવા આઠ વાગે ડયુક તથા ઍની, લીઓપોલ્ડ, કૉનસ્ટન્સ વેસ્ટમિનસ્ટર, ગ્રૅનવિલના કુટંબીઓ, જેન ચર્ચિલ, એઓ સાથે જમવાનાં દિવાનખાનાંમાં મેં વાળુ કર્યું.

એક પારકાં ઘરમાં આટલાં લોકની સાથે બેસી આજ પેહલીજ વાર મારા પ્રિય પતિ વિના જમવું મને ઘણું ભારી લાગ્યું. જમતી વેળા બ્રાઉન મારી હજુરમાં ઉભો હતો. દરેક વખત ભોજનની વેળા તે એમ હાજર રહેછે અને વળી તે ઉપરાંત ઘરમાંનું તેમજ બહારનું મારૂં સંધું કામ પણ તે કુશળતાથી કરેછે અને જરાએ કંટાળતો નથી. જમી રહેવા પછી મારાં બેસવાના ઓરડાની પાસે મોટું દિવાનખાનું છે ત્યાં જઇ હું થોડી વાર બેઠી. ત્યાં મિસિસ સમનર, કૉનસ્ટન્સ પીટ અને ડૉકટર

ફેરર વગેરે અમને મળવાઅને વાતચિત કરવા આવેલાં હતાં. મિસિસ સમનર લૉર્ડ બ્લુફીલ્ડનાં ભત્રીજી અને કર્નલ કિંગ્સકોટનાં સાવકાં બેન થાયછે. એઓ ડચેસનાં ઇષ્ટ મિત્ર છે અને એમના પતિ જે ડ્યુકના ઇષ્ટ મિત્ર છે તેમની સાથે આજ મેહેલમાં રહેછે. કૉનસટન્સ પીટ મેરી પીટના બેહેન થાયછે. તેઓ પોતાના કાકા અને લેડી ગ્રૅનવિલ સાથે મુસાફરી કરતાં અહિં આવ્યાંછે. ડૉકટર ફેરર* એક માન પામેલા તબિબ છે જેઓ બે વર્ષ હિંદુસ્થાનમાં ફરી આવેલાછે. મી. સમનર અને મેરીના ભાઇ મી. એડવિન લૅસલ્સ પણ ત્યાં હતા. થોડીક મિનિટ એમની વચે થોભી હું મારા ઓરડામાં ગઇ.

રવીવાર, ૮મી સપટેમ્બર.

આજ પ્રભાતનો સમય પ્રકાશિત અને સુંદર હતો. ગઇ કાલનીજ પેઠે નાસ્તો કીધા પછી તરતજ સવા દસ વાગે બીઅટ્રિસને લઇ હું બહાર નિકળી અને લેડીઝ વૉક નામે ફરવાનો રસ્તો જે કિલ્લાની પાસેથી નિકળી દોઢેક માઇલ સૂધી ઝાડોની વચેથી જાય છે ત્યાં અમે પ્યાદાં ફર્યાં. તે ઉપર ઠેકાણે ઠેકાણે બેસવાની જગ્યાઓ કીધેલીછે જ્યાંથી સમુદ્ર દ્રષ્ટિએ પડેછે, તેમજ વળી ત્યાંથી દરિયા આગળ જવાના માર્ગો પણ ઘણા છે. એ રસ્તાપર ગરમી પડતી હતી તેમાં વળી આસપાસ આવેલાં ગીચ ઝાડોનાં વનોને લીધે પવન તો તદન બંધ થઇ

* એઓ આલફ્રેડ સાથ મુસાફરીએ ગયા હતા, અને એઓએ સરપો વિશે એક તારીફલાયક ગ્રંથ રચ્યો છે.

ગયા હતા. એજ રસ્તે અમે ઘર તરફ પાછાં ફર્યાં અને સવા અગીયાર વાગે મેહેલમાં પૂગ્યાં. દાદરને માથે જે એક ગૅલેરી છે તેમાં બપોરે બાર વાગે ઘરમાંનાં સઘા માણસાને ભેગાં કરી ડાક્ટર કમિંગે ઇશ્વરની પ્રાર્થના કરી, જે પાણા થયા એટલાંમાં પૂરી થઇ. પછી ડચેસ મને માળાપર પોતાના ઓરડો દેખાડવા લઇ ગયાં. એ ઓરડો ઘણા સુંદર છે, તે લાંબો ઘણા છે તોપણ તેની ઉંચાઇ ઝાઝી નથી, અને તોએ તેમાં અજવાળું ઘણું સારૂં આવેછે તથા ઝાડોની ઉપરથી છેટેનો દેખાવ ઘણો સારો દેખાયછે. તેમાંનો સરસામન વગેરે ઘણો સાદો છે. તેમના પોષાક પેહરવાના અને સુવાના ઓરડાઓ પણ ઘણા સારા હવાવાળા, અને સ્ટાફર્ડ હાઉસમાં તેઓ વાપરે છે તેવાજ છે. ડયુકનો સરસામન ઘણોજ સાદી ઢબનો છે. એમને સંધુ સાદુંજ ગમેછે, કશો ભપકો કરવા ગમતો નથી. અહિંથી ડચેસ મને ફ્લૉરન્સનાં ઓરડાઓ ભણી લઇ ગયાં અને ત્યાંથી પોતાનાં બાળકોના ઓરડામાં લઇ ગયાં જ્યાં અમે એમની નાની બુચી અલિકસને સુતેલી જોઇ. એ પછી એક દાદર જે આ કિલ્લાના જુના ભાગને લગતો છે તે ઉપરથી, મરનાર પ્રિય ડયુક અને ડચેસ જે ઓરડા વાપરતાં હતાં તે દેખાડવા એની મને લઈ ગયાં. છેલ્લી વાર જ્યારે તેઓ આ કિલ્લામાં રહ્યાં હતાં ત્યારે તો તેઓએ મારા ઓરડા વાપર્યા હતા. બધા ઓરડાઓમાં અમને અમારાં અને અમારાં ઘણાંક ઓળખીતાંઓનાં છાપેલાં ચિત્રો ટાંગેલાં નજરે પડયાં. સંધુ જોઇ પાછાં નીચે આવી અમે ગઇ કાલની માફકજ બપોરનું ભોજન કીધું. ચારને વીસ મિનિટે

ઉપર કહેલા લેડીઝ વૉક નામના રસ્તાપર જઇ ત્યાંની પેહ-લીજ બેઠકપર બેસી ત્યાંથી નજરે પડતા દેખાવનું મેં ચિત્ર પાડી લીધું. પછી માંહે આવી સાડાપાંચ વાગે બીએટ્રિસ તથા લેડી ગ્રેનવિલ સાથે હું વૅગનેટમાં બેસી ફરવા ગઇ. અપટનાં વનોમાં થઇ પિકટીશ ટાવર મુકી અમે મી. લૉકનાં સ્મરણસ્તંભ સૂધી ગયાં, જે ઉપર મરહુમ ડચેસે એક સુંદર લેખ કોતરાવેલોછે.

અહિં સર્વ ઠેકાણે હીધરના રોપા જથાબંધ ઉગેલાછે. અમે ગાડીમાંથી ઉતરી એ રોપાઓમાંથી ચાલી થોડાંક આગળ ગયાં, અને ત્યાંથી ડનરૉબિન ખીણનો તથા સમુદ્રનો તેમજ બર્કહેડ નામે ભુશીરનો ઘણો સુંદર દેખાવ અમને નજરે પડયો. વળી અરણ્યોની માંહેથી ઝાડો કાપી નાખી એક રસ્તો કીધેલો છે તેને નાકેથી કિલ્લાનો થોડોક ભાગ પણ દૃષ્ટિએ પડેછે. એજ રસ્તે અમે પાછાં ફર્યાં અને નીચેનું વન જે સમુદ્રની પાસે છે તેમાંથી જતાં ગાડી થોબાવી અમે ચાહ અને કાફી પીધી, પણ તેટલી વખતમાં તો મિજ્જ્સ જાતની માખીઓએ જાણે અમને અડધાં તોડી ખાધાં. એ વનમાંથી નિકળી અમે ઘોરી રસ્તાપર આવ્યાં અને તેપરથી સમુદ્ર કાંઠે નિકળ્યાં, જ્યાંથી કાલે ગયાં હતાં તે કરતાં અર્ધોક માઇલ વધારે ફરી અમે સાત વાગે ઘર આવ્યાં. પછી થોડો વખત મેં આસાએસ લઇ તથા કાંઇક લખી વાંચી ગુજાર્યો, અને ત્યારબાદ અમારાં બન્ને છોકરાં અને ઍની સાથે વાળુ કર્યું. એ પછી દિવાનખાનામાં બાનુઓ અને ગૃહસ્થો એકઠાં મળ્યાં હતાં ત્યાં અમે ગયાં, પણ હુ ત્યાં ઘણી વાર થોબી નહીં.

સોમવાર, ૯મી સપટેમ્બર.

આજે સવારમાં થોડોક વરસાદ પડયો. નાસ્તો કીધા પછી બીએટ્રિસ અને જેન ચર્ચિલની સાથે હું શિકારનાં કુતરાં રાખવાની જગ્યા જોવા ગઇ જે ઘણી તારીફલાયક રીતે સ્વચ્છ અને સોઇદાર રાખેલી છે, અને રેલવે સ્ટેશનની નજદીકમાં તબેલાછે તેથી જરા છેટે આવેલીછે. વડા અરણ્યરક્ષકે અમારી સાથે ફરી કુતરાં વગેરે દેખાડયાં. એ ધણી મારા આલબર્ટના મરનાર હજુરી મૅકડૉનલ્ડનો ભાઇ થાયછે, અને તેને મેં બે વર્ષ ઉપર વિંડઝર ખાંતે જોયો હતો. એ કુતરાંઓમાં હરણનો શિકાર કરનારાં કુતરાં, તથા પૉઇન્ટર અને સૅટર જાતનાં વગેરે ઘણાં સારાં કુતરાં હતાં. પછી અમે મૅકડૉનલ્ડનાં શોભિતાં ઘરમાં ગયાં જયાં અમને તેમની છોકરીઓ મળી; એમાંની ત્રણ ઘણી રૂપાળી છે અને એમને જોઇ મને એમની વીતરાઇ બેહેનો યાદ આવી. મૅકડૉનલ્ડ પોતે તેના મરનાર ભાઇને મુદ્દલ મળતો આવતો નથી. અહિંથી અમે તબેળાઓ ભણી ગયાં જે નાના છે અને જયાં મારાં ટટ્ટુઓ રાખેલાં છે. ઍનીના પણ થોડાંક ટટ્ટુઓ અમે ત્યાં જોયાં. તબેલા આગળથી પગે ચાલતાં અમે ઘર ભણી જતાં હતાં તેટલાં અમને ડ્યુક અને રૉલૅન્ડ સામા મળ્યા. એઓએ અમને બે પહાડી ઢોર, જેમને નાતાળના મેળા સારૂ ફરબે બનાવવામાં આવતાં હતાં તે દેખાડયાં. એ ઢોર જે ટોળાં માંહેલાં છે તે ટોળું ગઇ કાલે ફરવા જતાં અમે જોયું હતું. તેમાંના બધાં ઢોર ખરેખર સુંદર છે અને તેમનાં અંગપરના ગુચ્છાદાર વાળ. અને તેમાં ઢંકાઇ ગયલાં

મોટાં ફેલાયળાં શિંગડાં સોકે તેઓ ચિત્રસમાન દિસેછે. તેમાંનાં ઘણાં ખરાં રાતાં અથવા ઉંદરને રંગનાં છે. બારને વીસ મિનિટે બન્ને છોકરીઓ તથા ઍની સાથે હું ચાર ઘોડાની ગાડીમાં બેસી મારાં પ્રિય ડચેસ ઑફ સધરલેન્ડનાં સ્મરણ-સ્તંભનો પાયો નાખવાની ક્રિયા કરવા ગઇ. એ સ્તંભ એમના તાયફાવાળા તથા નોકરો વગેરે એમની યાદગારી કાયમ રાખવા સારૂ બંધાવનાર છે, કેમજે સધરલૅન્ડનાં લોકો એમને બહુ માન સાથે ચહાતાં હતાં. અમે નિકળ્યાં ત્યારે વરસાદ તદન ઉંઘડી ગયલો હતો. કિલ્લામાંનાં સંધા લોક આગમચથી ત્યાં ગયાં હતાં, અને માત્ર ડ્યુકજ અમને ગાડીમાં બેસાડવા પાછળ રહ્યા હતા. અમે ગાડીમાં બેઠાં કે તરતજ મૅકઍલીસ્ટર જોડે તેઓ ત્યાં દોડી ગયા. મૅકઍલીસ્ટર એમનો હજુરી અને વાંસળી વગાડનાર છે અને તેના ઉપર એમનો બહુજ વિશ્વાશ છે. તે સાઠેક વર્ષની વયનો, કદે ઠીંગણો અને માતેલો છે, અને ઘણો ભલો માણસ છે, તથા વાંસળી વગાડવામાં ઘણો કુશળ છે. પાયો નાખવાની જગ્યા આગળ અમે ગાડીમાંથી ઉતર્યાં અને જયાં પાયો નાખવાનો પત્થર તૈયાર હતો તેની પાંસે એક છત્ર સાથનો માચરો ઉભો કીધો હતો તે પર હું તેમજ મારી છોકરીઓ, ઍની, ડ્યુક, કૉનસ્ટન્સ, અને જેન ચર્ચિલ, એટલાં જાણ ચઢયાં. બીજા બધા તમાસગીરો માચરાની આસપાસ ભેગા ઉભા રહ્યા. ત્યાંના ધર્મગુરૂ મી. જોઆસે એક ટુંક પ્રાર્થણા કરવા પછી મને એક માનપત્ર આપવામાં આવ્યું. (તે મારા હાથમાંજ આપવામાં આવ્યું કોઇએ વાંચ્યું, નહીં.) ત્યાર બાદ,

તેનો જે ઉત્તર મેં મનમાં ગોઠવી રાખ્યો હતો તે હું મોઢેથીજ બોલી :—

"મારાં અમૂલ્ય મિત્ર પ્રિય ડચેસ, જેમનાં છોકરાંઓની હાલ હું પરોણી છું, તેમને માટે હું જે માન અને પ્યાર ધરાઉંછું તે આ પ્રસંગે જાહેર કરવાની મને તક મળી છે તેથી હું બહુજ ખુશી છું, તેમજ મને સધરલૅન્ડનાં લોક તરફથી જે ખરાંદિલનો અને વફાદારીભર્યો આવકાર મળ્યોછે તે માટે આ તકે હું તેમનો અંતકરણથી આભાર માનુંછું."

આટલું બોલતાં મને ગભરાટ તો લાગ્યો તોપણ વગર અચકવે હું સંધું બોલી ગઇ. પછી ચુનો નાખી તે ઉપર મોગરી ફેરવવાની પાયો નાખતી વેળાની હમેશાની ક્રિયા કરી રહેવા બાદ ડયુકે મને, એ કિર્તિસ્તંભ, જે એક ક્રૉસના આકારનો કરવા ધાર્યો છે, અને જે ઉપર ડચેસનું એક અર્ધાં કદનું બાવળું મુકાવવાનું છે, તેનું ચિત્ર, તથા રોલૅન્ડ એલ. ગાવરનો પડાવેલો મરનારનાં ચિત્ર સાથનો એક બીજો ભેટ આપ્યો. એ સંધું થયા પછી અમે પાછાં ગાડીમાં બેઠાં અને ઘર તરફ ફર્યાં. એ વેળા લોકે ખુશાલીના પોકારોથી અમને વધાવી લીધાં. એકલો લીઓપોલ્ડજ ચાલતો ઘર ગયો અને તેની જગ્યાએ કૉન્સટન્સ અમારી ગાડીમાં બેઠાં. તરતજ બીએટ્રિસ અને હું ઍની તથા ડયુકની સાથ એમનાં દિવાનખાનામાં ગયાં જ્યાં જે સંધા લોકને આજે ડયુકે જમવાનું નોતરૂં કીધું હતું તેઓ ભેગાં મળેલાં હતાં. ડયુકે કેટલાંક જનની મારી સાથે ઓળખ કરાવી જેઓમાં એક ઘણી ઘરડી બાનું મિસિસ હા-

ઉસ્ટન હતી, જે હંસીથી નેવું વર્ષની વયની હતી, અને મારાં પ્રિય યજમાન તથા ડચેસ ઑફ નૉરફોકની ઇષ્ટ મિત્ર હતી. મને જોઇ તેની છાતી હર્ષથી ભરાઇ આવી અને તે ઉલટથી બોલી, "આજ કે મારાં વ્હાલાં મહારાણી ?" અને પછી ડ્યુકનો હાથ હાથમાં ધરી બોલી—"અને આ તો મારા લાડકા ડ્યુક ?"

રોજની રીત પ્રમાણે જમ્યા પછી લૉર્ડ ગ્રૅનવિલ અમારી મુલાકાતે આવ્યા. તેઓ સાથ વાતચિત કરી સવા ચાર વાગે ડ્યુકની ચાર ઘોડાની વૅગનેટમાં બેસી બીએટ્રિસ, ઍની, તથા જેન ચર્ચિલને લઇ હું ફરવા ગઈ. એ વેળા જોકે સૂર્યનો પ્રકાશ ઘણો ન હતો અને વાયુ જોરમાં વાતો હતો તોપણ આકાશ ખુલ્લું હતું. અમે બેનાબ્રાગી યાને સ્મરણસ્તંભની ટેકરી ઉપર ગયાં ત્યાં ડ્યુકના બપાવા તે સધરલૅન્ડના પેહેલા ડ્યુકનું રાક્ષશી કદનું બાવલું છે; તેઓ કાઉન્ટેસ ઑફ સધરલૅન્ડ સાથે પરણ્યા હતા, જેમની આ સઘળી બોહોળી મિલકતો હતી. એઓ ૧૮૩૯માં મરણ પામ્યાં હતાં અને મને હજી યાદ છે કે તેઓ એક ઘણા મળતાંવડા સ્વભાવનાં, અને ચાલાક ઘરડાં બાનું હતાં. રોજ અમે જે રસ્તે જતાં હતાં તે રસ્તેથી વનમાં થઇ થોડેક સૂધી ગયા પછી નાળાંને કાંઠે આવેલા લાંબા રસ્તા ઉપરથી ડનરૉબિનની ગાલી જે રાની દેખાય છે તે તરફ ગાડી હંકારી ગયાં, પણ ઘાસની માંહેથી એ લાંબી ચઢાણ ઉપર ગાડી ખેંચી જવી ઘોડાઓને ઘણી ભારી પડી. અર્ધી મંજલ પુરી થવા પછી અમે ચાહ કૉફી પીવા ગાડી ઉભી રખાવી; પણ ગાડી થોભવાની અગાઉ બ્રાઉનને દુરથી હીધરનો એક ઉજળો છોડ

દેખાવાથી તે ગાડીપરથી કૂદી પડયો અને તે ઉપાડી લાવ્યો. (ગાડી જલદી દોડતી હોયછે ત્યારે પણ એ છોડ ઝટ એની નજરે પડેછે, જેમ મારી નજરે તે પડતો નથી.) આ પહાડી મુલક-નાં કોઇ પણ માણસની નજરે એ ઉજળો રોપ પડેછે તો તે તેને તોડી લેવા વિના આગળ ચાલતો નથી, કારણ તેઓ એને સુભ સુકનસુચક સમજે છે. અહિંથી અમને ઘણે લાંબે સૂધીનો પ્રદેશ દૃષ્ટિએ પડતો હતો અને આ કિનારાથી તે પશ્ચિમ કિનારા સૂધીની અનંત ટેકરીઓ દિસ્તી હતી. એ સર્વ મુલક ડયુકનો છે.

હવા નીતરી હોયછે ત્યારે તો અહિંથી બીજા હાથ તરફ જોતાં રોસશીઅર તથા મોરે ફ્રિથ તરફના સાત પ્રાંતો સાફ નજરે પડે છે, પણ આજ તો ધુમસ હોવાને લીધે એટલે છેટેનું અમને દિસ્યું નહીં; તોએ અમને રીન્સ ટેકરી સ્પષ્ટ નજરે પડી. એ ડયુક ઑફ રિચમંડની મિલકતનો નીચાણમાં આ-વેલો જે એક ભાગ સમુદ્રમાં જાયછે તેને પેલે છેડે આવેલીછે. જે રસ્તે આવ્યાં હતાં તેજ રસ્તે અમે ટેકરીપરથી પાછાં ઉતર્યાં અને સાત વાગે ઘર આવી પહોચ્યાં. લીલાહ ગ્રૅાસવેનર જે તરતનીજ મેહેલમાં આવી હતી તેને બીએટ્રિસ મારી આગળ તેડી લાવી. શનીવારે જેમ નીચેનાં જમવાનાં દિવાન-ખાનામાં જમ્યાં હતાં તેમજ આજે પણ સવા આઠ વાગે જમ્યાં. તે દિવસે જેઓ અમારી સાથ ખાનાંપર હતાં તેઓજ બધાં આજ પણ હતાં, માત્ર કર્નલ પૅાનસૅાન્બી આજ વધતા હતા. અમારી આગળ મેંઢાની મુડીની એક વાણી હતી જે પેહ-

લીજ મેં આગળ રવીવારે ચાખી હતી અને જે મને ઘણી ભાવેછે. જમ્યા પછી થોડી વાર હું દિવાનખાનામાં જઈ બેઠી અને ડયુકે મી. સ્ટેનલી, જેઓએ લિવિંગસ્ટનને આફ્રીકા દેશમાં ગુમ થયલો શોધી કાઢયો હતો તેમની મારી સાથે ઓળખ કરાવી. તેઓએ લિવિંગસ્ટન સાથની પોતાની મુલાકાતની વાત કરતાં કહ્યું જે લિવિંગસ્ટને જે કામ બજાવવાનું માથે ઉઠાવ્યુંછે તે પાર ઉતારતાં તેને હજી અઢાર માસનો વિલંબ લાગશે. સર હેનરી રૅાલિનસન પણ એ વેળા દિવાનખાનાંમાં હતા.

એ પછી હું મારા ઓરડામાં ગઇ અને જેને મારી આગળ કાંઇક વાચ્યું.

મંગળવાર, ૧૦મી સપટેમ્બર.

આજ ઘણો સારો ઉઘાડ હતો. રોજની માફકજ નાસ્તો કરી સાડા દસ વાગે હું મારાં ટટ્ટુ ઉપર સ્વાર થઇને, અને જેની એલી તથા જેન ચર્ચિલ ચાલતાં, એ રીતે અમે ગૅાલસ્પીનાં નાળાંનો ધોધ જોવા ગયાં. એ વાર અમે રસ્તો ચુકી આડે માર્ગે નિકળી ગયાં પણ બન્ને વાર પાછાં રસ્તે લાગ્યાં. કિલ્લાના દરવાજામાંથી નિકળી અમે રેલવેના મોટા પુલની નીચેથી નદીના કેટલાક ખડબચડા પત્થરોપર થઇ ઝાડીઓથી અને મોટાં ઝાડોથી ઢંકાયલા એક રસ્તા પર ચાલ્યાં. જતાં જતાં અમે ખીણના છેક ઘણાજ સાંકડા ભાગ ઉપર આવ્યાં. અહિં એક લાકડાંનો પુલ હતો તેની આગળ હું ટટ્ટુપરથી નીચે ઉતરી અને બીજા કેટલાક નાના અને માત્ર પ્યાદાંજ ચાલી જવાય

એવા પુલોપરથી થઇ વનસ્પતીથી ભરપુર ટેકરાઓની વચ્ચે આવેલા એક રસ્તાપરથી ચાલી અમે ધોધનાં મથાળાં સુધી ગયાં. એ ધોધ ઘણો સુંદર છે, અને તેને જોતાં મને કોરીમલઝી ધોધ યાદ આવ્યો, જોકે આ તે કરતાં ઘણો નાનો છે. હું પાછી ટટ્ટુપર બેઠી અને જે રસ્તે આવ્યાં હતાં તેજ રસ્તે અમે પાછાં અમારે ઉતારે આવ્યાં. એ વેળા બાર વાગવા આવ્યા હતા. આજ ગરમી ઘણી પડતી હતી, તોપણ થોડાક વરસાદના છાંટા આવ્યા તે બાદ કરતાં આજનો આખો દિવસ ઘણો સારો ગુજર્યો.

ચારમાં દસ મિનિટ કમ હતી તેમ મારાં બન્ને છોકરાંને અને ઍની સધરલૅન્ડને લઇ મારી વૅગનેટમાં બેસી અહિંથી થોડેક છેટે ઓરા નામે સરોવર છે તે જોવા અમે નિકળ્યાં. કિલ્લાના તબેલાને માર્ગે થઇ ડૈથનેસના ધોરી રસ્તા પરથી ઓરાનાં નાનાં માછીમારોનાં ગામડાંમાં અમે જઇ લાગ્યાં. ત્યાંનાં સઘળાં લોક અમને આવકાર દેવા બહાર નિકળ્યાં હતાં, અને તેઓએ અમારા માનને ખાતર એક આરકું ઉભું કીધું હતું, તથા પોતાનાં ગામડાંને હીધરનાં ફુલોથી શણગાર્યું હતું. અહિંથી ડાવા હાથ ભણી વળાણ લઇ અમે એક રાની મેદાનમાં નિકળ્યાં અને એક ઠેકાણે ડચુકને હવડાં નવી હાથ લાગેલી કોલસાની ખાણોમાંની એક ખોદાયછે તે જોવા થોડી વાર થોભ્યાં. એમાંની એક બીજી દરિયે કિનારે આવેલી છે તેપરથી અમે ગએ રવીવારે પસાર થયાં હતાં. ત્યાંથી આગળ વધી ઓરા સરોવરની સરૂઆત જ્યાં થાયછે ત્યાં અમે ગયાં. એ સરોવર સાત માઇલ લાંબો છે અને ઓરા

નદી તેમાંથી નિકળી સમુદ્રમાં જઇ પડેછે. જેમ આગળ વધતાં એ સરોવર પોહોળો થતો જાયછે તેમ તેને કાંઠે આવેલી ટેકરીઓ પણ ઉંચી થતી જાય છે. અહિંથી એક કલાકની મંજલ કાપી અમે ફ્રિશિંગ કૉટેજ આગળ જઈ પહોંચ્યાં. એ લાકડાંનું બાંધેલું એક નાનું ઘરછે અને રસ્તાથી આંઘે મેદાનમાં આવેલુંછે. અહિં અમે ગાડીમાંથી ઉતર્યાં. ડ્યુક પોતાની ચાર ઘોડાની બ્રેક હાથેજ હાંકી આવ્યા હતા પણ એ ચારે ઘોડાને કોઇ વાર સાથે જોડેલા ન હોવાથી તેમને આ સાંકડા અને વળાણો લેતા રસ્તાપરથી ગાડી હાંકતાં ઘણી મેહેનત પડી. એમની સાથે બૉક્સ ઉપર લૉર્ડ ગ્રૅનવિલ બેઠા હતા અને ગાડીમાં કૉન્સટન્સ વેસ્ટમિનસ્ટર, જેન ચર્ચિલ, ડચેસ ડી સાં આર્પીનો, (જેઓ ડચેસનાં મિત્રછે અને હવડાંજ એમને ઘર પરોણાં આવ્યાંછે) તથા લેડી ગ્રૅનવિલ એટલાં હતાં, અને ગાડીની પછવાડે બે ઘોડાવાળા ઉભા હતા. બીજી ત્રણે જવાન બાનુંઓ એમની પછવાડે વેગનેટમાં આવતી હતી. તેઓ જોકે અમારી અગાઉનાં નિકળેલાં હતાં તોપણ અમે તેમને બ્રારા આગળ પકડી પાડયાં. આ નાનાં ઘરના માળાપરના એક ઘણા નાના ઓરડામાં મૅકઍલીસ્ટરે સગડી સળગાવી અમો સારૂ ચાહ તથા થોડી બાફેલી માછલી તૈયાર કીધી હતી. મેં તો થોડી કૉફીજ પીધી. અમે સર્વ બાનુંઓ તથા લીઓપોલ્ડ તે નાના ઓરડામાં જેમ તેમ ભચડાઇને બેઠાં અને સર્વએ હસી બોલીને ચાહ વગેરે પીધી. ત્યારપછી નીચે માછલી પકડાતી હતી તે જોવા સંધાં ગયાં. એ રમત ઘણીજ ફતેહમંદ ઉતરી હતી કેમજે એકજ જાલમાં

શાર જાતની ચલકતા લાલ રંગની સંખ્યાબંધ માછલીઓ, કેટલીક ટ્રાઉટ, અને બે સામન માછલીઓ ઘસડાઇ આવી, જેમાંની બન્ને સામન તો ઘણો ભાર થવાથી નદીમાં પાછી નાખી દેવી પડી. ત્યારપછી પાછી ઉપર જઇ હું અગાસીપરથી દેખાતા દેખાવનું ચિત્ર લેવા બેઠી. તેટલાં બીજા ઘણાએક ગળ પાણીમાં નાખી મૅકડૉનલ્ડે પુષ્કળ માછલી પકડાવી, અને અમારી સાથનાં કેટલાંક જણ અહિં તહિં ફરવા, તેમજ કેટલાંકો હોડીમાં બેસી સેહેલ કરવા લાગ્યાં. આ વેળા કૅરલ હિલ્સ તરફનો દેખાવ સુંદર અને રંગબેરંગી થઇ રહ્યો હતો.

અમારી સાથનાં સઘળાં બાનુંઓ અને ગ્રહસ્થો હોડીઓમાં બેસી પેલે પાર ગયાં, પણ મને તો જમીનને માર્ગેજ જવાનું પસંદ પડ્યું તેથી મેં સરોવર કાંહેથી ગાડી લેવાડી, અને કાળાં પાણી નામે નદી જે રંગે ખરેખર કાળીજ દિસેછે તે ઓરા સરોવરને જે ઠેકાણે જઇ મળેછે તે ઠેકાણે જઇ મેં તે નદી પાર કરી. ઠચેસ કહેતાં હતાં કે ખીણની અંદર પેઠા પછી એક ઘણો સરસ ફરવાનો રસ્તો આવેછે. અમે સરોવરને કાંઠે રહી એક ઘણાજ સુંદર રસ્તા ઉપરથી કૅરલનાં વનમાં ગયાં જ્યાં વૃક્ષો ઘણાં ઉંચાં ઉગેળાં દિસ્તાં હતાં. ટેકરીઓને મથાળે અમે કેટલાંક સાબર જોયાં.

જમણી બાજુએ વળાણ લઇ, કેટલાંક મેદાનો જેપર ડયુક ઑફના હુળની મદદથી અજબ જેવી સારી ખેતીવાડી કીધેલી છે તેની આગળથી પસાર થઇ, અપાટ ગામને રસ્તે અમે ઘર આવ્યાં. ગામમાંથી પસાર થતાં અમે મી. લૉકનાં ઘર અપાટ

આગળ જરાવાર ગાડી થોભાવી. અગાઉ જ્યારે મરહુમ ડયુક અને ડચેસ લૉર્ડ અને લેડી ગૉવરને નામે ઓળખાતાં હતાં ત્યારે તેઓ એ ઘરમાં રહેતાં હતાં. મી. લૉકના પિતા મરહુમ ડયુકના મુનીમ હતા અને હવે મી. લૉક પોતે પણ હાલના ડયુકના મુનીમછે. એમને મેં લૉર્ડ ઍલસમીઅરની નોકરીમાં એજ ઓહ્દા ઉપર ૧૮૫૧માં વર્સલી ખાતે જોયા હતા. મિસિસ લૉક, તેમની દીકરી, અને તેમની દોહીત્રી, એટલાં ઘરમાં હતાં. એ નાની છોકરીએ મને એક ફુલનો તુરો ભેટ આપ્યો. એ ઘરની પાસે એક નિશાળ છે ત્યાંનાં છોકરાંઓને નિશાળની બાહેર હારબંધ ઉભાં રાખવામાં આવ્યાં હતાં. વનોમાંથી થઇને અમે ઘર આવ્યાં ત્યારે સાતને વીસ થઇ હતી. સાડા આઠ વાગે જમવાનાં દિવાનખાનામાં અમે વાળુ કર્યું. ખાનાંપર ગઇ કાલનાં લોક ઉપરાંત ડચેસ ઑફ સાં આર્પીનો અને સર હેનરી રૉલિનસન હતાં, પણ તેમ રોલૅન્ડ એલ. ગૉવર અને કર્નલ પૉનસૉન્બી ન હતા. હવે હું એ જમવાનાં દિવાનખાનાંનું વર્ણન કરૂંછું. એ ઓરડો જોકે ઘણો મોટો નથી તોપણ શોભિતો છે. તેની દવાળે લાકડાંનાં પેનલ જડયાં છે અને તેમાં એક છેડે પેહેલાં ડચેસના પિતા અર્લ ઑફ સધરલૅન્ડનું ચિત્ર અને બીજે નાકે નામાંકિત લૅન્ડસીઅરને હાથનું ચાકનું પાડેલું એક ચિત્ર ટાંગેલુંછે. એ છેલ્લાંમાં બરફની જમીન ઉપર બે સાબરો દખાડયાં છે જેમાંનાં એકે બીજાંને મારી નાખ્યું છે એવું જણાયછે. ઓરડાની ચોપાસ સાબરોનાં માથાં ગોઠવી રાખેલાંછે અને તેમાંનું એક જે ઘણું મોટું છે તેની પછવાડે

ગૅસની નળીઓ દાખલ કીધેલી હોવાથી જ્યારે તેમાં ગૅસ સળગાવવામાં આવેછે ત્યારે તેનો દરેક ભાગ પ્રકાશી રહેછે. દેવાળનાં દરેક પેનલ ઉપર થૉરવાલ્ડસેનને હાથનાં બનાવેલાં બાવળાંઓપરથી લીધેલાં ચિત્રો પાડેલાંછે. દિવસે પણ એ ઓરડામાં ઝાઝું અજવાળું આવતું નથી. આજ ખાનાંપર અમારી આગળ પેલું પ્રખ્યાત સ્કૉચ પકવાન "હૅગીસ" મુકયું હતું, અને ગઇ કાલે મેંઢાની મુંડી મુકી હતી. રોજ તો મૅકએલીસ્ટર ટેબલની આસપાસ ફરી વાંસળી વગાડતો હતો પણ આજ મારી નોકરી માંહેલા વિલી લીઝ તે વગાડી અને અમે જમી રહ્યા બાદ તેઓ બન્ને ભેગા મળી બીજા ઓરડાંમાં જઇ વગાડવા લાગ્યા. જમી રહી વળી થોડીક વાર હું દિવાનખાનામાં ગઇ. એ દિવાનખાનું શોભિતું છે, તે જમવાનાં દિવાનખાનાનાં કદનું જ છે અને મનને ખુશ કરે એવી ઢબે સણગારેલું છે. દિવાળોપર ઘેરા રાતા રંગનાં કાગળો લગાડેલાં છે. તેને એક છેડે નાનો ઝરૂખો છે અને બન્ને બાજુએ બારીઓ છે. એ દિવાનખાનાંમાંથી એક બીજા નાના ઓરડામાં જવાયછે અને વળી તેમાંથી લાયબ્રેરીમાં જવાયછે. એ નાના ઓરડામાં મારી એક આખાં કદની તસ્વીર મુકેલીછે. જમવાનું દિવાનખાનું બીજા હાથ ઉપર એલાહેદું આવેલુંછે, અને બીલ્યર્ડ રમવાનો ઓરડો મારા બેસવાના ઓરડાની સામેજ આવેલો છે. હું મારા ઓરડામાં ગયા પછી જેન ચર્ચિલે મારી આગળ કાંઇક વાંચ્યું.

બુધવાર, ૧૧મી સપટેમ્બર.

આજ સહવારનો સમય સુસ્ત હતો. ઇંગ્લન્ડમાં હાલ જે લશ્કરી કવાયદો કરવામાં આવેછે તેનું કામ ઘણી મન-માનતી રીતે ચાલેછે, અને દરેક જણ આર્થરની સ્તુતિ કરેછે, તેમજ તેની મેહેનત તથા પરિશ્રમ પણ વખાણેછે જેથી મને ઘણો આનંદ પ્રાપ્ત થાયછે. સવા અગીયાર વાગે જેન ચર્ચિલને લઇ ડ્યુકની સાથે હું બાગમાં એક નાનું સંગ્રહસ્થાન છે તે જોવા ગઇ. તે ઘણી સારી સીફતથી ગોઠવેલું છે અને તેમાં અસલનાં સેલટિક લોકનાં ઘરેણાંની આબેહુબ નકલો મુકેલી છે, તેમજ તે વખતનાં બચી રહેલાં કેટલાંક હથીયારો, વાસણો, વગેરે ત્યાં રાખેલાં છે, જે ઘણાં જોવા લાયક છે. એ ઉપરાંત ડનરૉબિન-માં તેમજ તેની આસપાસની જગ્યાઓમાંથી મળતાં પક્ષીઓ-નો પણ એક મોટો સુંદર સંગ્રહ ત્યાં રાખેલો છે. ધર્મગુરૂ મી. જૉઆસે અમારી સાથ ફરીને અમને એ સર્વની સમજ પાડી.

અહિંથી જરા આગળ ફરી આવીને સાડા અગીયાર વાગે વરસાદ આવ્યો તેથી અમે પાછાં ઘરમાં આવ્યાં. પાછાં ફરતી વેળા નાની એલિક્સ પોતાનાં નાનકડાં ટટ્ટુ ઉપર બેસી બાગમાં ફરતી અમને મળી. અમે ડચેસની નારવીજીઅન ગાડી તથા ટટ્ટુબી જોઈ આવ્યાં. (ઘરમાં આવ્યા પછી ઘણો ખરો વખત લોકને ભેટ આપવાની વસ્તુઓ ખોળી કાઢવામાં ગુજર્યો, અને રોજની વખતે બપોરનું ખાનું ખાધા પછીબી એજ બાબદની ગોઠવણો કરવામાં કેટલોક વખત ગયો). પછી મારી બારીએથી

દિસ્તા દેખાવનું ચિત્ર પાડ્યું હતું તેમાં રંગ પૂર્યો. ચારમાં દસ મિનિટ કમ હતી તેમ બન્ને છોકરાં તથા ઍનીને લઇ વૅગનેટમાં બેસી હું ફરવા નિકળી. ડ્યુક, બીજી બાનુઓ, રોલૅન્ડ એલ. ગોવર, કર્નલ પૉનસૉન્બી અને સર હેનરી રૉલિનસન એક બીજી ગાડીમાં આગળ નિકળી ગયાં હતાં. કિલ્લાને પશ્ચિમ દરવાજેથી અમે બહાર નિકળ્યાં અને ગાૅલસ્પીનાં ગામડાંમાં થઇ સિલ્વર ટેકરીની તલેટિમાંના સુંદર રસ્તાપરથી થઇ દરિયા કાંઠે એક પૂસ્તો બાંધેલો છે તે પરથી ગાડી લીધી. આ જગ્યાએ જમીનની માંહે દરિયાનો એક ફાંટો, નામે લૉક ફ્લીટ, આવેલો છે તેની પેલી પાર જવાનો માર્ગ કરવા સારૂ પેહેલા ડ્યુકે એ પૂસ્તો બંધાવ્યો હતો. એની નજદીકમાંજ રેલવેનું સ્ટેશન આવેલું છે.

પછી અમે એક ઘણી સુંદર ખીણમાંથી ડૉર્નૉક ખાડીને કાંઠે કાંઠે થઇ ડૉર્નૉકના કસ્બા તરફનો રસ્તો લીધો, અને ક્રૉમબસમોઅર ગામ પસાર કરી વનોમાંથી થઈ અમારી ગાડી એક નીચાણ જમીનપર નિકળી, જ્યાંથી ડૉર્નૉકનાં દેવળનો મિનારો નજરે પડ્યો. અહિંથી ડાબી બાજુ વળાણ લઇ ડૉર્નૉક કસ્બામાં અમે પેઠાં. એ કસ્બો ઘણો નાનો છે. તે સધરલૅન્ડનું મુખ્ય શેહેર ગણાયછે, જોકે હાલ તો તે દૂનિયાના વેહેવારથી તદન એલાહેદું થઇ પડ્યું છે, કેમજે તેની પાસેથી રેલવે પસાર થતો નથી. તે ગૉલસ્પીથી પણ નાનુંછે—માત્ર માછીમારોનો એક કસ્બોજ છે. આજ અમારી પધરામણીની ખુશાલીમાં ત્યાં એક આરકું ઉભું કરી તે ઉપર ગૅલીક ભાષામાં

એક લેખ લખ્યો હતો તથા ઘરોને હીધરનાં અને બીજાં ફુલો તેમજ ડાંખળીઓથી સણગારેલાં હતાં, અને ઘણાં લોક બહાર રસ્તાપર નિકળેલાં હતાં. અહિંનું જે મોટું દેવળ કેહેવાયછે તેના દરવાજા સૂધી અમે ગાડી લીધી. પેહેલાં તો ત્યાં ઉતરવાનો મારો વિચાર નહીં હતો તોપણ પાછલથી ઉતરી હું માંહે ગઇ. મરનાર ડયુક અને ડચેસનાં માતપિતા તેમજ સધરલૅન્ડના સોલ ઉમરાવોને એ દેવળમાં દાટેલાછે. ગિલબર્ટ ડી. મોરાવીઆ જે ૧૨૨૩થી ૧૨૬૦ સૂધી અહિંનો વડો ધર્મગુરૂ હતો તેણે પોતાને ખરચે એ દેવળ બંધાવ્યું હતું. એ પાદરી સધરલૅન્ડનાં કુટંબીઓનો સગો હતો જેઓને તે વેળાએ તરતનીજ કેથનેસ પ્રાંતની દક્ષિણ તરફની ઓહોળી જમીનની માલેકી મળેલી હતી, અને જેમનો સધરલૅન્ડના ડયુકનો અમીરી ખેતાબ ત્રણ પેઢી ઉતરી હાલના ડયુકને મળ્યો છે. પત્થરની બાંધેલી એક ઘણીજ અસલી કબરમાં તે ધર્મગુરૂના ભાઇ રિચર્ડ મરેનાં હાડકાં જળવાઇ રહ્યાં છે. માત્ર થોડીજ મિનિટ એ દેવળમાં ફરી બીજે બારણેથી બહાર નિકળી અમે ગાડીમાં જઇ બેઠાં. દેવળની સાંમે એક અજબ તરાહનો જુનો મિનારો છે જે અગાઉ ઉપલા પાદરીના મેહેલનો એક ભાગ હતો. અમને જોઈ લોક ઘણાં ઉલટમાં આવ્યાં હતાં અને એક બુઢી માછણ જેનાં પગ ગુઠણ સુધી ઉઘાડા હતા તેણે અમને જોઇ રૂમાલ હલાવી ખુશાલી બતાવવા માંડી એટલુંજ નહીં, પણ અમારી ગાડી ચાલી ગઇ ત્યારે તે નાચવા વટીક પડી ગઇ. (એવી ઘણી માછણો અમને ડનરૉબિન આગળ મળી હતી). પ્રાઉને ગાડી

ઉપરથી તેને ઇસારત કરી પાસે બોલાવી અને કાંઇક નાણું તેની તરફ ફેંક્યું જે તે બાપડી ડોસીએ દોડી આવી ઉંચકી લીધું. વનમાં પાછાં જવા પછી અમે ગાડી થોભાવી ચાહ અને કૉફી પીધી અને તેટલાં ડ્યુકની ગાડી પણ ત્યાં આવી પહોંચી.

અહિંથી અમે એક જુદોજ રસ્તો લીધો, અને મરહુમ ડ્યુકે નમુના દાખલ બનાવેલાં ખેતરને રસ્તે થઇ મી. અને મિસિસ બેટસના સુંદર નાના બંગલા કૉમબસમોઅર આગળ જઈ પહોંચ્યાં. એ બંગલાની આગળી બાજુએ એક નાનો બાગ છે. મારાં બન્ને છોકરાંઓ, તેમજ અમારી સાથનાં બીજાં બધાં ગાડીમાંથી ઉતરી માંહે ગયા પણ મેં તો ગાડીમાંજ બેસી રહેવાનું માંગી લીધું કેમજે મને ઘણી થાક ચઢી હતી. પણ આખરે મેં થોડી વાર પછી ઉતરવાનું મન કીધું અને માંહે જઈ તે બંગલો બધે ફરીને જોયો.

એ મકાંન સાબરનાં માથાંઓથી તેમજ સુંદર ચિત્રો અને તરેહવાર શોભિતી ચીજોથી ઘણી મનોહર રીતે સણગાર્યું છે. મી. અને મિસિસ બેટસે એક ચોપડીમાં મારૂં નામ લખવાની મને અરજ કરવા ઉપરથી મેં ગાડીમાં બેઠી બેઠીએજ તે લખ્યું.

અહિંથી જે રસ્તે અમે આવ્યાં હતાં તેજ રસ્તે પાંછાં ફર્યાં. આજની સાંજ રળિઆમણી હતી અને આકાશ ઉપર રાતા તથા બીજા તરેહવાર રંગોની રચના થઇ રહેલી હોવાથી તે અતિ શોભાયમાન દિસતું હતું. કૉમબસમોઅર જઇ પહોંચવા

અગાઉ રસ્તે જતાં અમને બ્રોરા નદીને પેલે પાર ઘણે છેટે આવેલો કેથનસનો ડુંગર નજરે પડ્યો. ઘર આવ્યાં ત્યારે સાત વાગ્યા હતા. આજ તો મારાજ ઓરડામાં છોકરાંઓની સાથે ભોજન લીધું અને પછી થોડી વાર દિવાનખાનામાં જઇ હું બેઠી. ત્યાંથી આવી થોડો વખત લખવામાં કાઢ્યો. સાડા અગીયાર વાગે મારાં બન્ને છોકરાંઓ સહિત મારે ઘર જવા હું ડ્યુકની ગાડીમાં બેસી ડનરૉબિનથી નિકળી. ઍની અમારી ગાડીમાં બેઠાં હતાં, અને અમને ગાડીમાં ચઢાવી ડ્યુક પોતે ચાલતા ત્યાંનાં ખાનગી સ્ટેશનપર ગયા અને તેમની પછવાડે મૅકએલીસ્ટર પણ ચાલતોજ ગયો. એ સ્ટેશન કિલ્લાથી પાંચસો વારને છેટે હશે.

રસ્તાપર ઘણાંક લોક એકઠાં મળ્યાં હતાં અને આખે રસ્તે લાલ અને આસમાની રંગની રોશની કરવામાં આવી હતી. એ તરફની સઘળી બાનુઓ અને ગૃહસ્થો સ્ટેશન ઉપર ભેગાં મળ્યાં હતાં તેમને સંધાને મળી ભેટી, તથા ઍનીને અને કૉન્સટન્સને ચુમી લઇ અને ડ્યુકને શેકહૅન્ડ કરી, હું ગાડીમાં બેઠી. એઓએ તેમજ ડચેસે ઘણીજ પ્રિતથી અમારી પરોણાચાકરી કરી હતી.

હું સાડા બાર વાગે સુતી, પણ બીએટ્રિસ તો મારી અગાઉજ પોઢી ગઇ હતી.

ગુરૂવાર, ૧૨મી સપટેમ્બર.

જોકે અમારી મુસાફરીમાં કાંઇ ગડબડ જેવું હતું નહીં તોપણ મને બરાબર ઉંઘ આવી નહીં. આઠ વાગે અમે

ઍબલેટર જઇ પહોંચ્યાં. આજ પ્રભાતનો બહાર રળિઆમણો હતો. સ્ટેશન ઉપર ઉતરી બીએટ્રિસ, લીઓપોલ્ડ તથા હું એક ગાડીમાં બેસી અમારાં આ પિત્રિકર બાલમોરલ તરફ જવા નિકળ્યાં અને પોણા નવ વાગે અહિં આવી પહોંચ્યાં.

અમારી આ મુસાફરી વગેરે મને તો એક સ્વપનાં સરખી લાગી, અને ગઇજ રાતે અમે ડનકૅબિનમાં ખાનુ ખાધું અને આજ સવારનાં તો બાલમોરલમાં છીએ એ વાત જાણે બનવી પણ મને અશકય લાગી.

# ડૉકટર નૉર્મન મૅકલીઅડ.

[માર્ચ ૧૮૭૩—મારા પ્રિય અને માનવંતા મિત્ર ડૉકટર નૉર્મન મૅકલીઅડ જેઓ આ દેહ છોડી ગયા છે અને જેમની ખોટ મને દરરોજ વધારે ને વધારે માલમ પડે છે તેઓએ મારી સાથે કીધેલી વાતચીતમાંનું, તથા તેમના ઉપદેશોમાંનું મને જે કાંઇ યાદ છે તે સઘળાંની નોંધ જાળવી રાખવાની મારી પુર ખાહેસ છે, અને તેથી હું મારી નોંધપોથીમાંની ૧૮૬૧ પછીની નોંધોમાંથી એમને લગતા નીચલા ઉતારા આપુંછું, કારણકે તેજ વર્ષથી મારા ઉપર મહા દુઃખ આવી પડવાથી એમની સાથે હું વાતચીતના વધુ વેહેવારમાં આવી હતી.]

બાલમોરલ,

સોમવાર, ૧૨મી મે, ૧૮૬૨.

હું બપોરે ઘરમાં આવ્યા પછી ડૉકટર મૅકલીઅડ મને મળવા આવ્યા અને ઘણી માયાથી અને નમ્રતાથી, મારૂં મન રીઝાય એવી રીતે તેઓએ મારી સાથ વાતચીત કીધી. પ્રિય આલબર્ટની માંદગી વિષે, અને તેઓ કોઇબી વખતે આ સંસાર છોડી જવા કેવા તૈયાર હતા તે વિષે હું બોલી તે સાંભળી ડૉકટર મૅકલીઅડનાં મનપર ઘણી અસર થઇ, અને તેઓ બોલ્યા-"આહા! ત્યારે તો તેમનું મન હંમેશ કેવું સ્વચ્છ રહેતું હોવું જોઇએ, તેઓ કેવો પરમાર્થી, અને જેબી ભલાં કામ કરવાં

ઘટે તે કરવા કેવા તત્પર હોવા જોઇએ." તેપરથી મેં તેમના આનંદી સ્વભાવ વિષે બોલતાં કહ્યું, જે પોતાને મનગમતું અથવા ભાવતું કાંઇપણ હોય તો તેને કામ પડવે તેઓ પડતું મુકતા, તેમજ પોતાની હાલતમાં કાંઇપણ ફેરફાર થાય તો તેનાથી નારાજી ન થતાં ઉલટા તેમાં જે કાંઇ ફાયદાનું હોય તે તરફજ જોઇ તેમાંજ સંતોષ માની તેઓ મનને આનંદી રાખતા— જેમકે દાખલા તરીકે તેમને અહિં રહેવા ગમતું હતું તોપણ અહિંથી વિંડઝર જવું પડે કે વિંડઝરથી લન્ડન જવું પડેતો તેઓ પોતાનું વ્હાલું ઘર છોડી જવાનાં વિચારથી જરાએ નારાજી થતા નહિં. પણ મારો સ્વભાવ તો એથી ઉલટોજ છે. વાત કરતાં ડૉકટર નૉર્મન, આપણી અગાઉ જેઓ સ્વર્ગમાં ગયાં હોય તેમનું હંમેશાં સ્મરણ કરવામાં કેટલું સુખછે તે વિષે બોલ્યા, અને પોતાની ઓળખાણની એક ઘરડી સ્ત્રીની તેઓએ વાત કીધી જેનો પતિ તથા ઘણાંક છોકરાં મરણ પામ્યાં હતાં અને તે બાપડી ઉપર અનેક પ્રકારનાં દુઃખો પડયાં હતાં તે પરથી તેઓએ એક વાર તેણીને પુછયું હતું જે એ બધાં દુઃખ તે શી રીતે સહણ કરી શકી હતી, જેના ઉત્તરમાં તે બોલી હતી—"આહા! જ્યારે તે જતો રહ્યો ત્યારે મારાં હઇડાંમાં એક એવું મોટું ગબારૂં પડયું કે બીજાં બધાં દુઃખ તે વાટે સેહેલાઇથી પસાર થઇ ગયાં." ખરેખર એમજ છે, તેણીનું બોલવું ઘણું સત્ય, ઘણું અસરકારક છે, અને હું પણ હંમેશ એમજ સમજીને ચાલીશ.

બાલમોરલ,

રવીવાર, ૨૪મી આગસ્ટ, ૧૮૬૨.

........................રાત્રે જમ્યા પછી હું મિસિસ બ્રુસના ઓરડામાં ગઇ ત્યાં ડૉકટર મૅકલીઅડ પણ અમને આવી મળ્યા, જેઓએ મને દિલાસો મળે અને મારૂં મન રીઝે એવી વાતો અમો સાથે કીધી. મારા પરમપ્રિય આલબર્ટનાં જે બાવલાંનું બોખું હેઠલ ઓટલાપર મુકેલું છે તેની તેઓએ વખાણ કરી, અને આંખમાં આન્જું લાવી બોલ્યા—"તેમની ખોટ મને વધારે અને વધારે માલમ પડતી જાયછે." પછી જે મોટી કબર મેં તેમને ભુમીદા કરવાની જગ્યા ઉપર બંધાવીછે તેનો નકશો મેં ડાકટર મૅકલીઅડને દેખાડયો તે જોઇ તેઓ બોલ્યા—"ઓહો! એમાં તેઓ પોતે કયાં છે?"—જે એમનું બોલવું સત્ય હતું. તેમજ વળી મેરોશેટીને હાથનાં બનાવેલાં આલબર્ટનાં એક બાવળાંની તસ્વીર મેં તેમને દેખાડી જે જોઇ તેઓ બોલ્યા—"હેઠલ જે બાવળું છે તે તેઓને વધારે મળતું આવેછે," જે બોલવું પણ ઘણુંજ વાજબી હતું. મરણ પછી માણસને બીજી જીંદગીમાં જવું છે એ વાત તેઓ પુર ભરૂસાથી માનેછે.

રવીવાર, ૯મી અકટોબર ૧૮૬૪.

ચાર વાગે લેનચન અને અગસ્ટા સ્ટેનલીને લઇ હું દેવળમાં ગઇ, જ્યાં ડાકટર મૅકલીઅડે ઘણી તારીફ લાયક રીતે ભકિત કીધી અને મોઢેથી એક ઘણી અસરકારક વાયજી કીધી.

ત્યાર પછી તેઓ મારી મુલાકાતે આવ્યા, જ્યારે તેઓ સાથ મારાં દુઃખો, અને ફીકરો, અને મને દાબી નાખે એટલી બધી મારા ઉપર આવી પડેલી ચિંતાઓ, વિષે વાત કરતાં મારી છાતી ઉછળવા લાગી, પણ તેઓએ ઘણી મમતાથી મારી કદર ખાધી, અને ઇશ્વર ઉપર ભરૂશો તથા આશા રાખવાથી માણસનાં તુટેલાં જીગરને કેટલો દિલાસો અને ટેકો મળે છે તે મને સમજાવી મારૂં મન શાંત કર્યું.

બાલમોરલ,
૧૧મી જુન ૧૮૬૫.

આજ બાર વાગે મોટી મુશ્કેલથી હું ડચેસ ઑફ એટલ તથા છોકરીઓ સાથે અહિંનાં દેવળમાં ગઇ. હું જનાર છું એમ કોઇ લોકને ખબર નહીં હતું અને તે ઠીકજ હતું. ડૉકટર મેકલીઅડે ઘણી અસરકારક પ્રાર્થણા કીધી. તેમની પ્રાર્થણાઓ હંમેશ ઘણી સારી હોયછે અને મારે માટે તેઓએ જે ખાસ પ્રાર્થણા કીધી તે ઘણી બોધસૂચક અને અસરકારક હતી. તેઓએ એલિકસ અને તેનાં વ્હાલાં બાળક વિષે પણ ઘણી અસરકારક ભક્તિ કીધી. ભકિતનાં ગાયણ અને બંદગીઓ સાંભળવાથી મારી આંખોમાં આંજુ આવ્યાં. મને કેવું વસમું લાગ્યું ! મને અગાઉનું મારૂં બધું સુખ યાદ આવ્યું.

બાલમોરલ

શનીવાર, ૧૪મી અકટોબર ૧૮૬૫.

ખાનું ખાઇ રહ્યા પછી ડાકટર મૅકલીઅડે અમને પેલા ઘોર કરમો કરનાર ડૅાકટર પ્રિચર્ડની* અને તેની સાથની પોતાની વાતચીતની ઘણીક હકિકતો કહી. તેઓ બોલ્યા જે તેમની આખી જીંદગીમાં તેઓએ આવાં ભયંકાર કર્તુકો કરનાર અને એટલુંબધું જુઠું બોલનાર માણસ કોઇ દિવસ દિઠો ન હતો.

પછવાડેથી ડૅાકટર મૅકલીઅડ માળા ઉપર આવ્યા અને બર્નસની કવિતાઓમાંથી લેનચનને તથા મને થોડુંક વાંચી સંભળાવ્યું.

બાલમોરલ

રવીવાર, ૧૭મી જુન ૧૮૬૬.

... આજ ડચેસ ઑફ એઠલે અને ડૅાકટર મૅકલીઅડે મારી સાથે ભોજન લીધું. ડૅાકટરે ઘણી માયાથી અને કદરથી અમારી સાથ વાત કીધી. હંમેશાં કામમાં રોકાયલા રેહેવાથી અને જંજાલમાં જીવ રાખવાથી તેમની તંદરૂસ્તીમાં પણ હાલ ઘણો બીગાડો થાયછે, અને તે માટે વિસામો લેવા બહાર જવાની તેમને ઘણી જરૂર છે. મને પણ એવા વિસામાની કેટલી બધી ગરજ છે, અને તેટલાજ માટે હું અહિં આઉંછું, અને મનને

* એ માણસે પોતાની સ્રીને તથા તેણીની માને ઝેર દીધું હતું. તે જયારે કેદ હતો ત્યારે ડૅાકટર મૅકલીઅડ તેની મુલાકાતે જતા હતા.

શાંત અને જંજાળથી મોકળું રાખવાની કોશેશ કરૂંછું, તે મેં તેમને જણાવ્યું. તેઓ બોલ્યા "એ હું બરાબર સમજું છું અને જ્યારે તમે અમો પ્રજા હીતે આટલો શ્રમ લો છો ત્યારે તો તમારે અહિં વિસામો લેવા આવવું અવશ્યજ છે." હું બોલી જે મારા પરમ પ્રિય આલબર્ટે પોતાનાં મનને જોઇએ એટલો વિસામો નહીં આપ્યો તેથીજ તેમની દેહ બીગડી હતી. એ પછી કામકાજ અને જંજાળોમાંથી થોડો થોડો વખત સુધી મનને મોકળું રાખવાની કેટલી જરૂર છે અને તેમ કીધાથી આપણને કેટલું સુખ પ્રાપ્ત થાયછે તે વિષે અમે ઘણી વાતો કીધી.

બાલમોરલ,

૨૦મી સપટેમ્બર, ૧૮૬૭.

આજ હું મારાં દિવાનખાનામાં બેઠી હતી તે વેળા ડાકટર નૉર્મન મૅકલીઅડ, જેઓ ગઇ કાલના અહિં આવેલાછે, તેઓ મારી સાથે થોડી વાર વાત કરવા આવ્યા. મારી જંજાળોથી અને દુ:ખોથી તેઓ સારી રીતે વાકેફ હતા એવું જણાવી વળી મને તેઓએ કહ્યું, "મારી પૂરી ખાતરી છે જે તમારી પ્રજા તમારા તરફ બહુ વફાદાર છે અને તમને બહુ ચાહેછે, માટે એ વાતમાં સંતોષ માની લઇ તમારે હિંમત પકડવી જોઇએ."

જનરલ ઍસેમબ્લીના હોકમથી, હિંદુસ્તાનમાં ધર્મનો ફેળાવો કરવા ગયલાં મિશન્સનાં કામકાજ ઉપર દેખરેખ રાખવા તેઓ ત્યાં જવાના હતા માટે તા૦ ૨૧મીએ તેઓ

મારી રજા લેવા આવ્યા. તેઓ માત્ર છ માસ બહાર રેહેવાના છે પણ તેમની જીંદગી એવી અમૂલ્ય છે કે એટલો પણ જોખમ તેઓ ન ખેડે તો હું ખુશી થાઉં. મારી રજા લેતાં તેમને ઘણું દુઃખ લાગ્યું, અને તેઓ બોલ્યા—"હું કદાચ પાછો આવવા નહીં પામીશ, પણ તમો મહા પ્રતાપી રાણીને ઇશ્વર સર્વ દુઃખની વેળા સહાય થાય એવું હું તેની પાસે માગી લઉં છું."

બાલમોરલ

શનીવાર, ૧૦મી અકટોબર ૧૮૬૮.

મી. વાં ડી વેયર અને ડાકટર નૉર્મન મૅકલીઅડ આજ અમારી સાથે જમ્યા. ડાકટર મૅકલીઅડની દેહ જરા લઠડી હોય અને તેઓ લગાર માંદા હોય એવા દિસ્તા હતા; વળી તેઓએ લાંબી દાઢી રાખીછે.*

સોમવાર, ૩ જી અકટોબર ૧૮૭૦.

ડાકટર મૅકલીઅડ અહિંથી વિદાય થતા હતા માટે મારી રજા લેવા આવ્યા. ગઇ કાલે તેઓએ ફરીને મને કહ્યું હતું જે લૉર્ડ લાર્ન વિષે તેઓ ઘણું ઉંચું મત ધરાવતા હતા, અને તે ભલો, ઉત્તમ ખવાસનો અને સારી ચાલનો છે એમ તેઓ માનતા હતા, તેમજ તેનાં આખાં કુટંબ વિષે પણ તેમનો સારોજ વિચાર હતો.

* આ વેળા તેઓ તરતનાજ હિંદુસ્થાનથી પાછા ફરેલા હતા.

બાલમોરલ,—જુન ૧૮૭૧.

આ વેળા હું અહિં રહી છું ત્યારે પ્રિય ડૉક્ટર મૅકલીઅડને બાલમોરલ આવવાનું બન્યું નથી કારણકે તેઓ શિઆળામાં માંદા પડયા હતા તેથી હાલ હવા ફેરફાર કરવા "એમ્સ" ગયા છે.

બાલમોરલ

સોમવાર, ૨૭મી મે ૧૮૭૨.

આજ ડૉક્ટર નૉર્મન મૅકલીઅડને વિદાય કરતી વેળા મને ખરેખર દલગીરી અને ચિંતા લાગી. ગઇ કાલે અમારી સાથ જમવા બેઠા હતા ત્યારે જમતી વેળા તો તેઓ જરા ઉદાશ હતા અને કાંઇ ઝાઝું બોલ્યા નહોતા, પણ જમ્યા પછી લગાર ખુશદિલ થયા હતા.

બાલમોરલ

રવીવાર, ૧૬મી જુન ૧૮૭૨.

આજ રાત્રે આઠ વાગે અમે ઘરમાં આવ્યાં હતાં અને જમી રહી હું સુવા જતી હતી તેટલાં બ્રાઉને મારૂં બારણું ઠોકી કાંઇ વાત કહેવાની આજ્ઞા પુછી. મેં બારણું પાછું ઉઘાડયું અને તેણે ઘણી નરમાસથી મને જણાવ્યું જે કર્નલ પાનસૉન્બી તરફથી તેણે ડૉક્ટર મૅકલીઅડ વિષે માઠા સમાચાર સાંભળ્યા હતા—તેઓ ઘણા માંદા હતા—અને ખરૂં કહેતાં તો તેઓ મરણ પામ્યા હતા! અરે! આ કેવા સખત

ઘા ! આવા પ્રિય, માયાળુ, મોટા દિલના મિત્રને મેં ખોયો એ વિચાર કેવો ભયાનક ! મારી આંખોમાંથી અતિશે આંસુ ટપકતાં હતાં તે મેં અટકાવ્યાં અને આ દુઃખદાયક અને ન ધારેલી ખબર મને કેહેવામાં આવને હું ગભરાઉં નહીં એવી જે સંભાલ રાખી હતી તે માટે મેં તેનો આભાર માન્યો. લીઓપોલ્ડને તેડાવી તેને આ બનાવની મેં ખબર કીધી તે સાંભળી તે તેમજ મારી સાથની બધી બાનુંઓ અતિ ઘણી દલગીર થઇ. ડચેસ ઑફ ઍઠલ, મિસ મૅકગ્રેગર, કર્નલ પૉનસૉન્બી વગેરેને એ વાતથી ઘણો શોક થયો, અને ડાકટર ટેલર તો તે સાંભળતાંજ એટલા દલગીર થઇ ગયા જે થોડીક વાર સૂધી તો તેમનાથી એક બોલ પણ બોલાયો નહીં. તેમને તેમજ અમે સર્વને એ ખોટ ન પૂરાય એવી લાગેછે. જોકે મને તો કાંઇ ખબર ન હતી તોપણ ડાકટર ટેલર તો અગાઉથીજ જાણતા હતા જે મરનાર આખું અઠવાડયું અતિ ઘણા માંદા હતા અને તેમને બચવાની આશાજ ન હતી, અને જે લાંબું અને તારીફ લાયક ભાષાણ તેઓએ છેલ્લું પોતાની સભામાં કીધું હતું તે ઉપર ઘણો શ્રમ લેવાથી તેઓ અતિ ઘણા થાકી ગયા હતા અને તેથી તેમની દેહપર માઠી અસર થઇ હતી. એ ભાષાણ મરનારે ગઇ તા૦ ૩૦મી એ કીધું હતું. અમો સર્વને તો આશા હતી જે વિસામો લેવાથી એમનું ગયલું કઉવત એમને પાછું મળશે. હું ઇશ્વરની કેવી આભારી છું કે મરવાની થોડાજ દિવસ અગાઉ તેઓ મને મળી ગયા હતા ! ડચેસ ઉપર આવ્યાં ત્યારે પણ અમે એનીએજ વાત કર્યા કીધી, અને તેઓ મારી કનેથી ગયાં અને

હું એકલી પડી ત્યારે તો હું પોકેપોક રડી કેમકે એ મિત્ર-ના મરણથી મને ભારી ખોટ ગઇ છે.

સોમવાર, ૧૭મી જુન.

સવારે હું ઉઠી ત્યારે વળી એ દુ:ખદાયક બનાવની પાછી યાદ આવી, અને તેથી તો મને બેવડું દુ:ખ ઉપજ્યું, કારણકે આપણ ઉંઘમાંથી જાગ્યે છીએ ત્યારે તરત તો કોઇ પણ માઠા બનાવની વાત એક સ્વપના જેવી લાગેછે, અને થોડી વાર પછીજ તે ખરી છે એવું આપણને સાંભરી આવેછે.

નાસ્તો કીધા પછી જ્યારે વળી મારા પ્રિય મિત્ર ડૉકટર મૅકલીઅડનો વિચાર મને આવ્યો ત્યારે, તેઓ મારી સાથ કેવી રીતે વર્તતા હતા, ૧૮૬૨–૬૩–૬૪માં તેઓએ મારૂં મન રીઝવવા, મને દિલાસો દેવા અને મને હિંમત આપવા કેટલા બધા ઉપાયો લીધા હતા, કેવા તેઓ મારાં દુ:ખમાં ભાગ લેતા હતા, અને કોઇ કોઇ વાર મારી મુલાકાતે બાલમોરલ આ-વતા તે પ્રસંગની હું કેવી વાટ જોતી હતી, એ સંઘુ મને સાંભરી આવ્યું, અને હવે જ્યારે મારાં સંધાં સુખો અને સંધી તરફનો આસરો હું ખોઇ બેઠીછું ત્યારે એટલા એક એ મિત્રનો ટેકો પણ મેં ખોયો એ વિચારથી મને બહુ સંતાપ થયો, અને મારી આંખોમાંથી દડદડ આંજુ ટપકવા લાગ્યાં.

ગઇ કાલે રાત્રે મી. ડૉનલ્ડ મૅકલીઅડ તરફથી પણ અમને તારનો સંદેસો મળ્યો જે તેઓના વ્હાલા ભાઇ બપોરે

બાર વાગે સ્વર્ગવાસી થયા હતા. (પેહલી ખબર તો ગ્લાસ્ગોથી મારા ખાસ ટેલીગ્રાફ કલાર્કને મળી હતી.)

મેં મારાં બધાં છોકરાંઓને તારની મારફતે એ વાતની ખબર કીધી. મને આખો દિવસ એનો એજ વિચાર આવ્યા કીધો. હવે તેઓનું સઘળું બોલવું યાદ કરી તે ઉપર વિચાર કરવાની હું કોશેશ કરૂં છું કારણકે તેઓ શિવાય મારૂં બીજું કોઇ એવું ન હતું કે જેની આગળ મદદ મળવાની પૂર વકીથી હું મારી સંધી ધર્મ સંબંધી ચિંતાઓ, તથા મારા સંધા સંદેહો ખુલ્લા કરૂં, અને કોઇ બીજું એવું ન હતું કે જે મારૂં મન શાત કરે મારાં છોકરાંઓની બાબદમાં પણ મારા મનને નચિંત કરે એવા તેઓજ એક હતા. મને યાદ છે કે તેમને લગતી સારી વાતો સાંભળવાથી તેઓ ઘણો સંતોષ પામતા હતા.......અને વળી તેમનો ઇશ્વર ઉપર પૂર ભરૂસો હતો અને સદા તેનો આભાર માનતા હતા. મેં તેમની ખેર આફ્રિયત પુછાવી હતી તેના જવાબમાં તેઓએ લેડી એલી ઉપર એક સુંદર પત્ર પોતાની વર્ષ ગાંઠને દિવસે લખ્યો હતો જેની એક નકલ હું નીચે આપું છું. ખરેખર તેમાં લખેલા તેમના બોલો ગોયા ભવિષ્યસૂચક હતા.

૩જી જુન ૧૮૭૨.

પ્રિય લેડી એલી,—મને સમજ નથી પડતી કે મારૂં માથું ખાલી થયુંછે કે મારૂં હૃધ્ય ઘણું ભરાઇ આવ્યું છે, અથવા તો એ બન્ને સ્થિતિનો મને ભેગો અનુભવ થયો છે, પણ

તમારી મેહેરબાની ભરેલી, અતિ મેહેરબાની ભરેલી, ચીઠીનો જવાબ લખતાં મારાં મનના જે ખરા વિચારો છે તે હું બરાબર દર્શાવી શકતો નથી. તમારો ચીઠી મળી ત્યારે હું અમારી મંડળીનાં કામમાં ઘણો રોકાયલો હતો.

તમોએ પોતે તેમજ રાજ્યપ્રતાપી રાણીજીએ મને યાદ કીધો તેથી હું તેમનો તથા તમો બાઇનો અતિ આભારી થયો છું. અમારી મંડલી આગળ બે કલાક સૂધી મેં ભાષણ કીધું તેથી મને તો કાંઇજ ફાયદો થયો નથી અને મને ફિકર છે જે કોઇ બીજાંને પણ કાંઇ થયો ન હશે.

હું ગઇ કાલે પણ ધર્મોપદેશ કરવાનો હતો. હવડાં હું ઘણાં સારાં હુંફાળાં ઘરમાં રહુંછું તેથી મને ઉમેદ છે જે મારી તબિયત ઘણી સુધરશે, અને હાલ જે નિરાશા અને ઉદાશી જેવું મને લાગેછે તે સર્વ દૂર થઇ જશે.

આજ તો મારે ખુશદિલ અને ઇશ્વરનો આભારી થવું જોઇએ, કારણકે આજ હું સાઠ વર્ષની વયનો થયોછું અને આજે મારી જમવાની ટેબલપર મારાં માતાજી, મારી પત્નિ, મારાં બધાં નવ છોકરાં, મારાં છ ભાઇ બેહેનો અને બે માસીઓ, જેઓમાનાં એક નેવ્યાસી વર્ષની અને બીજાં છોતેર વર્ષની વૃદ્ધ વયનાં છે, તેઓ સઘળાં એકઠાં મળશે; અને એ શું મને ખુશી કરવા માટે અને ઇશ્વરનો આભારી કરવા માટે થોડાં કારણો છે? આ પૃથ્વિ ઉપર બીજાંઓને આટલાં બધાં દુ:ખો વેઠતાં હું જોઉંછું ત્યારે મારા ઉપર ઇશ્વર એટલો કૃપાળુ કેમ હશે?

તેનું કારણ તો ઇશ્વર પોતે એકલોજ જાણેછે. મને તો તેની સમજ પડતી નથી. પણ જે વાતની સમજ આ સ્થિતિમાં આપણને પડતી નથી તેની હવે પછી પડશે, માટે હાલ તો આપણે ઇશ્વર ઉપર ભરૂશો રાખી ચાલવું જોઇએ.

મહારાણી, જેઓ રૂડાં કામો કરવામાં કદી પછાત પડતાં નથી, તેઓ ઉપર ઇશ્વવરના આષિશ હોજો! એક સ્ત્રી દાખલ તેમની વર્તણૂક હું તારીફલાયક ગણુંછું, એક મિત્ર દાખલ હું તેમને ચાહું છું, અને એક રાજ્યકર્તા દાખલ હું તેમને માન આપુંછું; અને તમોને તો ખબર છે જે હું જ્યારેબી કાંઈ બોલુંછું ત્યારે મારાં મનના ખરા વિચારજ બોલુંછું. ખરેખર તેમની હિંમત, સબુરી, અને સહનશક્તિ જોઈ હું તો વિસ્મય પામુંછું.

(સહી) નૉ. મૅકલીઅડ.

માર્ચ ૧૮૭૩.

..................જે દિવસે ડૉકટર મૅકલીઅડ મને છેલ્લા મળ્યા તે દિવસે તેમને ઉદાશ જોઈ હું ઘણી દલગીર થઈ હતી, અને તેમની તરફથી દિલાસો અને હિંમત મેળવવાને બદલે મેં સાંમું તેમનું મન રીઝવવાની તજવીજ કીધી હતી. તેઓ બોલ્યા હતા જે વૈદ્યોએ તેમને ગ્લાસ્ગો શેહેરમાંનું પોતાનું ઘર છોડી બીજે ઠેકાણે જઈ રેહેવાની, અને માત્ર એકજ દેવળમાં વાયજી કરવા શિવાય બીજી વધારે મેહેનત ન કરવાની, ભળામણ કીધી હતી, અને કહ્યું હતું જે ત્યારેજ તેમની

પાછા આરોગ્ય થવાની આશા રહેશે. પણ તેમ થશે એવી કાંઇ તેઓએ તેમને પુરતી ખાતરી આપી ન હતી.

..........આગસ્ટ માસમાં વળી અમેરિકા જવાનો તેમનો વિચાર હતો કે હવા ફેરફાર થવાથી તેમની તબિયતમાં સુધારો થાય. તેઓ કહેતા—"મને પોતાને કાંઈ સાજો થવાની ઘણી ઉમેદ નથી પણ એમ ધારવામાં કદાચ મારી ભુલ હશે, કેમકે સંધું ઇશ્વરને હાથછે, એ તો માંદા પડયા એટલે જીવવાની આશાજ છોડી દેવી એવો અમે પાહાડી લોકનો ખવાસજ છે." તેમની ઇચ્છા હતી જે ઇશ્વર તેમને તેમનાં બાળકોને માટે તથા તેમનું આરંભેલું "રૂડા શબ્દો" નામનું પુસ્તક પુરૂં કરવા માટે થોડોક વધુ વખત જીવવા દે. પછી પોતાના રાબેતા પ્રમાણે તેઓ ઇશ્વરના આપણાપરના ચાહ અને કૃપા વિષે કેટલુંક બોલ્યા, અને સ્વર્ગમાં આપણને રફતે રફતે સુધરવાની ઇશ્વર તક આપશે એવો પોતાનો પુર ભરૂસો જણાવ્યો. ઇશ્વર ઉપર માણસનો વિશ્વાસ વધારવા ડૉકટર નૉરમન જેટલું કરતા તેટલું કોઇજ કરી શકશે. તેમને પોતાને ઇશ્વર ઉપર એવો પક્કો ભરૂશો હતો અને તેમનું દિલ એવું મોટું હતું જે ગરીબ કે તવંગર, નબળાં કે બળવાન, સુમાર્ગે ચાલનાર કે કુમાર્ગે ચાલનાર, એ સર્વની તેઓ દયા ખાતા, સર્વને દિલાસો દેતા, અને સર્વને મદદ કરતા.

મને તેમની સાથ વાતચીત કરવા, તેમની સલાહ પુછવા અને તેમને મારાં દુખો, મારી ચિંતાઓ જણાવવા કેવું ગમતું હતું! પણ અફસોસ! એ ભળા અને માન પામેલા ગૃહસ્થનાં

સદવર્તણુનો પૂરો ખ્યાલ આપવાને હું અશક્ય છું. તેમના બોલવા ચાલવાની ઢબ એવી મનોહર હતી, તેઓ એવી ઉત્સાહવાળા, એવા મમતાવાળા હતા, અને માણસ જાત ઉપરના પ્યાર અને માયાથી તેમનું મન એટલું તો ઉભાતું હતું જે તેમને બરાબર ઓળખવા વિના અને તેમની સંગતમાં રેહેવા વિના કોઇને તેમની વર્તણૂંકનો ખરો ખ્યાલ આવે નહીં.

ખુદરતી રચના ઉપર તેઓ ઘણો ભાવ રાખતા હતા અને પોતાનાં વ્હાલાં સ્વદેશની રાની શોભાઓને તેઓ અતિ ઘણાં જોસથી ચહાતા હતા. છેલ્લા તેઓ અહિં આવેલા હતા ત્યારે એકવાર હું બોલી જે હું ઈંગ્લન્ડ પાછી જઇને મારી તબિયતમાં સુધારો કરવાને અર્થે ધાતુનાં ગુણ ધરાવનાર પાણી પીવાની છું તે ઉપરથી તેઓએ મારી બારીમાંથી ડી નદીની ખીણનો જે દેખાવ દેખાયછે તે તરફ આંગલી કરી કહ્યું—"આ ટેકરીઓની શિત્તલ હવાથી અને અહિંના એકાંતવાસથી આપ મ્હા રાજ્યપ્રતાપીને જેટલો ફાયદો થશે તેટલો ગમે એટલાં ધાતુધર્મક પાણી પીશો તેથી થનાર નથી."............. પોતાનાં વતનની અસલી રાગવિદ્યા ઉપર પણ તેમનો ઘણો ચાહ હતો અને મારા વડા વાંસળી વગાડનાર વિલ્યમ રૉસે "વાંસળીના રાગ" નામે જે એક પુસ્તક રચ્યું છે તેની એ મરંહુમ ડૉકટરે તારીફલાયક પ્રસ્તાવણા લખી આપી હતી. એક દિવસ તેમની સાથ વાત કરતાં હું બોલી જે તેઓ જાણવાથી ઘણો હર્ષ પામ્યા હશે કે જે ધણીએ ઓ'કૉનરને પકડયો તે તેમનો એક વતની (હાયલૅન્ડર) હતો, ત્યારે તેઓએ

જવાબ દીધો—"એ વાત સાંભળી તે વેળાજ એ વિષે મેં ઇશ્વરનો ઉપકાર માન્યો હતો"*........................ ......છેલ્લા તેઓ મને મળ્યા ત્યારેજ મને તેમની દેહ લડડી હોય એવું જણાયું કેમજે હંમેશ તો મારી હજુરમાં તેઓ આવે ત્યારે હું તેમને બેસવા કહું તોપણ તેઓ માનપુર્વક ઉભાજ રહેતા, અને તે દહાડે તો મેં બેસો કહ્યું તેવાજ બેઠા અને બોલ્યા જે મારાથી ઉભું રહેવાતું નથી. પાછળથી મારા સાંભળવામાં આવ્યું જે તેઓ દેવળમાંથી ચાલી આવતાં ઘણા થાકી ગયા હતા એમ તેઓ કોઇ આગળ બોલ્યા હતા...... ...........હવા ફેરફાર કરવા જવાની અગાઉ તેઓ મને મળવા આવ્યા હતા ત્યારે જતી વેળા બોલ્યા હતા—"ઇશ્વર તમો મ્હારાણીનું કલ્યાણ કરો"—અને એમ બોલતાં તેમની આંખોમાં આંજુ આવ્યાં હતાં. તેઓ ગયા પછી હું મારા ઓરડામાં ગઇ ત્યારે એકાએક મને કાંઇ એવો વિચાર આવ્યો જે આ પ્રિય મિત્રને હું ફરી જોઇશ નહીં અને તેથી મારી છાતી ભરાઇ આવી, પણ ત્યારે હું નહીં જાણતી હતી કે ત્રણ અઠવાડયાંની અંદરજ હું એમનાં મરણની દુઃખદાયક ખબર સાંભળીશ!

* ૨૯મી ફેબ્રુઆરી ૧૮૭૨ને દિને હું મારા બકિંગહૅમ મેહેલના બાગમાં ફરતી હતી તેટલાં એ ધણી (ઓ'કૉનર) એક હાથમાં એક અરજી તથા બીજામાં પિસ્ટલ લઈ મારી ગાડી તરફ ધસી આવ્યો હતો, પણ બ્રાઉને તેને તરત પકડી દૂર કીધો હતો.

એમના ભાઇ રેવરંડ ડૉનલ્ડ મેકલીઅડ સાથે મરનાર વિષે મને બાલમોરલમાં આગસ્ટની ૨૪મી અને ૨૫મીએ વાત થઇ ત્યારે તેઓ બોલ્યા જે મરનારની સ્ત્રીએ અને છોકરાંઓએ એમનાં મરણ વેળા તારીફલાયક હિંમત અને સહન શક્તિ દેખાડી હતી, કારણકે પરલોકમાં જવામાં મોટું સુખ છે એવું તેઓનાં મનમાં મરનારે પક્કું ઉતાર્યું હતું તેથી તેમને લાગ્યું જે તેમનાં મરણ પછી તેમનો આત્મા હર્ષ પામતો હશે માટે તે વેળા તેમનાં વ્હાલાં સગાંઓએ શોક કરવો જોઇએ નહીં.

# ઇન્વિરલૉકીમાં પ્રવાસ—૧૮૭૩.

મંગળવાર, સપટેમ્બર ૧૮૭૩.

સાતમાં દસ મિનિટ ઓછીએ હું ઉઠી અને સાત ને વિસે બીએટ્રિસ સાથે નાસ્તો કીધો. આજ પ્રાતકાળ બહુ રંગીલો લાગતો હતો. આઠને પાંચે બીએટ્રિસ અને જેન ચર્ચિલને લઇ, ચાર ઘોડાની લૅન્ડામાં બેસી હું બૅલલેટર જવા નિકળી, જ્યાં જનરલ પૅાનસૉન્બી અને ડૉકટર ફ્રૅાડસ આગમજથી ગયા હતા. બૅલલેટરનાં સ્ટેશન ઉપર અમો સારૂ અમારી પોતાનીજ સગવડભરેલી ગાડીઓ તૈયાર હતી. જેન ચર્ચિલ અમારી સાથેજ બેઠી. એમલી ડીટવીલર, ઍની મૅકડૉનલ્ડ, મૉર્ગન અને બૅકસટેડ બાસેનો ગાડીમાં બેઠાં, અને લાડકા નોબલને લઇ ફ્રૅન્સી અને બ્રાઉન અમારી જોડેના ખંડમાં બેઠા. સાડા અગોયાર વાગે ડન પુલ વટાવી જવા પછી અમે કાંઇ ટાઢું ભોજન સાથે લાવ્યાં હતાં તે જમ્યાં, અને પોણે કલાકે, સ્ટેનલી નામે જે સ્થળ આગળ રેલવેની બે સડકો મળેછે ત્યાં જઇ પહોંચ્યાં અને ત્યાંથી ઍબર્ડીન જવાની દક્ષિણ તરફની સડક છોડીને હાયલૅન્ડસમાં જવાની સડક ઉપર અમારી ગાડી ચાલી. અહિં કમનસીબે એવું થયું જે ધુમસને લીધે છેટેનું સંધું અદર્શ થઇ ગયું હતું, જેથી અમને ચિંતા લાગી જે કદાચ પાછલા પોહોરે પણ એવુંજ થશે કે શું ? એક વાગે અમે ડાલકીથની ખરેખર રળિઆમણી

ખીણ આગળથી પસાર થયાં, જે વેળા દૂરથી ત્યાંનાં દેવળનો અને તેની આજુબાજુની સુંદર લીલોતરી વગેરેનો મનોરંજક દેખાવ અમને સેજસાજ નજરે પડયો, જે જોવાથી બીઍટ્રિસને ઘણીમજાહ મળી, અને મને ત્યાં કીધેલા અમારા આનંદકારક વિહારનું સ્મરણ થયું. પછી ડચેસના સેંટ ફીમસના વજીફાની સાંમેના રસ્તાપરથી જતાં લોજીઅરેટ આગળ મરનાર ડયુક ઑફ એથલની યાદગારીમાં જે ક્રૉસ ઉભો કીધેલોછે તે જોયા પછી પિટલૉકીનું ગામડું મુકી કિલીક્રૅન્કીના અદભૂત દેખાવના ઘાટ ઉપરથી અમારી ગાડી પસાર થઇ. જે સીસાં જેવા રંગનાં વાદળાં અમે ડનકૅલ્ડને માથે આવેલાં જોયાં હતાં તે હજી પણ તેવાંજ હતાં, અને જલદીથી ધુમસનો એક જાડો ઉજળો પદડો એ ડુંગેરોપર પંથરાઇ જઇ ઝરમર ઝરમર વરસાદ પડવા લાગ્યો. બ્લૅરની નજદીકથી ગાડી પસાર થઇ ત્યારે, એજ સડકે હું મરનાર ડયુકની મુલાકાતે દુ:ખી દિલે ગઇ હતી તે વાતનું મને સ્મરણ થયું. હાલ તે કિલ્લામાં જે જે ફેરફાર કરી તેને સુધારી નાખ્યો છે તે સંધા મને છેટેથી જણાતા હતા. બે ને પાંત્રીસ મિનિટે અમે કિંગસીનાં સ્ટેશન ઉપર પહોંચ્યાં. એ સ્ટેશન ઉપર હીધરનાં અને બીજાં ફુલો- થી અને વાવટાઓથી સણગાર કરેલો હતો. માસ્ટર ઑફ લૉવેટ (જેઓ હાલ ઇન્વરનેસશીઅરના નાયબ સૂબા છે) તેઓ, તથા ક્લનીં મૅકફર્સન (બન્ને પહાડી લોકના પોષાકમાં) હાજર હતા. અમારો સરસામન ગાડીમાં મુકાયો તેટલી વાર સ્ટેશન ઉપર થોભીને અમે ગાડીમાં બેઠાં, પણ તેટલાંમાં ભારી વરસાદ તુટી

પડ્યો. અમે ત્રણે અમારી સોશીએબલમાં બેઠાં, તથા જનરલ પૉનસૉન્બી અને બ્રાઉન તેના બૉક્સ ઉપર બેઠા. ડૉક્ટર ફૉક્સ અને અમારી દાસીઓ વગેરે બીજી ગાડીમાં આવ્યાં. અમે કિંગસી ગામડાંમાંથી પસાર થયાં, જ્યાં બે આરકાંઓ મારેલાં હતાં અને કલનીનાં માણસો માનપૂર્વક હારબંધ ઉભાં રહેલાં હતાં. અહિંથી એકદમ ડાબી તરફ વળાણ લઇ કેટલીક ટેકરીઓ વચ્ચે થઇ ન્યૂટન મૉઅર નામનાં કંગાલ નાનાં ગામડાંમાંથી પસાર થઇ આગળ જતાં અમે કેટલાંક ઘાસથી ભરેલાં એકાંત મેદાનો વટાવી ગયાં. એ રસ્તો એક નદીને તિરેથી જાયછે, જે નદી એક રૂળદૃપ લીલોતરીવાળી ખીણ માંથી વળાણો લેતી લેતી વહેછે, અને જેની બન્ને બાજુએ આવેલા મ્હાટવી ડુંગરાઓ દૂરથી દેખાયછે. અમે ઘુ ડુંગર વટાવી જઇ ઝાડોની વચ્ચે આવેલા એક કિલ્લાપરથી પસાર થયાં. એ કિલ્લાના દરવાજા આગળ એક આરકું મારેલું હતું, અને ત્યાં તેનો ધણી પોતાનાં કુટંબ સહીત ઉભેલો હતો. ત્યાંથી આગળ જતાં કલનીનો કિલ્લો આવ્યો જેના દરવાજા આગળ મિસિસ મૅકફર્સન પોતાનાં કુટંબ સહિત ઉભાં હતાં. એમના દરવાજા ઉપરથી અમારી ગાડી આગળ નિકળી જવા પછી અમે તે થોભાવી અને મિસિસ મૅકફર્સને પાસે આવી અમને એક ફુલનો તુરો આપ્યો.

અહિંથી આગળ જે રસ્તો જાયછે તે જોવા ૧૮૪૭માં એક વાર હું ગઇ હતી, તે પરથી તે મને જાણીતો હતો એમ કહું તો ચાલે. ન્યુટન મૉઅર મુકયા પછી તો એકે

ગામડું આવ્યું નહીં, માત્ર કોઇ કોઇ ઠેકાણે કંગાળ ઝુપડાં નજર પડતાં અને થોડાંક છુટાં છવાયાં લોક દિસ્તાં હતાં, જેઓ સઘળાં સ્નેહભાવથી અમો તરફ જોતાં હતાં. સ્પે નદી ઉપર બાંધેલા પત્થરના પુલને માર્ગે તે નદી પાર કરી લૅગન બ્રીજ આગળ અમે ઘોડા બદલ્યા, અને તે માટે ત્યાં થોડી વાર થોભ્યાં તેટલાં એક બાળકીએ મને એક ફુલનો તુરો આપ્યો, અને ત્યાંનાં મુસાફરખાનાંના ધણીએ બ્રાઉનનાં હાથમાં એક વાઇનની બાટલી તથા તે પીવા સારૂ એક પ્યાલો આણી આપ્યો. આખે રસ્તે બૅનૅવીનો પોસ્ટ માસ્ટર અમારી આગળ ચાલતો હતો, અને તેણેજ અમને આ મુસાફરી માટે ઘોડા પણ પૂરા પાડયા હતા. તેનું નામ મૅકગ્રેગર હતું અને તેને પહાડી પોષાક પેહેર્યો હતો. અમે પેહેલો ટપ્પો બદલ્યો ત્યાર પછી દરએક• ટપ્પે• અમારી ગાડીને બેજ ઘોડા જોડાતા હતા, પણ તે સંધા ઘણાજ સારા હતા. વળી રસ્તા પણ સરલ હતા, અને જોકે આ પ્રદેશ પહાડી અને રાની છે તે છતાં તે ઉપરથી જતાં અમને ઝાઝી ટેકરીઓ ચઢવી પડી નહીં. તેટલાં વળી વરસાદ પણ રહી ગયો હતો, માત્ર અવાર નવાર એકાદ બે ઝાપટાં પડયા કરતાં હતાં, પણ તેથી રસ્તામાં ઉંચાં શિખરોવાળા અને ખડકોવાળા ડુંગરોની જે ભારે રચના થઇ રહી હતી તે જોવામાં અમને કાંઈ હરકત નડતી ન હતી. ઘોડા બદલ્યા પછી અમે નદી કાંઠેનો રસ્તો પુરો કરી સુંદર લૅગન સરોવર આગળ આવી પહોંચ્યાં, જે સાત માઇલ લાંબો છે, અને જેને તિરેથી જતી સડક ઉપર.બધે બર્ચનાં, તથા ફળોથી ઝુલાઇ

જતાં પહાડી ઍશનાં, ઓકનાં, અને જથા બંધ આલ્ડરનાં ઝાડો આવી રહ્યાથી તે ઘણો શોભાયમાન લાગે છે. પચીસ વર્ષે એ સરોવર પાછો જોવાથી મને ઘણો આનંદ પ્રાપ્ત થયો,—મેં તે જોતાંજ ઓળખ્યો, અને તેની મનોહર શોભા, તેની માંહે આવેલો ઝાડોથી ભરેલો જમીનનો ફાંટો, તે માંહેલા નાના નાના અખાતો, તેના બન્ને નાના બેટો, અને તેને પેલે પાર જવાની નાવ તેની આસપાસની આલ્ડર્સ નામની ટેકરીઓ સહિત જોવાથી, મને ઘણો હર્ષ પેદા થયો.

એ સરોવર પાર કરવાની નાવ મુકી થોડાં આગળ વધ્યા પછી અમે એક ઘણાં એકાંત સ્થળ ઉંપર ગાડી થોભાવી માંહેજ બેસી રહી અમારી સાથ જે ચાહ લાવ્યાં હતાં તે પીધી, જેથી અમારી થાક ઉતરી જઇ અમને તાજગી મળી.

એ વેળા પાંચ વાગ્યા હતા. અહિંથી નિકળેલાં અમે આર્ડવેરીકી નામની મિલકત આગળ આવી પહોંચ્યાં, જ્યાં અમે અગાઉ એક માસ રહી ગયલાં હોવાથી તેની મને બરાબર યાદ હતી. તે વેળા પણ બધો વખત ત્યાં આજની માફક વરસાદ પડયા કીધો હતો. તે જગ્યા જોવાથીત્યાં બનેલા ઘણાક બનાવો મને સાંભરી આવ્યા, અને અમે આખે રસ્તે તે વિષેની વાતો કરતાં ચાલ્યાં. સર જૉન રૅમસ્ડન જેઓએ એ મિલકત ખરીદીછે તેઓ, તથા કેટલાંક બીજાં લોક રસ્તાની કારે ઉભાં હતાં. સરોવરની ઉપરની બાજુએ મૉય લૉડજ નામે એક સુંદર નાનો બંગલો છે, જેમાં હાલ મી. આન્સડેલ નામે ચિતારો રહેછે. અહિંથી જરા આગળ વધી અમે ઘોડા

બદલ્યા, અને પછી સ્પીનની નાની ગાલીમાં પેઠાં. એ ગાલીના કેટલાક ભાગ શોભાયમાન અને વિસાળ છે અને તેમાંથી પસાર થતાં, એક જોસભર વહેતી અને ઉછાળા મારતી નદી વૃક્ષોની નીચેથી વળાણો લેતી અને ખડકોપર અડડતી અડડતી દૂરથી આવતી અમારી નજરે પડી, તેમજ સુશોભિત અણીઆળા ડુંગરો એકમેકની પછવાડે આવી રહેલા દૃષ્ટીએ પડયા. એ રસ્તાપરથી અગાઉ હું પસાર થઇ હતી પણ હાલ તે હું ભુલી ગઇ હતી. વરસાદ રહી ગયો હતો તેથી રૅાયના પુલ આગળથી થોડે છેટે ગાડીમાંથી ઉતરી પગે ચાલતાં અમે તે તરફ ગયાં. અને છેલ્લો ટપ્પો ત્યાં બદલી પાછાં ગાડીમાં બેસી આગળ ચાલ્યાં કે એક ઠેકાંણે હીધરથી સણગારેલું અને લેખો લગાડેલું એક આરકું અમે દિઠું, જેની આગળ વાંસળીઓનો સોરાદ થતો હતો તથા હાયલૅન્ડરો અને બીજાં લોકો હારબંધ ઉભાં હતાં; પણ કમનસીબે તેની સોડેથી અમારી ગાડી ઘણી ઉતાવળે દોડી ગઇ. આરકાંની એક બાજુ "મહારાણીની વફાદાર રૈયત તેમને આવકાર દે છે"—એવો ઇંગ્રેજી ભાષામાં એક લેખ હતો અને બીજી બાજુપર ગૅલીક ભાષામાં એક બીજો લેખ હતો. વર્તમાન પત્રોપરથી મને જણાયું એ આરકું કેપોકવાળાં મિસિસ મૅકડૅાનેલે ઉભું કરાવ્યું હતું.

અહિંથી ત્રણેક માઇલ આગળ ગયા પછી અમે સ્પીન નદીનાં પુલ આગળ આવ્યાં, જે વેળા અંધારૂં થવા આવેલું હતું. આ જગ્યાએ એક પહોંચખાનાં શિવાય બીજું કાંઇ નથી. અહિં લૅાર્ડ અને લેડી એબીન્જર તથા એમની જાગીરો

પરનાં ભાડુનો અમને આવકાર દેવા સામાં આવ્યાં. લૉર્ડ એબીન્જર બોલ્યા—"તમે આ દેશમાં પધારી અમને જે માન આપ્યું છે તે માટે તમારો આભાર માનવાની અહિંનાં લોકે મને એલતેમાસ કરીછે." એ પછી તેમનાં ભાડુતોની તરફથી તેમની નાની છોકરીએ મને એક મોટો ફુલનો તુરો આપ્યો. એ જગ્યા મુકયા પછી એકાંત મેદાનોમાંથી અમને જવું પડયું, અને તેટલાં વળી વરસાદ પણ ભારે પડવા માંડયો તથા તદન અંધારૂં થઇ ગયું તેથી, જે પહાડોની નીચેથી અમે જતાં હતાં તે સિવાય બીજું કાંઇ અમને નજરે પડી શકયું નહીં. આઠને દસ મિનિટે અમે ઈન્વરલાકીના કિલ્લા પાસ આવી પહોંચ્યાં, અને તેના એક દરવાજામાં થઇ માંહે પેઠાં, જે રોશાણીથી દીપતો કર્યો હતો તેથી ઘણો મનોરંજક લાગતો હતો. એ કિલ્લામાં દાખલ થતાં પ્રથમ એક નાનો પણ સારી રીતે ગોઠવેલો આગળો ઓરડો આવેછે. મારે માટે માળા ઉપર ત્રણ મજેના ઓરડા રાખેલા છે. દાસીઓના ઓરડા પણ નજદીકમાંજ છે અને મારા ઓરડાની પાસેની ચાલની પેલી મેર બીએટ્રિસનો ઓરડો છે. મારો બેસવાનો ઓરડો ઘણો સુંદર છે. નવ વાગ્યા પછી અમે જમવા બેઠાં. મારી સાથ ટેબલપર બીએટ્રિસ અને જેન ચર્ચિલ હતાં, અને બ્રાઉન અને કૅનન* અમને ખાનું પીરસ્વા હાજર હતા. અહિંનું દિવાનખાનું ઘણું સારૂં અને મોટું છે અને તે માંહેલો

* એને ૧૮૭૯માં મારી નોકરી છોડી.

સઘળો સરસામન પણ ઘણો સારો છે. જમી રહી તરતજ અમે બધાં પોતપોતાનાં ઓરડામાં ગયાં, કેમજે સર્વ સુઇ જવાને ઘણાં ખુશી હતાં.

ઇન્વરલૉકી કિલ્લો,
બુધવાર, ૧૦મી સપટેમ્બર.

બધી ટેકરીઓપર આજ ધુમસ પડતો હતો અને વરસાદબી પડવો જારી હતો તેથી અમે ઘણાં નાસીપાસ થયાં. પણ ઘરમાંથી બહારની કુદરતી રચના અતિ શોભાયમાન દિસેછે, તેમાં મારો બેસવાનો ઓરડો જેમાં એક મોટી બારી અને તેની બન્ને બાજુએ બે નાની બારી છે તે માંહેથી નેવિસનો પહાડ જે નજદીકમાં છે તે સાંમોજ નજરે પડે છે, તેમજ જમણા હાથ ભણી ફૉર્ટ વિલ્યમ, લીન્હી સરોવર, ઇલ સરોવર જે બાર માઇલ લાંબો છે તેનો થોડો ભાગ, તથા ફીનનની ગાલી અને તેની પછવાડે એક પદડા પેઠે આવી રહેલા મોઇડાર્ટ ડુંગરોની હાર, એ સર્વના એકઠા દેખાવની ભારે રચનાથી નજર તર થાયછે; અને વળી એક બીજી બારીમાંથી પણ એ ડુંગરોની હાર તેમજ બૅનેવીનું ગામડું તથા ત્યાંનું મુસાફરખાનું એ સર્વ પ્રગટ નજરે પડેછે. આ ઘણા સુંદર નાના ઓરડામાંથી બીજા કોઇ ઓરડામાં જવાનું બારણું નથી, અને તેની પાસે એમલી ડિટવીલરનો ઓરડો છે તથા તેની પડોસમાં મારો પોષાક પેહેરવાનો, તથા ઍનીનો ઓરડો છે. એ સંધા ઓરડા સાંકડા અને લાંબા છે.

વળી તેમની પાસે એક બીજો મોટો ઓરડો છે જેમાં હું સુવું છું તેમાં મારો ખાસ પલંગ, જે સ્વિટઝરલૅન્ડ, ઇન્વરટ્રૅાસેકસ, સૅન્ડ્રીંગહૅમ અને એડન એ સર્વ ઠેકાણે જુદે જુદે પ્રસંગે હું મારી સાથ લઇ ગઇ હતી, તે મુકેલો છે. ભોંયતળિયે એક મજેનો મોટાં કદનો જમવાનો ઓરડો છે જેમાં અમારી સાથના ગૃહસ્થો ભોજન લીએછે. દિવાનખાનું પણ નીચેજ છે અને ત્યાંજ એક નાનું પુસ્તકખાનું પણ છે, જેમાં અમે એકલાં હોઇએ છીએ ત્યારે જમીએ છીએ. એ ઘરના ઓરડા એવા બાંધેલાછે જે તેમાના કોઇ એકની માંહે થઇ બીજામાં જવાતું નથી. અહિંના કેટલાક સુવાના ઓરડા ઇન્વરટ્રૅાસેકસના ઓરડાઓ કરતાં મોટા છે, પણ તેમ અમારા ચાકરોને ત્યાંના જેટલી સગવડે રહેવાનું અહિં મળ્યું નથી. નાસ્તો કીધા પછી સાડા નવ વાગે અમે માળાપર ગયાં, અને ત્યાં બ્રાઉનનો ઓરડો જોયો, જેમાં મારો ઓરડો મુકી થોડુંક ચાલી કેટલીક સીહડી ઉતરી જવું પડેછે, અને જે એક વાનો સ્નાન કરવાનો ઓરડો માત્ર છે. બીએટ્રિસ મારી સાંમેનોજ ઓરડો વાપરેછે. જેન ચર્ચિલને તથા અમારી સાથના બન્ને ગૃહસ્થોને માળાપર સારા ઓરડા મળ્યાછે. આજ થોડો થોડો વરસાદ પડવો ચાલુજ રહ્યો તેથી બીએટ્રિસ તથા જેન ચર્ચિલને લઇ હું ચાલતી નજદીકમાંજ ફરવા નિકળી. તબેલાઓ ભણી જઇ તે જોઇ કિલ્લાના દરવાજાની બહાર ગાયોને રાખવાની જગ્યા વગેરે છે ત્યાં અમે ગયાં, પણ તે વેળા ત્યાં ઢોરો હતાં નહીં. પાછાં ફરતી વેળા અમે રસોડાંને તથા નોકરોનાં

મુખ્ય ઓરડાને રસ્તે થઇ ઘરમાં આવ્યાં. એ વેળા સૈવા થયો હતો. એ પછી જરા જરા વરસાદ રહી જઇને તડકું પડવા માંડયું અને તેની રોશનીથી આસપાસની ખુદરતી રચના ઘણી દીપી નિકળી. એવું જોઇ મારી બારીએથી દિસ્તા બૅનેવી તરફના દેખાવનું મેં ચિત્ર પાડી લીધું.

પછી બીએટ્રિસ સાથ મેં થોડી વાર પીઆનો વગાડયો. સાંજ કેડે જરા ઉઘાડ થતો હોય એવું માલમ પડયું, પણ વળી જરા વારમાં જોરમાં વરસાદ આવ્યો. તોપણ અમે તો બહાર ફરવા જવાનો ઠરાવ કર્યો અને પાંચમાં વીસ ઓછી હતી તેમ અમે ત્રણે મારી સોશીએબલમાં બેસી નિકળ્યાં. એ ગાડીને બેજ ઘોડા જોડેલા હતા પણ તેમનો હાંકનાર સારો હતો. બ્રાઉન કોચબૉક્સપર હતો. ફૉર્ટ વિલ્યમ તરફ જવાના રસ્તાપર જે દારૂ ગાળવાની ભઠ્ઠી છે તે ઉપરથી થઇ જમણા હાથ ભણી વળાણ લઇ બૅનેવી જવાનો જે ઝુલતો સાંકળનો પુલ છે તે પસાર કરી, અમે એકાદ માઇલ આગળ વધ્યાં. અહિં કૅલીડોન્યન નેહેરની નજદીકમાંજ એક સારૂં હોટેલ છે. એ નેહેર વટાવી તેની પેલી પારે જઇ અમે કૅારપૅકનાં નાનાં ગામડાંમાંથી પસાર થતાં હતાં તેટલાં અમારી ગાડીના ઘોડા અડી ઉભા અને પછી આડે રસ્તે ફરી ગયા, જેથી બ્રાઉનના કેહેવા પ્રમાણે અમે એક ખાડીમાં પડતાં સેજમાં બચ્યાં. એથી, ગાડી તેજ રસ્તે થોડી દૂર જવા દઇ તેને ફેરવી સીધે રસ્તે લાવવામાં આવી અને અમે ઇલ સરોવરના આગલા ભાગને તિરેથી આગળ ચાલ્યાં. એ

સરોવર *જમીનમાં આવેલો સમુદ્રનો એક ફાંટો છે અને તેના ઉપર ફૉર્ટ વિલ્યમ બાંધેલો છે. પેહેલાં તો તે ઘણો સાંકડો દેખાયછે પણ જેમ જેમ આગળ જઇએ છીએ તેમ તેમ તે મોટો અને વિસાળ થતો જાય છે. તેના પોહોળા ભાગ આગળ મોઇડર્ટ પહાડોની લાંબીને લાંબી હાર આવી રહેલી છે. એ પહાડો ઘણા ઉંચા અને ભપકાદાર છે, અને તેમની સપાટી ઉપર પુષ્કળ નાના નાના ટેકરાછે. તેઓની પડોસમાંજ ફીનાનની ગાલી આવેલી છે જેમાંથી જવાનો રસ્તો ઘણો સારો છે, અને જોકે તે એ પહાડોની અડોઅડ આવેલો છે અને તે ઉપરથી જતાં ઘણીક વળાણો લેવી પડેછે તોપણ તે તદન સપાટ છે. વળી તેપર ઝાડોની એવી સુંદર ઘટા છે કે નજદીક આખે રસ્તે ગાડીને ઓક, આલ્ડર, તથા પહાડી ઍશનાં ઝાડોનો છાંયડો મળ્યા કરેછે. વળી અહિં સુંદર રંગના અને ચલકતા હીધરના રોપાઓ પુષ્કળ ઉગેળા છે અને તેઓને ગાળે ગાળે ઉંચા બ્રૅકનના રોપાઓ ઉગેળા છે, જેથી એ તરફનો દેખાવ અતિ રમણ્ય દેખાય છે. રસ્તામાં અહિં તહિં ઘણાંજ ગરીબ લોકનાં પત્થરનાં બાંધેલાં કંગાલ દેખાવનાં ઝુપડાં અમને મળતાં જેમનાં છાપડાં ઘાસથી છાંએલાં હતાં અને જેમની ભીંતોપર તેમજ ચોમેર જંગલી રોપા ઉગી નિકળ્યા હતા જેથી તેઓ ઘણાં ગંદાં અને પડત નાખી મુકેલાં હોય એવાં માલમ પડતાં હતાં. વળી તેમની આસપાસનાં ખેતરોમાં પણ જંગલી રોપા એટલા બધા ઉગી નિકળ્યા હતા જે સઘળા અનાજના છોડ તેમનાથી દબાઇ ગયા

હતા, તેમજ એ ઝુપડાંઓને લગતા નાના નાના વાડાઓ પણ એવી ખરાબ સ્થિતિમાં રાખેલા હતા જે તેઓમાં કાંટા વગેરેની ઝાડી ઉગી નિકળી તેથી તેમની બારીઓ વટીક ઢંકાઇ ગઇ હતી. જોકે એ લોક એવાં ગરીબ હતાં અને એવાં કંગાલ ઝુપડાંઓમાં રહેતાં હતાં તોપણ સર્વને ઘર એકેક ગાય પાળેલી હતી! રસ્તામાં અમે ફાસીફર્ન નામે મકાન જોયું, જે અગાઉ, કર્નલ કૅમરન જેઓ કવૅાટ્ર બ્રાની લડાઇમાં માર્યા ગયા હતા, તેમના પિતાનું હતું, પણ હાલ તો તેને લગતી જમીનપર ખેતી કરવામાં આવેછે. હું ધારૂંછું જે એ સરોવરનાં માથાં સૂધી અમે જઈ આવ્યાં તે લગભગ દસ માઇલની સેહેલ થઇ હશે! જોકે વારંવાર વરસાદનાં ઝાપટાં તુટી પડતાં તોપણ એ સેહેલથી અમને ઘણી મઝા મળી.

આઠમાં વીસ મિનિટ ઓછીએ અમે ઘર આવ્યાં. આજ લીઓપોલ્ડની તંદરૂસ્તીના રૂડા સમાચાર અમને મળ્યા છે પણ હાલ તે તરફની હવા સારી નથી. કાલની માફકજ આજ અમે વાળુ કર્યું, જે પછી દિવાનખાનામાં જઈ ત્યાં બીએટ્રિસની સાથે થોડી વાર પીઆનો વગાડી હું માળાપર ગઇ.

ગુરૂવાર, ૧૧મી સપટેમ્બર.

આખી રાત ઘણો ભારી વરસાદ પડયો હતો. સવારે પણ તેવોજ પડવો ચાલુ રહ્યો તેથી મુદ્દલ બહાર જવાયું નહીં, પણ બપોર પછી ઉઘાડ થઇ ગયો અને સૂર્ય પ્રકાશવા

લાગ્યો. એવું જોઇ અમે સવા ચાર વાગે ફરવા જવાનો વિચાર કીધો, પણ તેટલાં તો વળી વરસાદ તુટી પડયો. તોબી હું તો બીએટ્રિસ તથા જેન ચર્ચિલને લઇ ગાડીમાં બેસી બહાર નિકળી અને તેટલાં વરસાદબી રહી ગયો, અને થોડીક વાર સારો ઉઘાડ રહ્યો. મંગળવારે સાંજે જે રસ્તે ગયાં હતાં તેજ રસ્તે આજ પણ અમે સ્પીન નદીના પુલ સૂધી ગયાં અને ત્યાંથી ડાવી બાજુએ વળાણ લઇ નદીને તિરેથી ગાડી હંકાવી. એ રસ્તાની બન્ને બાજુએ શોભિતાં વૃક્ષો ઉગેલાં હતાં અને દૂરથી ટેકરીઓપર બર્ચનાં ઝાડ ઉગેલાં દિસ્તાં હતાં. હાઇબ્રીજ આગળ ઘોડા બદલ્યા તે અગાઉ અમે એક અસલી પડત નાખેલાં દેવળ માંહેલાં સમસાન આગળથી પસાર થયાં હતાં, જેમાં તરતનુંજ એક મડદું ભૂમીદા કર્યું હોય એવું લાગતું હતું કારણકે કેટલાક ખેડુતો ત્યાંથી પાછા ફરતઃ અમને રસ્તામાં મળ્યા તેઓએ શોકના પોષાક પેહેરેલા હતા, તેમજ વળી સમસાનનો દરવાજો ખુલ્લો હતો અને તેની પાસે એક કોદાળી પણ પડેલી હતી. હાઇબ્રીજ પુલ ઉપર જવાનો રસ્તો ચઢાણવાળો છે અને તે ઉપરથી પસાર થતાં નેવીસ પર્વતોની હાર તથા લૉકી સરોવરને માથે આવેલા ડુંગરાઓનો દેખાવ ઘણી સારી રીતે નિહાલવાને બનેછે, અને કલીડોન્યન નેહેર પાસે આવ્યે છોએ ત્યારે તો લૉકી સરોવર પણ દૃષ્ટિએ પડે છે. નેહેર ઓળંગી જવા અગાઉ ગેઅરલૉકી નામે જગ્યા આગળ અમે ઘોડા બદલ્યા. એ નેહેરની બાજુએથી લૉકી નદી વહેછે. અહિંથી વળી રસ્તો ચઢાણનો આવેછે. એ ચ-

હાણુ નેહેર તથા નદીની પશ્ચિમે સરૂ થાયછે અને તે પરથી જતાં નેવીસ પર્વતનો તથા ગ્રૅમપ્યન પહાડોનો ભપકાદાર દેખાવ નજરે પડેછે. આ તરફના બધા રસ્તાઓની માફક એ રસ્તો પણ ઘણો સારો અને રમણીક છે, તે વૃક્ષોની માંહેથી વળાણો લેતો લેતો જાયછે, અને તેની બાજુએ અહિં તહિં એકાદ બે નાનાં અને કંગાલ પણ ચિત્રસમાન ઝુપડાં અને વાવેલી જમીનના કકડા આવેલા છે, જેમની આસ-પાસ પહાડી ઢોરો ફરતાં અને ચરતાં નજરે પડેછે. અમે ગેઅરલોકી પહોંચ્યા પછી વરસાદ પાછો વરસવા માંડયો. અહિંથી પાછાં ઉતરી અમે બૅનેવીનાં ગાંમડાં આગળ આવ્યાં જયાંનું હોટેલ ઘણું સારૂં હોય એવું જણાયછે. ત્યાંથી અમે ઘર આવ્યાં ત્યારે સવા છ થયલા હતા.

ઘરમાં આવી બીએટ્રિસે અને જેને જમવાના ઓરડામાં જઈ ચાહ પીધી અને પછી અમે પાછાં બહાર નિકળી કિલ્લાની આસપાસની વિહારભુમીમાં સાત વાગ્યા સૂધી પ્યાદાં ફર્યાં. ત્યાર બાદ થોડી વાર મેં લખ્યું. વરસાદ પડવો હજી જારીજ હતો પણ પવન પડેલો હતો. જમ્યા પછી થોડી વાર બીએટ્રિસની સાથે પીઆનો વગાડી હું માળાપર ગઇ જયાં જેન ચર્ચિલે મારી આગળ કાંઇક વાંચ્યું.

શુક્રવાર, ૧૨મી સપટેમ્બર.

આજનો દિવસ ઘણો રળિઆમણો હતો અને તડકું ઘણું સારૂં પડતું હતું. અમે નાસ્તો કરી રહ્યા પછી મી.

ન્યુટન ચિતારો કેટલાક ઘણા સારા દેખાવોનાં ચિત્રો અમને દેખાડવા લઈ આવ્યો. એ પછી મારા ઓરડામાંથી જે અતિ સુંદર રચના નિરખવાને બનેછે તેનાં ચિત્ર કાઢી લઈને મેં તેમને રંગ્યાં. અગીયાર વાગે બાંએટ્રિસને અને જેન ચર્ચિલને લઇ વૅગનેટમાં બેસી હું ફૉર્ટ વિલ્યમ તરફ જવા નિકળી. કોચબાકસપર જનરલ પૅાનસૅાન્બી અને બ્રાઉન બેઠા હતા. ઇનવરલૅાકીથી બે માઇલને છેટે જે જાણીતી બેન નેવીસ નામની દારૂ ગાળવાની ભઠ્ઠી છે તે મુકી આગળ જતાં એક આરકું મારેલું હતું તેની નીચેથી થઇ નેવીસનાં નાળાં પરના પુલથી થોડે છેટે આવેલી બેલફર્ડ હૅાસ્પીટલ, જે કોઇ મી. બેલફર્ડ અને તેની સ્ત્રીએ બાંધેલીછે, તે પાસેથી અમે પસાર થયાં, અને ત્યાંથી થોડુંક આગળ વધી ફૉર્ટ વિલ્યમ કસ્બામાં પેઠાં, જયાંના એજ નામના કીલ્લા આગળ લોકે અમારાં માનને ખાતર એક આરકું મારેલું હતું. હાલ એ કિલ્લો મૅાન્ઝીવાળા મી. કૅમ્પબેલની ખાનગી મતા છે. ફૉર્ટ વિલ્યમ કસ્બો નાનો છે, અને તેમાં એક ઠેકાંણે સારી દુકાનો વગેરે છે તે શિવાય તેના બાકીના ભાગ ઘણા ગંદા છે, અને લોક પણ ઘણાં નિર્ધન છે. તોપણ તેઓએ અમો તરફ ઘણો સ્નેહભાવ દેખાડયો અને અમને ઘણી ઉલટથી આવકાર દીધો. અહિં ખ્રિસ્તી ધર્મનાં ચાર જુદા જુદા પંથોનાં ચાર દેવળો છે. અમે ઇલ સરોવરને તિરેથી ગાડી લેવાડી એકાદ બે માઇલ જઇ એકીન્ટી આગળથી વળાણ લઇ ઇન્વરલૅાકીના જુના કિલ્લા તરફ ગયાં, જે હાલના કિલ્લા કરતાં ફૉર્ટ વિલ્યમ

ની વધારે પાસે છે, અને તદન પડી ભાગેલોછે. અમે ગાડી-માંથી ઉતરી તે જોવા માંહે ગયા, પણ તેમાં કાંઈ ઝાઝું જોવા જેવું નથી, કેમજે તેનો કાંઈ જુજ ભાગજ બચી રહ્યો છે. અહિંથી અમે પાછાં ગાડીમાં બેઠાં પણ અમારૂં મકાન પાએક માઇલ રહ્યું તેમ તે માંહેથી ઉતરી પગે ચાલવા માંડયું અને બાર વાગે ઘર આવ્યાં.

ત્રણ વાગવા પછી હવા ઘણી ખુશનુમા જોઇ બીએટ્રિસ તથા જેન ચર્ચિલને લઇ હું ફરવા નિકળી. અમારી સાથના બન્ને ગૃહસ્થો વૅગનેટમાં બેસી અમારી પછવાડે આવ્યા; તેમની ગાડી ઉપર ચાર્લી થૉમસન બેઠો હતો. બૅનેવી આગળથી થઇ ગઇ કાલે જે રસ્તે અમે ઘર આવ્યાં હતાં તે ઉપરથી ગેઅર-લૉકી આગળ, જ્યાં અમે કાલે નેહેર પાર કીધી હતી, ત્યાં-સૂધી જઇ, કાલની બાફક નીચે ઉતરી જવાને બદલે ઉપરને રસ્તે ડાબી મેર ફર્યાં. એ રસ્તો ઘણો શોભિતો છે અને તે ઉપરથી લૉકી સરોવર પણ તેને કાંઠે આવેલાં ઝાડો અને આસમાની રંગની ટેકરીઓને લીધે ઘણો સુંદર દેખાયછે. પછી ધોરી રસ્તો છોડી એક સુંદર નાના રસ્તા ઉપર વળી આર-કૈગ નદીને તિરેથી ગાડી ચલાવી અમે લૉકીઅલને હસ્તકની મિલકત ઉપર ગયાં, જે જોઇ મને ટ્રૉસૅકસનું સ્મરણ થયું.

ઍકનાકેરીનું મકાન ઝાડોની વચે જરા નીચાણ-માં આવેલુંછે, પણ તેની આસપાસ ઝાડ ઘણાં સુંદર છે. જેમ જેમ અમે તેની પાસે જતાં ગયાં તેમ તેમ, અને ત્યાંથી તે આરકૈગ સરોવર સૂધી, ગુચ્છડાં વળી ગયલાં ઝાડો અને ખડ-

ખચડી ટેકરીઓને લીધે, દેખાવ ઘણો રમણ્ય દિસવા લાગ્યો. એ સરોવર પણ અતિ સુંદર છે, અને તેને જોઇ કટ્રિન સરોવરનું સ્મરણ થાયછે; તેમાં વળી એક ઠેકાણે એક નાનો ઓવારો છે તે તરફથી જોતાં તો તે કૅટ્રિન સરોવર જેવો ઘણો લાગેછે. એ ઓવારાપરથી અમે લોકીઅલવાળા કૅમેરનની એક નાની પણ સુંદર સ્ટીમર ઉપર ચઢયાં. તેઓએ ઓવારા આગળ આવી અમને આવકાર દીધો, અને સ્ટીમર ઉપર લઇ ગયા. પાછલા પોહોરનો વખત ઘણો ખુશનુમાં હતો અને આસપાસની ખુદરતી રચના ઉપર સૂર્યનો પ્રકાશ પડવાથી તેની શોભામાં ઘણો વધારો થયો હતો. એ સરોવર ચઉદ માઇલ લાંબો છે, પણ અમે તો માત્ર તેની અધવચ સુધીજ જઇ પાછાં ફર્યાં, જેથી લૉકીઅલને ઘણી દલગીરી લાગી કારણકે તેમના કેહેવા પ્રમાણે સરોવરમાં જેમ જેમ આગળ જઇએ છીએ તેમ તેમ તેની ચોમેરની રચના ઘણી શોભાયમાન થતી જાયછે; પણ અમારા હાથમાં વખત હતો નહીં તેથી અમે વધુ આગળ જઇ શકયાં નહીં. સરોવરમાં જતાં ડાવા હાથપર તેમનું મૃગ્યાવન છે, અને જમણા હાથ ઉપર તેઓએ પોતાનાં મેઢાંનાં ટોળાં રાખેલાં છે. બન્ને કાંઠે હારબંધ ટેકરીઓ આવી રહેલીછે, અને તેમની તલેટિમાં ઓકનાં શોભિતાં ઝાડો ઘણાં છે, જે કૅમરનનાં બોલોમાં "આ દેશનો જંગલી પાળો છે." તે સંધાં પોતાની મેળે ઉગેળાંછે, કોઇએ તેમને ત્યાં રોપ્યાં નથી, અને તેમાનાં કેટલાંક તો ટેકરીઓની વચેના કોઇ ખાડા કે ફાટોમાંથી ઉગી નિકળેલાંછે.

અમે વળાણુ લીધી કે સાંમેજ સુરના-નેટ નામની એક શંકુ આકાર ટેકરી અમને નજરે પડી, તેમજ અમારી ડાબી તરફ ગ્લેનમાલી, ઉતરે મ્યુર લોગન, અને બન્ને પાસે ગુઇસાક અને ભ્રારનન ટેકરીઓ, આવી રહી હતી. એ વળાણ લેવાની અગાઉ અમે ત્રણે જણે ચાહ પીધી, જેથી અમને વિશ્રાંતિ મળી. મેં કાંઇક ચિત્રો પાડી લેવાની તજવીજ કીધી પણ સૂર્ય એવાં તેજથી પ્રકાશતો હતો કે મારાથી કાંઇ ઝાઝું ચિતારી લેવાયું નહીં.

મી. કેમરન, જેઓ લૉર્ડ એલજીનની સાથે ચીન જઈ આવેલા છે, તેઓએ અમને અહિંનું બધું દેખાડયું અને સમજાવ્યું, અને તેમની વાતચીતથી અમે ઘણાં ખુશ થયાં. એક વાર તેમના પિતાને આ સુંદર મિલકત ભાડે આપવી પડી હતી, અને લૉર્ડ માર્ગ્સબરોએ પંદર વર્ષ સુધી તે ભાડે રાખી હતી, તે વેળા તેમની સાથે લૉર્ડ અને લેડી કેનિંગ અહિં આવી રહેતાં હતાં, અને લેડી કેનિંગને ઘણી વાર એ જગ્યાઓની તારીફ કરતાં મેં સાંભળ્યાં હતાં, તેમજ અહિંના દેખાવોનાં તેઓએ પાડેલાં ચિત્રો પણ મેં દિઠાં હતાં. તેર વર્ષ ઉપર મી. કૅમરનના પિતા મરણ પામ્યા ત્યારથી તેઓ અહિં રહે છે. ૧૮૬૩માં આલફ્રેડ પણ અહિં ફરવા આવ્યો હતો.

ઘર આવ્યા પછી અમારી આ સરોવરની સેહેલ વિષે વાત કરતાં જનરલ પૉનસૉન્બી બોલ્યા—" આજ કેવો અસરકારક બનાવ બન્યો છે ! જુઓ, કેમરન ઑફ લૉકીઅલ નામે જે

સરદારની મુખ્ય મદદ અને ઉશ્કેરણીથી શાહાજાદા ચાર્લસે* ૧૭૪૫માં તમારા બપાવાના બપાવાની ગાદી ઉપર પોતાનો હક જાહેર કીધો હતો, અને લડાઇ ઉઠાવી તેમને રાજગાદી ઉપરથી ઉઠાડી મુકવાની તજવીજ કરી હતી, તેજ સરદારનો નબીરો આ લૉકીઅલ, આજ તમો રાજ્ય પ્રતાપીની સાથે ફરી, તેજ શાહાજાદો ચાર્લસ પોતાની નાહાસ ભાગમાં જે સ્થળોપર રખડયો હતો તે સ્થળો દેખાડી, તે વિષે તમો સાથ વાત કરેછે! એ દેખાવ જોતાં કોઇનાં પણ મન ઉપર અસર થયા વિના રહે નહીં."

ખરેખર એમજ છે; અને આ સુંદર દેશ, જેનાં લોકે તે વેળા મારા વડાવાઓનાં કુટંબ તરફ અતિ ઘણી પ્રજાભકિત દેખાડી હતી, તેને હાલ હું મારૂં પોતાનું કેહેવામાં મગરૂરી માની લઉંછું, અને તેમાં ફરી તે ઇતિહાસમાં મસહુર થયલાં સ્થળો જોઇ હું તેઓનું માનપુર્વક સ્મરણ કરૂંછું—કેમજે સ્ટુઅર્ટ વંસનું લોહી મારી રગોમાં વહેછે; અને હાલ હું તેમનીજ ગાદી ઉપર બેઠી છું, તથા આ પ્રજા, જેને તે વેળા તે મારાં કમ-

* એ શાહાજાદો ઇંગલન્ડના પદભ્રષ્ટ સ્ટુઅર્ટ વંસના રાજા જેમ્સ બીજાનો દીકરો હતો, અને સ્કૉટલન્ડના કેટલાક પહાડી તાયફાઓની તેમજ ફ્રાંન્સના શાહાનશાહાની મદદ લઈ તેણે ઇંગલન્ડનાં રાજય ઉપર દાવો ઉઠાવી લડાઈ કીધી હતી. પણ આખરે હાર ખાઈ તેને ઘણી નાશ ભાગ કરવી પડી હતી, અને સ્કૉટલન્ડથી નાઠેલો તે ફ્રાંન્સ જઇ ત્યાં જવાન વયે મરણ પામ્યો હતો. ભા. ક.

નશીબ પૂર્વજો તરફ અતિ ઘણો પ્યાર અને વફાદારી દેખાડી હતી, તે હવડાં મારી તરફ પણ તેવીજ દિલસોજીભરી અને વફાદાર છે.

પેલાજ નાના ઓવારાપર અમે સ્ટીમર ઉપરથી ઉતર્યાં અને ત્યાં નાના નાના પુલો છે તે ઉપરથી પગે ચાલી અમે થોડાક વારને છેટે એક દરવાજો હતો ત્યાં ગયાં. (એ પુલો આગળ એક જણ વાંસળી વગાડતો હતો). પછી ગાડીમાં બેસી અંધારો માર્ગ નામે એક સુંદર રસ્તો છે તે ઉપરથી ગાડી લીધી. એ રસ્તાની એક બાજુએ ઘણાં સારાં મોટાં ઝાડોની ઘટા થઇ રહેલીછે, અને બીજી બાજુએ નાના નાના હીધરના અને બીજા રોપાઓથી ભરપૂર ખડકો આવેલા છે તેથી તે ઉપર સૂર્યનો પ્રકાશ ઝાઝો પડી શકતો નથી. એજ કારણથી તેને એવું નામ પણ આપેલું હોવું જોઇએ.

આ તરફ હીધરના રોપા ઘણા ગીચ અને મોટા થાયછે, અને તેમનાં ગુંચ્છડાંને ગુંચ્છડાં સાથે ઉગે છે. પ્રિન્સ ચાર્લસ એડવર્ડ જે ગુફામાં એક વાર એક અઠવાડ્યું સૂધી છુપાઇ રહ્યો હતો તે ગુફા અમે અહિં જોયો. લોકી સરોવરનાં નાકાં આગળથી એ અંધારો રસ્તો પૂરો થાય છે. આ વેળા સૂર્યાસ્ત થવાનો વખત થયલો હોવાથી એ સરોવર અતિ રળિઆમણો દિસ્તો હતો. તેને તિરે તિરેથી ગાડી લઇ જે રસ્તે અહિં આવ્યાં હતાં તે રસ્તાપર અમે પાછાં નિકળ્યાં. અમે આજ જે જે ઠેકાણે ફરી આવ્યાં તે, તેમજ અહિંથી લાંબે સૂધીની બીજી ઘણી જગ્યા, લૉકીઅલની મતા છે,—ખચિત ઘણી મોટી મિલકત.

આહા ! હવે તો અમને એક સુંદરમાં સુંદર દેખાવ નિરખવાને બન્યું. નેવીસ પહાડ, જે તેની આસપાસની ઉંચી ટેકરીઓની વચ્ચે આવી રહેલો હતો તે ઉપર, તેમજ લૅગન સરોવર તરફના બીજા ડુંગરો, જે બધા હીધરના રોપાઓથી ગુલાબી બની રહ્યા હતા તેઓપર, સૂર્યાસ્ત થવા પછી આલ્પસ પર્વતો ઉપર જેવો સુંદર પ્રકાશ પ્રસરી રહેછે તેવો પ્રકાશ પડવાથી તેઓ ઘણા દીપતા હતા. ખરેખર એ દેખાવ ઘણો ભપકાદાર હતો. પછી ધીમે ધીમે એ પ્રકાશ ઝાંખો થતો ગયો ત્યારે તે સંધી ટેકરીઓ આસમાની રંગની અને પછી ધોળી દિસવા લાગી, અને અમે બૅનેવીનાં ગામડાં સુધી પહોંચ્યાં તેટલાં તો તદન અંધારૂં થઇ ગયું. અમે ઘર આવ્યાં ત્યારે સવા આઠ થયા હતા. ગાડીમાં મેં નેવીસ પહાડનો નકશો કાઢી લીધો હતો.

આજ સંખ્યાબંધ કાગળો આવ્યાં. અહિં ટપાલ આઠ વાગે આવેછે અને દસ વાગે જાયછે, જેથી ઘણી અગવડ પડેછે.

નવેક વાગે હંમેશની માફક અમે એકલાં જમ્યાં.

શનીવાર, ૧૩મી સપટેમ્બર.

આજની સવાર પણ સારી પ્રકાશીત હતી, જેથી અમે ઘણાં મગન થયાં, કારણકે આજ અમારી ગ્લેનકો જવાની મરજી હતી. અમારો અહિં આવવામાં મુખ્ય હેતુ એજ જગ્યા જોવા જવાનો હતો. હંમેશની માફક અમે એકલાંએજ નાસ્તો કીધો, અને પછી મેં થોડીવાર ચિત્રો પાડવાનું કામ કીધું.

અગીયાર વાગે અમે ઘરમાંથી નિકળ્યાં. ફ્રેન્સિ કલાર્ક અને કૅનન* અમારી સાથની બીજી ગાડીપર હતા. ફોર્ટ વિલ્યમ કસ્બામાંથી ગાડી લઇ, ગઇ કાલે સવારે જે રસ્તે ગયાં હતાં તે રસ્તે ઇલ સરોવરની પૂર્વ દિશાએથી અમે આગળ ચાલ્યાં. એ સરોવર ઉપર સૂર્યનો પ્રકાશ પડવાથી તે સુંદર લાગતો હતો તેમજ દૂરના ડુંગરો ઘેરા આસ્માની રંગના બની રહ્યા હતા. રસ્તાની બાજુએ છુટાં છુટાં નાનાં ઘરો છે પણ તેમને ઝુપડાંનું નામ વટીક ઘટે નહીં એવાં તે નીચાં અને નાનાં છે, અને તેમને છાવલીનાં નીચાં છાપરાં હોવાને લીધે માંહેથી અંધારાં બની ગયલાંછે, તેમજ લીલ અને હીધરના જંગલી રોપાઓથી સર્વ ઢંકાઇ ગયલાં છે. ખરેખર જો તેમનાં ધુમાડયાંમાંથી ધુમાડો નિકળતો આપણે જોઇએ નહીં, તેમજ કેટલાંક ગંદા, ચિથડેહાલ ઘરડાંઓ ત્યાં ફરતાં અથવા પૂરાં કપડાં વિનાનાં છુટા વાળવાળાં છોકરાંઓ ત્યાં રમતાં આપણી નજરે પડે નહીં, તો કદી આપણાં માનવામાં પણ ન આવે જે એ છાપરાંઓ નીચે માણસ જાત વસ્તાંહોય! તોપણ તે સંધાં ઝુપડાં ઝાડોની વચ્ચે આવી રહેલાં છે અને હીધરના રોપા તથા ઘાસની ભરેલી ટેકરીઓ તેમની ચોપાસ આવેલીછે તે સહિત, તેમનો દેખાવ ચિત્રસમાન લાગેછે. ત્યાં અમે કેટલાંક કંગાલ નાનાં ખેતરો જોયાં તેમાં અનાજ કરતાં જંગલી રોપા વધારે ઉગેલા હતા, અને જગેજગ વરસાદનાં પાણીનાં ખાબોચ્યાં ભરાયલાં હતાં; તેમાંનાં કેટલાંકમાં તો વળી

* આ હાયલૅન્ડર ૧૮૭૦થી મારી નોકરીમાં છે અને બ્રાઉનનો પિત્રાઇ થાય છે.

પહાડી ગાયઢોર ચરતાં દિસ્તાં હતાં. સરોવરની પાસેથી જે રસ્તો જાયછે તે ઉપરથી સરોવરની પેલી મેરની ઉંચી ટેકરીઓનો દેખાવ ઘણો સરસ દેખાયછે.

કોરન નદી (જે વીસ માઇલ લાંબી છે તે) ઉપરથી સરોવરની પેલી તરફ લૉર્ડ માર્ટનની મિલકત, જે એક અતિ સુંદર ગાલીનાં મુખ આગળ આવેલીછે, તે નજરે પડેછે. તેઓએ હવડાં ઘણી મોટી મિલકતો આ તરફ ખરીદી છે, જે સંધી પેહેલાં મૅકલીન તાયફાવાળાઓની હતી. કોરન નદીની દક્ષિણ તરફ આ સરોવરનો જે ભાગ છે તે લીન સરોવરને નામે ઓળખાયછે. ત્યાંથી રસ્તો પશ્ચિમ તરફ વળણ લઇ લીવન સરોવરને કાંઠેથી જાયછે, જે સરોવર પણ માત્ર સમુદ્રનો એક ફાંટો છે. ત્રણેક માઇલ આગળ વધવા પછી અમે, થોડાંક ઝુંપડાંઓનાં બનેલાં ઓનીક નામનાં એક ગામડાંપરથી પસાર થયાં એટલે ગ્લેન્કોની ઉંચી ટેકરીઓ અમારી નજરે પડવા લાગી. સરોવર એવો સ્થિર હતો, અને તેની આસપાસનાં ઝાડો અને લીલોતરી એવી સારી હતી, જે આખે રસ્તે • એ સુંદર ખુદરતી રચનાની તારીફનાજ શબ્દો આપણાં મોંમાંથી નિકળ્યા કરે. કોરન * ફરીથી ચાર માઇલ આગળ ગયા પછી એક વાગવાને સુમારે અમે બૅલાકુલીશ આવી પહોંચ્યાં. અહિંનું જે મોટું હૉટેલ છે તે ઘણાં સારાં સ્થળ ઉપર નદીને પેલે પાર ટેકરીઓની તલેટિમાં આવેલું છે. તેથી નાની અને સાદા દેખાવની એક વીસી ઉત્તર તરફ આવેલી છે. અમારો

* અહિંથી આલ્ફ્રેડ પોતાનો કોરન નામનો કુતરો લાવ્યો હતો.

બધો સામન જેવો કે ગરમ ડગલા, કોઠલાઓ, ખાનાની ટોપલીઓ વગેરે, ગાડીમાંથી ઉતારી લેવાડી અમે પણ ગાડીમાંથી ઉતરી પગે ચાલતાં હોડીમાં બેસવા ગયાં. નદી કિનારે થોડાંક લોક એકઠાં થયાં હતાં તેઓ ઘણી સભ્યતાથી, કાંઇપણ ગરબડ કરવા વિના દૂર ઉભાં રહ્યાં. બીએટ્રિસ, જેન ચર્ચિલ, અને હું, જનરલ પૉનસૉન્બી અને બ્રાઉનને સાથે લઇ હોડીમાં બેઠાં, અને બે હાયલૅન્ડરો પોતાના દેશી પોષાકમાં વાંસળીઓના સરોદ વચ્ચે હોડીને હલ્લેસાં મારી પેલે પાર લઇ ગયા. એ પારે ઘણાં વધારે લોક ભેગાં થયાં હતાં પણ તેઓ માનપુર્વક અમારાથી દૂરજ ઉભાં રહ્યાં, અને સર્વએ અમો તરફ ઘણી પ્રજાભક્તિ દેખાડી. એક વિધવા બાનું લેડી બીઅર્સફર્ડ, જેમની આ તરફ સ્લેટની ખાણો છે, તેઓ અને તેમની દીકરી બન્ને શોકના કાળા પોષાકમાં કિનારે ઉભાં હતાં. બોટમાંથી ઉતરી અમે ગાડીઓમાં બેઠાં (જે ભાડુતી હતી તોપણ ઠીક હતી). બીએટ્રિસ, જેન, અને હું, એક નીચી બૅરોશ જેવી ગાડીમાં બેઠાં, અને બન્ને ગૃહસ્થો બીજી એક ગાડી તૈયાર હતી તેમાં બેઠા. બૅલાકુલીશ મુકયા પછીનો રસ્તો ઘણો સારો આવેછે અને તે ઉપરથી જતાં બન્ને તરફનો દેખાવ ઘણી સારી રીતે નજરે પડે છે. મને યાદ છે કે ૧૮૬૫માં લુઇઝ અને ઍલિસ આ તરફ ફરવા આવ્યાં હતાં ત્યારે અહિંના કેટલાક દેખાવોનાં ચિત્રો તેઓએ પાડી લીધાં હતાં.

લીલોતરી ભરેલી ઉંચી ઉંચી ટેકરીઓની તલેટિમાંથી વળાણો લેતાં લેતાં અમે બૅલાકુલીશનાં ગામડાંમાં દાખલ થયાં.

તેમાં સ્લેટનાં પત્થરોની ખાણો છે અને તે તરફની ઘણી ખરી વસ્તી પણ ખાણ ખોદનારાઓનીજ છે. એ ગામડાંમાં માત્ર એકજ, વળાણો લેતો, હારેદાર ઘરોનો લાંબો ને લાંબો મોહોલ્લો છે, પણ તે સ્વચ્છ અને સોઇદાર દિસ્તું હતું, અને ત્યાંનાં બિચારાં ગરીબ લોક પણ સાફ સોજાં હતાં. તેઓએ દરેક ઘરને હીધરનાં ફુલોની તોરણોથી તથા લાલ કપડાંથી સણગાર્યું હતું. એ ગામડાંમાંથી નિકળી અમે ગ્લેન્કોની ખીણમાં પેઠાં. સરૂઆતમાં તે લીલોતરીભરી હોવાથી, અને તેમાં ઝાડોની વચ્ચે અહિં તહિં ઝુપડાંઓ આવેલાં હોવાથી, ઘણી સુંદર દિસેછે. જે કમનસીબ મૅકડૉનલ્ડ તાયફાવાળાઓની આ જગ્યાએ કતલ કરવામાં આવી હતી, તેઓના વંસની એક બાનું નામે મિસિસ મૅકડૉનલ્ડનું ત્યાં એક ખેતર છે. આ ખીણમાંથી કોના નદી વહે છે, જેને કિનારે કેટલાંક ઘાસનાં મેદાનોમાં ગાયઢોર ચરતાં દિસે છે, તેમજ વળી ઘણાંક મેંઢાંઓ આ ભપકાદાર ગાલીના કેટલાક વિકટ ભાગોમાં ચરતાં નજરે પડેછે. આ ઢેકાઢળીઆવાળા અને કેટલીક તરફથી તો સીધા ઉભા રસ્તા ઉપરથી વળાણો લેતાં લેતાં એ ખીણના સુંદરમાં સુંદર, અને બહુજ ઉજડ, પણ અતિ ભપકાદાર ભાગમાં આપણે જઈ લાગ્યે છીએ. તેની બન્ને બાજુએ આવેલા ખડબચડા ખડકોના, પણ શોભાયમાન શિખરોવાળા, બેથી ત્રણ હજાર ફીટ ઉંચા ડુંગરો, જાણે આકાશને લાગતા હોય એવા દિસેછે, અને આસપાસ માણસ જાતની વસ્તીની કાંઈ પણ નિશાની નજરે પડતી નથી, માત્ર એ ગાલીમાં અર્ધે રસ્તે

જવા પછી રસ્તાની બન્ને બાજુએ જે જગ્યાએ એક વાર માણસોનાં સુખી ઘરો હતાં તે ઠેકાણે, તેમાંના રેહેવાસીઓની ઉપર ગુજરેલા ઘાતકી અને વિચાર કરતાં પણ ધ્રુજરાં છુટે એવા સીતમની બચી રહેલી યાદગારી દાખલ પત્થરના ઢગળા હજી પડેલા છે.* આ સ્થળ એવું એકાંત છે અને એવું તો પહાડોની વચ્ચે આવી ગયલું છે જે આપણને કમકમાટ ઉપજે છે અને વિચાર પડે છે જે એવો સીતમ જાણી બુજીને બિચારાં

* રાજા જેમ્સ પેહેલાને ગાદીપરથી ઉઠાડી મેળવામાં આવ્યો અને તેની જગાએ તેની દીકરી મેરી અને તેનો પરદેશી પતિ વિલ્યમ ગાદીએ બેઠાં, તે સ્કૉટલન્ડના કેટલાક પહાડી તાયફાઓને પસંદ ન પડ્યું અને તેઓ રાજા રાંણી સાંમે દુશમની ધરાવવા લાગ્યા, જેથી રાજાએ ૧૬૯૧માં અર્લ ઑફ બ્રેડાલબેન ઉપર ૧૬,૦૦૦ પાં-ઉન્ડની રકમ મોકળી, એવી મતલબથી કે સ્કૉટલન્ડના જુદા જુદા તાયફાઓના સરદારોમાં તે વેંહેંચી તેમને લલચાવી તેમની પાસે સોગંદ લેવાડવા કે તેઓ વિલ્યમ તરફ વફાદાર રેહેશે, અને એજ મતલબનું એક ફરમાન પણ છપાવી રાજાએ તે રકમ સાથ મોકલ્યું જે બ્રેડાલબેન સંધા તાયફાઓના સરદારો આગળ તે રજુ કરે. એ ફરમાનને મૅકડૉનલ્ડ નામના એક સરદાર શિવાય સંધા તાબે થયા. હવે સાંમો થવામાં મૅકડૉનલ્ડની મતલબ કાંઈ રાજાના હુકમનું અ-પમાન કરવાની ન હતી પણ તેને બ્રેડાલબેનની પોતાની સાથે એ બાબદને લગતો કાંઈ કજીઓ થયો તેથી તેણે એમ કીધું. પણ પાછળથી તે પોતાની એ ચાલને માટે પસ્તાયો અને ઇનવરેરી પર્ગણાના લૉર્ડ મેયર આગળ જઈ રાજા વિલ્યમ તરફ વફાદાર રહે-વાના સોગંદ લઇ આવ્યો. ત્યાર બાદ થોડીક મુદતે ગ્લેનલીઅન

નિરદોષ ઉંઘેલાં માણસો ઉપર શા માટે ગુજાર્યો હશે? તેઓ એવી જગ્યામાંથી નાહાસેબી કેમ અને જાએબી કયાં? હું આશા રાખુછું કે રાજા વિલ્યમ ત્રીજાનો એ કામમાં હાથ ન હતો.

અહિંથી જરા આગળ વધતાં જમણા હાથ ભણી ઓસીઅનના ગુફાને નામે ઓળખાતો એક ગુફા દિઠામાં આવે છે, પણ તે તો આ ગાલીની સપાટીથી એક હજારથી વધારે ફીટ ઉંચો હદે અને તેથી લોકો જે કહેછે તે વાત આપાણા માનવામાં પણ આવતી નથી જે ઓસીઅન તેમાં રહેતો હતો. વરસાદનાં પાણીના ધોધ અને બરફના સપાટા સાથે સંખ્યાબંધ પત્થરો પહાડોપરથી ગબડી આવી એ ખીણમાં પડેલા છે જેથી કેટલેક ઠેકાણે તો રસ્તો રોકાઇ ગયો છે અને તે પસાર

વાળો કેપટન કેમ્પબેલ નામે એક સરદાર એક દિવસ એક નાની લશ્કરી ટુકડી લઈ ગ્લેન્કોની ખીણ, જેમાં મેકડોનલ્ડ પોતાનાં કુટંબ અને તાયફાવાળાઓ સાથે રહેતો હતો, તેમાં પેઠો. મેકડોનલ્ડે તેમની ઘણી સારી રીતે પરોણાચાકરી કરી. પછી થોડાક દિવસ ગયા કેડે એક રાત્રે એકાએક તેઓ મેકડોનલ્ડના આખા તાયફા ઉપર તુટી પડયા અને તે સરદારને, તેની સ્ત્રીને, અને બીજા છત્રીશ માણસોને, મારી નાખ્યાં. બાકીનાં જેઓથી નહસાયું તેઓ પુરાં વસ્ત્રો વગેરે લેયા વિના બરફથી ઢંકાયલી ટેકરીઓ ભણી નાહાસી ગયાં અને ભુખ અને થંડીથી ત્યાં મરણ પાંમ્યાં. પછી તેમનાં ઘરબારોને દુશમનોએ આગ લગાડી બાળીને ભશમ કર્યાં. તે બળેલાં ઘરોના પત્થર હજી ત્યાં પડેલા છે તે વિષે મહારાણી ઉપર પ્રમાણે લખે છે. એવું માનવામાં આવે છે જે લૉર્ડ બ્રેડાલબેનની શિખવણીથી કેમ્પબેલે કાંઈ તદબીરથી રાજાની મંજુરીઆત મેળવી ઉપલું કામ કીધું હતું. ભા. ક.

કરવો કઠણ પડેછે. એ જોતાં મને ડેવિલ્સ બ્રીજ, સેંટ ગૉથર્ડ, અને ગોશાનની પહાડી સડકોનું સ્મરણ થયું. ગોશાનની સડક આથી ઉંચી છે ખરી પણ આવી રાની નથી. એ ગાલીનું મથાળું જે બૅલાકુલીશથી દસ માઇલને છેટે છે ત્યાં જઇ પહોંચ્યા પછી અમે ગાડીમાંથી ઉતર્યાં અને રસ્તાની બાજુએ આવેલી એક નીચી દેવાળની કોરે અમે ત્રણે જણ બેઠાં. એ જગ્યા પરથી અહિંના આેરતરાંહના સુંદર અને રાની ડુંગરોનો અદ્દભૂત દેખાવ અમારી નજરે બરાબર પડતો હતો તેથી મેં તેનું ચિત્ર દોરી લીધું.

ગૅલીક ભાષામાં એ ડુંગરોનાં જે નામ છે તેમનો અર્થ ત્રણ બેહેનો એમ થાયછે, પણ ઇંગ્રેજીમાં તેમને વિશ્વાસ, આશા, અને દયા, એવે ત્રણ નામે ઓળખેછે.

અમે ત્રણે જણ અમારી પીછોડીઓ પાંથરી ઘાસમાં જમીન ઉપર બેઠાં, અને બ્રાઉન તથા ફ્રેન્સિએ અમને ભોજન પીરસ્યું. તે જમી રેહેવા બાદ મેં કાંઇક દેખાવોના નકશા દોરી લીધા. આજનો દિવસ ઘણો સારો હતો અને હવા શાંત હતી, પણ અહિં, આવાં એકાંત સ્થળ ઉપર પણ, અમારી હીલચાલ તપાસવા આવેલા બેઅદબ અખબારનવેશો અમો પર જાસુસપણું ચલાવવા લાગ્યા, અને તેમાં એક સ્કૉચ પત્રનો અખબારનવેશ તો જમીનપર સુઇ દુરબીન વડે અમને જોતો, અને બીએટ્રિસ અને જેન ચર્ચિલની સાથે અહિં તહિં ફરતાં હું જ્યાં જતી ત્યાં એકાએક અમારી પછવાડે આવી ઉભો રેહેતો હતો. એટલુંજ નહીં પણ બ્રાઉન જયારે તેને દૂર

જવા કેહેવા ગયો ત્યારે ઘણી તોછડાઇથી તેણે બ્રાઉનને જવાબો આપ્યા. પણ આખરે બ્રાઉને તેને ત્યાંથી કાઢ્યો. પાછો આવી બ્રાઉન અમને કેહેવા લાગ્યો જે તેઓ વચ્ચે મારામારી થઇ જવામાં કાંઇ બાકી ન હતું કારણકે જ્યારે બ્રાઉને તેને સમજાવીને કહ્યું—"રાણીની મરજી છે જે તમારે અહિંથી જવું," ત્યારે તેણે જવાબ દીધો—"રાણીને અહિં ઉભાં રેહેવાનો જેટલો હક છે તેટલોજ મને પણ છે." આનો જવાબ બ્રાઉને ઘણો ચીરડાઇને આપ્યો ત્યારે તે ઉદ્ધત પુરૂષે બ્રાઉનને પુછ્યું—"તું જાણે છે હું કોણ છું?" બ્રાઉને ઉતર આપ્યો—"હા હું જાણું છું અને ઇંગ્લન્ડનો સર્વથી મોટો ગૃહસ્થ પણ તમારા જેવી ચાલ ચલાવવાની હિંમત કરે નહીં અને તમે તો માત્ર એક અખબારનવેશ છો, માટે દૂર જાઓ"; અને જો તે દૂર ન જાય તો બ્રાઉને તેને "કાંઇ સરપાવ મળશે" એમ કહ્યું ત્યારે તે સાંમો પુછવા લાગ્યો—'પેલા મારા સાથીઓ આવેછે, તેઓ આવવા પછી પણ તું એવીજ હિંમત દેખાડશે કે!" બ્રાઉને કહ્યું—"અલબતાં, એવી અઘટિત ચાલ જે કોઇ ચલાવશે તેને અટકાવવાની હું હિંમત કરીશ." એથી વધારે ઘણીક બોલાચાલી તેઓ વચ્ચે થઇ તેટલાં પેલા બીજા અખબારનવેશો આવવાના હતા તે આવી પુગ્યા અને તેઓ પોતાના સાથીને સમજાવી ત્યાંથી લઇ ગયા. આવી વર્તણૂક ખચિત જાહેરમાં આવવી જોઇએ. અમને ત્યાં આવવાને એકાદ કલાક થયા પછી પેલા ઢળાવદાર રસ્તા ઉપરથી અમે પાછાં ઉતરવા માંડ્યું.

અહિંના ધર્મગુરૂ મી. સ્ટુઅર્ટ, જેઓ અમે ઉપર ગયા

પછી અમારી તરફ આવવા નિકળ્યા હતા અને અમે બૅલાકુલીશ પહોંચ્યાં ત્યારે અમને મળ્યા હતા, તેઓએ અમને ત્યાંની જુદી જુદી ટેકરીઓનાં નામો કહી તેમના અર્થ સમજાવ્યા અને જે ઠેકાણે પેલી ભયંકાર ખુનરેજી થઇ હતી તે ચોકસ સ્થળ અમને દેખાડયું. તેમના કહેવા પ્રમાણે આ ગાલીમાં ઝાકળ તો કદાચજ પડેછે પણ ઘણી વાર બરફ મોટા જથામાં પડે છે.

જે ઠેકાણે ઓસીઅનનો ગુફા છે એવું કહેવાય છે ત્યાંથી થોડેક દૂર ટ્રીકટાન નામે એક ઘણો નાનો સરોવર છે, જેમાંથી કોના નદી વહેછે. એ સરોવરને નાકે એક ઝુપડું અને તેને લગતી થોડીક ખેડેલી જમીન હતી, જેની પાસે ઢોરો ચરતાં હતાં. પાછાં ફરેતી વેળા અમે ગાડી ઉતાવળે દોડાવી. બૅલાકુલીશનાં ગામડાંમાંથી અમો જતાં હતાં તેટલાં અમારા હાંકનારે એકાએક ગાડી થોભાવી અને એક ઘણો આબરૂદાર દેખાવનો, અંગે માતેલો, અને ઉમરે પુગેલો હાયલૅન્ડર, હાથમાં એક રૂપાંનો પ્યાલો લઈ, ગાડી આગળ આવી ઉભો, અને બોલ્યો જે તે પ્યાલામાંથી શાહજાદા ચાર્લ્સે, તેમજ ૧૮૪૭માં મારા પરમપ્રિય આલબર્ટે, દારૂ પીધો હતો, અને મને વિનંતી કરી જે મારે પણ તે મારા હોઠને લગાડવો. ગાડીની બીજી બાજુએ તેણે એક નાની ટેબલ તૈયાર રાખી હતી અને તે ઉપર લાલ કપડું બીછાવી એક બાટલી મુકી હતી. મારાથી ના કહેવાય એવું ન હતું માટે મેં બાટલીમાંથી થોડો વ્હિસ્કી પ્યાલામાં રેડાવી તે ચાખી જોયો, જે જોઇ, ટોળું વળીને આસપાસ ઉભેલાં લોક ઘણાં રાજી થયાં. પાછળથી અમને માલમ પડ્યું જે તે હાય-

લન્ડરનું નામ, ડબલ્યુ. એ. કેમરન હતું. જે ઓવારાપર અમે હોડીમાંથી ઉતર્યાં હતાં તે ઉપરથી જઈ પાછાં હોડીમાં બેઠાં, અને બે હાયલન્ડરો હોડીને હલ્લેસાં મારી અમને પેલે પાર લઇ ગયા. આ વેળા સૂર્યાસ્ત થવા આવ્યો હતો અને હવા એવી શાંત હતી જે આસપાસના દેખાવોના પડછાયા બરાબર સરોવરમાં પડતા હતા. ગ્લેન્કોની ખીણની સરૂઆતમાં જે ઉંચી શંકુ આકાર ટેકરી છે તે હોડીમાંથી અમને સાફ દિસ્તી હતી, અને વળી સાંમેથી જે કોરન નદીની ઉપરની ટેકરીઓની હાર નજરે પડતી હતી તેને અતિ શોભાયમાન આસ્માની રંગ પકડયો હતો. સઘળીજ રચના ઘણી સુંદર હતી. અમે પેલે પાર ગયાં તેટલી વાર ત્રણ માણસોએ વાંસળીઓ વગાડી અમને રમુજ પમાડી, અને જે વફાદાર અને સ્નેહભાવીક લોક કિનારે એકઠાં થયાં હતાં તેઓએ ખુશાલીના મોટા પોકારો કરી અમને માન આપ્યું. અમે પાછાં અમારી ગાડીમાં બેઠાં અને સરોવરને કિનારે થોડેક છેટે જઇ ગાડી ઉભી રાખી માંહેજ બેસી રહી ચાહ તૈયાર કરાવી પીધી. ગઇ કાલની માફક આજે પણ અસ્ત થતા સૂર્યનો ભપકાદાર પ્રકાશ નેવીસ પહાડ અને તેની આસપાસની ટેકરીઓપર પડતો હતો, જે તદન ગુલાબી રંગની બની રહી હતી, અને તેને ચોગે નીચાણમાં ઉગેલા હીધરનાં ફુલથી ભરેલા રોપા તદન કીરમજી દિસ્તા હતા. આકાશ પણ ગુલાબી, ફીક્કા લીલા, એવા તરેહવાર રંગોથી વિચિત્ર બની રહ્યું હતું, અને ફૉર્ટ વિલ્યમ કસ્બા તરફની ટેકરીઓએ ઘેરો આસમાની રંગ પકડયો હતો. આ સઘળો દેખાવ

કાંઇ ઓરતરાંહનો સુંદર લાગતો હતો. પોણા સાત વાગે અમે ઘર આવ્યા પછી પણ એટલો ઉજાસ હતો જે બીએટ્રિસના ઓરડામાંથી એ શોભિતી ખુદરતી રચનાનું ચિત્ર પાડી લેવાને મને બન્યું.

ત્યાર પછી થોડીક વાર મેં વિસામો લીધો અને કાંઇક લખ્યું. લીઓપોલ્ડ જ્યાં ફરવા ગયોછે ત્યાં કાંઇ તેના લખવા પ્રમાણે અહિંના જેવી સારી હવા નથી.

રવિવાર, ૧૪મી સપટેમ્બર.

આજ સવારમાં આકાશ ઉપર ઘેરો હતો અને થોડોક વરસાદ પણ પડ્યો, જે થોડી વારમાં ઉઘડી ગયો, પણ સૂર્યનો પ્રકાશ નિકળ્યો નહીં.

અગીયારને વીસ મિનિટે બીએટ્રિસને લઇ હું ચાલતી ફરવા નિકળી. પ્રથમ અમે ફળની અને તરકારીની વાડી જોવા ગયાં, જે મોટી છે, અને જ્યાં કાચનાં આચ્છાદાનમાં ઘણી સારી દ્રાક્ષ ઉગાડેલી છે. તેમાંથી નિકળી અમે દરવાજામાં થઇ બહાર ગયાં પણ રસ્તામાં અમને એકે માણસ મળ્યું નહીં. ખેતર પાસેથી થઇ ડાબી બાજુએ એક રસ્તો છે તે ઉપરથી એક નાનકડાં નાળાં આગળ અમે નિકળ્યાં, જે પાર કરી જવા માટે ઉપર એક પુલ બાંધેલો છે પણ તે ઉપર થઇને તો અહિંના કોઇ અરણ્યરક્ષકના ઘર ઉપરજ જવાય એવું હતું તેથી અમે પાછાં ફર્યાં અને મેહેલને પાછળે બારેથી તબેલાઓપર થઇ માંહે આવ્યાં, જે વેળા એકમાં દસ મિનિટ કમ હતી.

થોડી વાર વિસામો લેવા પછી મેં કાંઇક લખ્યું અને બીએટ્રિસની સાથ કેટલીક પ્રાર્થણાઓ વાંચી, તેમજ મી. કૅમ્પબેલની લખેલી વાચણીનો થોડોક ભાગ પણ વાંચ્યો. એ વાચણી બીએટ્રિસને એટલી તો પસંદ પડે છે જે તેણે તે આખી ઉતારી લીધી છે. રોજને વખતે બપોરે જમ્યા પછી ફૉર્ટ વિલ્યમ તરફના દેખાવનું ચિત્ર કાઢી લીધેલું હતું તેમાં રંગ પુરી તે મેં પૂરૂં કીધું.

પાંચ વાગે બીએટ્રિસને અને જેન ચર્ચિલને લઇ વૅગનેટમાં બેસી હું ફરવા નિકળી. અહિંનાં દારૂ ગાળવાનાં ફડ ઉપરથી પસાર થઇ પુલની પેલી મેરથી મોટા જાહેર રસ્તા ઉપર અમે વળી ગયાં અને નેવીસનાં નાળાંને તિરેથી ચાર માઇલ સૂધી ગાડી હંકારી. એ નાળું શોભિતાં ઝાડોની નીચેથી નેવીસ પર્વતની તલેટિની અડોઅડ મોટા મોટા પત્થરો પરથી ગબડતું વહેછે અને એકાદ બે ઠેકાણે મોટા પત્થરો આવેલા હોવાને લીધે તેના ધોધ ઉછળતા દેખાય છે. તેની બન્ને બાજુએ લીલોતરીવાળા ઉભા ડુંગરો આવી રહેલા છે, જે સાથ સરખાવતાં નેવીસ પર્વત તેની ઉંચાઇને લીધે એક રાક્ષસ જેવો દિસે છે. કેવો ભપકાદાર દેખાવ! અમારેથી થોડેજ છેટે એ ગાલીનું મુખ દેખાતું હતું તેમાં અર્ધેક રસ્તે ગયાં પછી એક વજીફો આવ્યો, જેમાં દાખલ થવાના માર્ગ ઉપર ઍશનાં ઝાડોની મોટી ઘટા થઇ રહી છે, પણ તેથી આગળ અહિં કાંઇ બીજાં ઘર નથી, અને આગળ વધતાં તો મોટાં ઝાડો પણ ઓછાં થતાં જાય છે જોકે નાળાંની બાજુએ અને ડુંગરાઓની વચેના ખાંચાંઓમાં ઘણાં ઝાડો ઉગેળાં છે. અહિં ઘણાં ઉંચાં સ્થળોપર મેઢાં

ચરતાં દિસ્તાં હતાં. આગળ જતાં તો રસ્તો એટલો ખડબચડો આવ્યો જે અમને ગાડીમાંથી ઉતરી એકાદ માઇલ જેટલું ચાલી જવું પડયું, પણ પછી તો મુદ્દલ આગળ જવાય એવું હતું નહીં. ખરેજ એ ગાલીના ગંભીર એકાંત દેખાવ અને ત્યાંની ખુદરતી રચનાના ભપકાથી અમે ઘણો આનંદ પામ્યાં. પેહેલાં અમે એ ગાલીમાં દાખલ થયાં ત્યારે તો અમને એકે માણસ નજરે પડયું ન હતું પણ પાછાં ફરતી વેળા અમે પગે ચાલતાં હતાં ત્યારે ઘણાંક લોકને અમે ત્યાં આવેલાં દિઠાં. ગાડીમાં બેઠા પછી જરા વાર ગાડી થોભાવી મેં એ તરફનો દેખાવ જેમ તેમ ચિતારી લીધો.

એ ગાલીમાં જે વજીફા અમે જોયા તે મોન્ઝીવાળાં મિસિસ કેમ્પબેલ, તે ફેસીફર્નવાળા મરનાર સર ડનકન કેમરનની એકપુરી દીકરીના છે. નેવીસ પહાડનો ઘણો મોટો ભાગ પણ એ બાનુની મિલકત છે. અહિંની દરેક ટેકરી જુદે જુદે નામે ઓળખાય છે, અને તે સંધાં નામો મેં ઇનવરલોકીના અરણ્યરક્ષક પાસે નોધાવી રાખ્યાં છે, પણ મને તે મોંઢે યાદ નથી. હજી તો ઘણું સકારૂં હતું માટે ઘર તરફ પાછાં ફરવાને બદલે અમે કિલ્લા સુધી ફરી આવ્યાં, અને ઘરમાં આવ્યાં ત્યારે સવા સાત થયા હતા. એ પછી થોડી વાર હું લખવા બેઠી. અહિં ટપાલનો વખત ઘણો કઢંગો છે; તે આઠ વાગ્યા પછી આવે છે.

રોજને વખતે અમે વાળુ કર્યું. મારો લાડકો કુતરો નોબલ, જેમ હંમેશ અમે જમવા બેસીએ છીએ ત્યારે જમ-

વાના ઓરડામાં આવે છે, તેમ આજે પણ ત્યાં આવ્યો હતો. બ્રાઉને તેને એક ખુરસી ઉપર સુવાડયો ત્યાંથી હુકમ મળવા વિના તે મુદ્દલે ઉઠયો નહીં. વળી અમે તેનાં મોંમાં મીઠાઇનો કકડો મુકયો તે ખાઇ જવાની રજા મળી નહીં ત્યાં સૂધી તેણે મોંમાંજ રહેવા દીધો અને જ્યારે મેં ખાવા કહ્યું ત્યારેજ તે ખાધો. એના જેવો આગ્નાંકિત કુતરો મેં કદી જોયો નથી. વળી એ ઘણોજ માયાળુ છે અને સંધાં ઉપર ચાહ રાખેછે. કોઇ વાર જ્યારે તે એમ સમજે છે જે આપણ તેના ઉપર ગુસ્સે થયાં છીએ ત્યારે તે પોતાના પગ લાંબા કરી એવી રીતે કાકલુદી કરે છે જે આપણને તેના ઉપર દયા આવ્યા વિના રહેજ નહીં.

જમ્યા પછી થોડી વાર જેન ચર્ચિલે મારી આગળ કાંઇક વાંચ્યું.

સોમવાર, ૧૫મી સપટેમ્બર.

આજ જોકે ટેકરીઓની ઉપર ધુમસ ઝુલાઇ રહેલો હતો તોપણ મહિંથી સૂર્ય જરા જરા પ્રકાશવાને યત્ન કરતો હતો. વળી પવન ઘણો ન હતો તેથી ઘણું ખુશ લાગતું હતું. અમે આજ ફિનાનની ગાલી તરફ ફરવા જઈ ત્યાંજ બપોરનું ભોજન પણ કરવાનું ઠરાવ્યું. એક ઇલ સરોવર તરફના દેખાવનું, અને બીજું બનેવીનાં ગાંમડાં તરફના દેખાવનું, એવાં બે ચિત્રો પાડી મેં તૈયાર કીધાં હતાં તેમાં રંગ વગેરે પુરી આજે તે પૂરાં કીધાં; પછી થોડી વાર કાંઇ લખવા બાદ

સવા બાર વાગે કિલ્લાને લગતી, વિહારભૂમીમાં હું બીએ-ટ્રિસની સાથે ફરી આવી.

એકમાં વીસ મિનિટ ઓછીએ અમારી સોશીએબલમાં બેસી બીએટ્રિસ અને જેન ચર્ચિલને લઇ હું ફિનાનની ગાલી તરફ જવા નિકળી. બ્રાઉન અમારી ગાડી ઉપર બેઠો હતો અને અમારી સાથના બન્ને ગૃહસ્થો બીજી ગાડીમાં આવ્યા. તે ગાડીપર ફ્રેન્સિ કલાર્ક અને ચાર્લી થૅામસન એ બે નોકરો બેઠા હતા. કોરપૅકનાં ગામડાંમાંથી થઇ બૅનેવીનું ગામડું વટાવી જઇ અમે સરોવર તરફ ગયાં, જેના છેડા સૂધી જવા પછી જમણા હાથ ભણી વળવાનો એક રસ્તો આવ્યો. તે લીલો-તરીવાળી ખીણોમાંથી વળાણો લેતો લેતો જાયછે અને સાંમે આવેલા મોઇડર્ટના બુલંદ ડુંગરોની હારની હાર તે ઉપરથી નજરે પડેછે. એ રસ્તાપરથી અમે એક ખીણમાં પેઠાં જ્યાં એક મેદાનમાં લોક ઘાસ સુકવતાં હતાં, અને તે મુકવા પછી એક ઘણીજ સાંકડી ખીણ આવી જેમાંથી ફિનાનની નાની નદી ઇંગ્લન્ડની એકાદ નદીની પઠે ધીમી ધીમી વહેતી હતી, અને તેની બન્ને મેરના ખડકોપર સનોબરનાં અને બીજા ઝાડો ઉગેળાં હતાં, જે સંધો દખાવ સ્કૅાટલન્ડનો હોય એવો મુદ્દલ લાગતો ન હતો. આ જગ્યાપરથી પાધરાંજ શીઅલ સરો-વર ઉપર નિકળાયછે. એ સરોવર મીઠાં પાણીનો છે અને તેની બન્ને બાજુએ ઉંચી અને શોભિતી પણ વાંકોટીકી ટેકરીઓ છે. તે વીસ માઇલ લાંબો છે, અને તેના છેડા આગળ શાહાજાદા ચાર્લિસ એડવર્ડનો એક ઘણો બેડોળ સ્મરણસ્તંભ છે. તે દીવા

દાંડીની ઢબનો છે, અને તેને મથાળે તે શાહજાદાનું બાવલું મુકેલું છે, તથા તેની ચોમેર દેવાળ બાંધી લીધેલી છે. બૅરોડેલવાળો મૅકડૅાનલ્ડ જ્યારે પહાડી તાયફાઓ તેના ઝુંડા તળે એકઠા મળવાની વકીથી શાહાજાદા ચાર્લસને અહિ લાવ્યો હતો ત્યારે એજ જગ્યાએ તે શાહાજાદો ઉતર્યો હતો. તે મેકડૅાનલ્ડના એક વંસજ નામે મૅકડૅાનલ્ડ ઑફ ગ્લેનાડેલનુ અહિં એક ઘર છે તે શિવાય અહિં માણસોનું એકે બીજુ રેહેઠાણ દિસ્તું નથી. એ સ્તંભ જે સ્થળપર ઉભો કીધેલો છે ત્યાં શાહાજાદો ચાલી આવી ઉભો ત્યારે ત્યાં માત્ર બાર ગામડયા શિવાય બીજું કોઇ હતું નહીં. એ જોઇ, તેની સાથે દગો રમવામાં આવ્યો હશે એવું ધારી તે નિરાશ થઇ બન્ને હાથ ઉપર માથું નાખી બેઠો હતો તેટલાં એકાએક વાંસળીઓનો સરોદ તેને કાને પડવાથી તે ચોંકી ઉઠયો અને જોયું તો ફિનાનની ખીણમાંથી પહાડી તાયફાઓને પોતાની તરફ આવતા દિઠા. ત્યાર પછી તરતજ મેકડૅાનલ્ડનો તાયફો પણ આવી લાગ્યો, અને તે આખાં લશ્કરની ખુશાલીના પોકારો વચ્ચે માર્કિવસ ઑફ ટુલીબાર્ડીને તે સ્થળપર રાજા જેમ્સનો ઝુંડો ઉઠાવ્યો. એ બનાવ ૧૭૪૫ના ઑગસ્ટ માસમાં બન્યો હતો, પણ ૧૭૪૬ માં તો બિચારા શાહજાદા ચાર્લસને આરકાઇગ અને શીઅલ સરોવરને કાંઠે આવેલા પહાડો વચ્ચે પોતાને દુશ્મનથી છુપાવવા સારૂ રખડવું પડયું હતું. પેલી સાંકડી ખીણોમાંથી જયારે અમે અચબુચ શીઅલ સરોવર આગળ આવી લાગ્યાં અને તે લાંબા શોભિતા સરોવરને સૂર્યના

પ્રકાશમાં દીપનો જોયો, તથા તેની ચોમેરના ત્રણ ત્રણ હજાર ફીટ ઉંચા પહાડો વચ્ચે ગ્લેનાડેલનાં એક ઘર, (જેમાં આ-ગળ પહોંચખાનું હતું) અને કૅથલીક પંથનાં એક ચિત્રસમાન દેવળ શિવાય માણસનાં રેહેઠાણની બીજી કાંઇ પણ નિ-શાની અમારી નજરે પડી નહીં, ત્યારે મને લાગ્યું જે આ કરતાં વધારે શોભાયમાન, તેમજ ત્યાં બનેલા બનાવોની આવી બરાબર યાદ આપનારૂં સ્થળ મેં કદી દિઠું ન હતું. ૧૭૪૫માં આ સ્થળનો દેખાવ કેવો હશે! અને આજે તો, તેજ સ્ટુઅર્ટ ખાનદાનથી, તેમજ જે રાજાને ગાદી ઉપરથી ઉઠાડવાને શાહજાદા ચાર્લસે યત્ન કીધો હતો તે રાજાના વંસથી ઉતરેલી હું તેજ સ્થળોપર એક ખાનગી સ્ત્રી દાખલ તદન નચિંત દિલે ફરૂં છું!

અહિં ગાડીમાંથી ઉતરી રસ્તાની થોડેક દૂર એક ઉંચો જેવો ટેકરો હતો તે ઉપર અમે હાથ પગના ટેકા દઇ ચઢયાં અને ત્યાં બેસી બીઅટ્રિસે, જેન ચર્ચિલે, અને મેં ખાનું ખાધું. પછી મેં ચિત્રો દોરી લીધાં પણ તેમાં રંગ મુકવાની કોશેશ કરી નહીં. ત્યાર બાદ થોડીક વાર અહિં તહિં ફરી ટેકરાપરથી નીચે ઉતરી અમે પાછાં રસ્તા ભણી ગયાં, જ્યાં ગ્લે-નાડેલવાળા મી. મૅકડાનલ્ડ, જેમને જનરલ પૉનસૉન્બી મળવા ગયા હતા અને જેઓએ મને કદી જોયલી ન હતી, તેઓ મને મળવા આવ્યા હતા. મેં તેમની સાથે થોડીક વાતચિત કીધી. તેઓ મજબુત બાંધાના, તંદરોસ્ત દેખાવના, અને ત્રીસેક વર્ષની વયના એક હાયલૅન્ડર છે; તેમની સ્ત્રી મરણ પાંમેલી છે. આ

માંતનાં બીજા બધા લોકની માફક એઓ રોમન કેથલિક પંથના છે. એ પંથના અહિંના ધર્મગુરૂ એમના કાકા લાગેછે અને તેઓ એમની સાથેજ રેહે છે. એઓએ મને શાહાજાદા ચાર્લ્સની યાદગારીની કેટલીક નવાઇ જેવી ચીજો દેખાડી, જેમાં એક અજબ તરાંહનું અસલી તપકીર ભરવાનું વાસણ હતું, જે ઉપર ૧૭૪૫ની તથા ૧૭૪૬ની તારીખો કોતરેલી હતી, અને જે પ્રિન્સ ચાર્લ્સે મેકડૉનલ્ડના એક પૂર્વજને ભેટ આપ્યું હતું કારણ કે તેમના પરોણા દાખલ તેણે આ દેશમાં છેલ્લી રાત બૉરોડેલમાં ગુજારી હતી. વળી તે શાહજાદાનું એક ઘડિઆળ તથા એક વીંટી જેમાં તેના સુંદર વાળ મુકેલા હતા તે પણ તેઓએ મને દેખાડી.

આ માંત મોઇડર્ટને નામે ઓળખાય છે અને તેમાંના ઉંચામાં ઉંચા ડુંગરાપરથી સ્કાયનો બેટ ઘણો સ્પષ્ટ નજરે પડે છે. શીઅલ સરોવરની પડોસમાં લૉર્ડ મૉર્ટનની મિલકત આવેલી છે, અને તેની જમણી બાજુએ લૉકીઅલ વગેરેની મિલકતો છે, અને ડાવી બાજુએ સરોવરને મથાળે ગ્લેનાડેલવાળા મેકડૉનલ્ડનો વજીફો છે. એ મેકડૉનલ્ડ કુટંબ પેહેલાં તો બૉરોડેલમાં રેહેતું હતું, પણ એ ગ્લેનાડેલ નામના વજીફાના માલેકો, જેઓ એજ વંસના હતા તેઓ જયારે ૧૭૪૫ના બખેડા પછી અમેરિકાનાં પ્રિન્સ એડવર્ડ ટાપુ ઉપર જઇ વસ્યા, ત્યારે એ મિલકત તેના હાલના માલેકોના હાથમાં આવી. અહિં જે સ્મરણસ્તંભ છે તે સૂધી બીએટ્રિસ અને જેન ચર્ચિલ મી. મેકડૉનલ્ડની સાથે ચઢયાં, પણ તેઓના

કેહેવા પ્રમાણે તે ચઢાણ અતિ વિકટ અને વાંકીટીકી હતી. અહિંનું દેવળ જનરલ પૉનસૉન્બી માંહેથી જોઇ આવ્યા છે તેઓ કેહેતા હતા જે તે ઘણે ખરચે અને સારી રીતે સણગારેલું છે, જોકે પછવાડેથી અમારા જાણવામાં આવ્યું જે તેની પડોસમાં માત્ર પચાસેક માણસનીજ વસ્તી છે. એ સુંદર સ્થળ ઉપર બે કલાક ગુજારી સાડા ચાર વાગે અમે ઘર આવવા નિકળ્યાં. શુક્રવાર અને શનીવારની સાંજે સૂર્ય જેવો પ્રકાશતો હતો તેવો આજ ન હતો અને તે આથમવા પછી જે પ્રકાશ પહાડોપર રહી જાયછે તે પણ આજ હતો નહીં, તથા નેવીશ પહાડનું મથાળું તો જેમ ઘણી વાર હોય છે તેમ ધુમસથી ઢંકાયલું હતું. અમારા ઘોડા થાકેલા હતા તેથી તેઓ ધીમા ચાલતા હતા. રસ્તામાં એક ઠેકાણે મેં એક ફુલ જોયું જેવું અમારા બાલમોરલના બાગમાં થતું નથી. ઇંગ્લન્ડનાં બધાં ખેતરોમાં જે મોટાં ધોળાં ડેઝી નામનાં ફુલો જથાબંધ ઉગે છે તેવીજ ઢબનું તે હતું પણ તેની દરેક પાંદડી ચલકતા પીળા રંગની હતી.

અહિં અમે જે હીધરના રોપા જોયા તે પણ મેં આગળ કહ્યું તેમ ઉંચી જાતના છે, અને રસ્તામાં ઘણે ઠેકાણે અમે તેનાં ફુલોના ઝુમખાને ઝુમખા જોયા. પેલો રીપોર્ટર, જેણે ગંયે શનીવારે અમો તરફ ગેરવર્તણૂક ચલાવી હતી તે તથા તેની સાથનાં બીજા રીપોર્ટરો અમને આજ માર્ગમાં મળ્યા. છને વીસ મિનિટે અમે ઘર જઈ પહોંચ્યાં. ચાહ પી થોડી વાર લખ્યા પછી મેં મારો બધો સરસામાન ગોઠવ્યો. સંધાંને

પૈસા વગેરે આપવાની ગોઠવણ તો આગમજથી કરી રાખી હતી. અહિં આજ મને અમારાં નાનાં મંડળ સાથે છેલ્લી વાર ભોજન લેવાનું હતું તેથી હું દલગીર થઇ. જમી રહી તરત માળાપર આવી હું લખવા બેઠી.

મંગળવાર, ૧૯મી સપટેમ્બર.

આજ સાત વાગતે અમને ઉઠવું પડ્યું અને પોણા આઠ વાગે બીએટ્રિસ સાથે મેં નાસ્તો કરી લીધો. સવારમાં ઉઘાડ સારો હતો.

અગાઉ તો આ મકાનનું ખરૂં નામ ટૉરલન્ડી હતું જે અહિં નીચે એક નાનો જેવો સરોવર છે તેનું નામ છે. એ સરોવરની વચમાં એક નાનો જેવો બેટ* છે તેપર બતક ઘણાં છે. આ મિલકત, જે ઘણી વિસાળ—સાઠં માઇલના વિસ્તારની—છે, તે મરહુમ ડ્યુક ઑફ ગૉર્ડન કનેથી મરનાર લૉર્ડ ઍબીન્જરે ખરીદી હતી, અને તેઓએ અહિં એક ઘર બાંધવા માંડ્યું હતું, પણ તે તૈયાર થવા અગાઉ આગથી નાશ પામ્યું હતું. હાલનું મકાન તેમના વારસ લૉર્ડ ઍબીન્જરે માત્ર દસ વર્ષ થયાં બાંધેલું છે અને તેને બાંધવા પછી તેમાં ઘણો સુધારો કીધો છે. અહિંના અસલી કિલ્લાનું નામ ઇન્વરલોકી હતું તે પરથી આ મેહેલને પણ તેજ નામ આપ્યું છે. એ જગ્યાએ પ્રથમ પિકટ રાજાઓનો એક કિલ્લો હતો એવું અનુમાન કરવામાં આવેછે, પણ હાલ જે પડી ભાગેલો કિલ્લો દિઠામાં આવેછે તે તો એડવર્ડ પેહેલાના વંખતનો બાંધેલો ધારવામાં

આવેછે. તેની પડોસમાં માર્કિવસ ઑફ મૉન્ટ્રોઝે ડ્યુક ઑફ આર્ગાઇલને ૧૬૪૫માં હરાવ્યો હતો. એ બનાવનું સર વૉલ્ટર સ્કૉટે "લીજન્ડ ઑફ મૉન્ટ્રોઝ" નામના પોતાના ગ્રંથમાં વર્ણન કરેલું છે.

સવા આઠ વાગે ઇનવરલૉકી કૅસલ, જ્યાં અમે ઘણા દિવસો સુખચેનમાં ગુજાર્યા હતા, તે અમે છોડી ગયાં. અમારી સાથના ગૃહસ્થો આગળથી નિકળી ગયલા હતા.

પ્રથમ અમે બૅનેવાના ગામડાં ભણી ગાડી હંકારી ગયાં જ્યાં ઘણાં લોક એકઠાં મળેલાં હતાં, અને ત્યાંથી કૅલીડોનીઅન નેહેરમાં અમારે માટે એક સ્ટીમર તૈયાર હતી તે ઉપર અમે સ્વાર થયાં. લૉર્ડ અને લેડી ઍબીનજર અમને મળવા સ્ટીમરપર આવ્યાં હતાં. તેઓએ પોતાનો કિલ્લો અમને વાપરવા આપ્યો હતો તે માટે મેં તેમનો ઘણો ઉપકાર માન્યો. હું તેમને માટે ઇનવરલૉકી કૅસલમાં આલબર્ટની અને મારી છબીની એકેક નકલ, તેમજ મારાં પુસ્તકની ચિત્રો સાથની એક નકલ, મુકી આવી છું. લેડી ઍબીન્જર અમેરિકાના કોઇ મી. મૅકગૃડર નામે ગૃહસ્થનાં દીકરી છે. તેમને પાંચ છોકરાં છે, જેમાં માત્ર એકજ દીકરો છે. તેઓ જેવાં સ્ટીમર છોડી ગયાં કે તરતજ તે ચાલવા માંડી. એ સ્ટીમરનું નાંમ ગૉન્ડોલીઅર છે, અને જે સ્ટીમર ઉપર અમે લૉમોન્ડ સરોવરની સેહેલ કરી આવ્યાં હતાં તેવીજ ઢબની તે બાંધેલી છે. તેની મોટી કૅબિનને ઘણીક બારીઓ મુકેલી છે, અને તે તુટક ઉપર આવેલી હોય એવી લાગે છે જોકે તેમાં

જવા થોડીક સીહડીઓ ઉતરવી પડેછે. તેમાં જગ્યા જગ્યાએ બેઠકો કરેલી છે અને બાસઠ માણસ જમવા બેસી શકે એટલી તે મોટી છે. અમે ઘણોખરો વખત તુટક ઉપરજ રહ્યાં. ગેઅરલોકીથી અમે જે રસ્તે આવ્યાં હતાં તેની નીચેથી અમારી આ સ્ટીમર ધીમે ધીમે પસાર થઇ. આ વેળા નેવીસ પર્વત માઠાં ભાગ્યે ધુંમસમાં ઢંકાઇ ગયો હતો અને તેનું મથાળું તો મુદ્દલ નજરે પડતું ન હતું. અહિંનાં લોકના કહેવા પ્રમાણે હંમેશ તે એ રીતે ઢંકાયલોજ રહે છે.

થોડીક વારમાં અમારી સ્ટીમર નેહેરના એક દરવાજાની પાસે આવી અને તેમાંથી અમે ગૅઅરલોકી સરોવરમાં દાખલ થયાં, જે પછી લૉકી સરોવરમાં જવાય છે. આ કૅલીડોનીઅન નેહેર હુન્નરની એક અજાયબી છે, પણ તેને માર્ગે મુસાફરી કરતાં કંટાળો ઉપજે છે. નેહેરને દરેક દરવાજે લોકનાં ટોળાં સ્ટીમરની નજદીક સૂધી આવતાં હતાં. બૅનેવી આગળથી ઓઇક સરોવર સૂધી જતાં નદી ઉંચી સપાટીએ વહે છે તેથી સ્ટીમર નેહેરમાં આવેછે ત્યારે તેના દરવાજા બંધ કરી તેનાં પાણીને નદીની સપાટીની બરાબર કરવાં પડે છે જેથી સ્ટીમરથી સેહેલાઇથી નદીમાં જવાય છે. તેમજ જ્યારે સ્ટીમરને નદીના નીચા ભાગમાં જવું હોય છે ત્યારે નેહેરના દરવાજા ઉઘાડી તેમાંનું પાણી ઓછું કરી તેને નદીની સપાટી જેટલી નીચી કરવી પડે છે.

અમે સુંદર લૉકી સરોવરમાં દાખલ થયાં ત્યારે આરકાઇગ સરોવર જે સ્થળ ઉપર આવેલો છે તે અમને દૂરથી

નજરે પડયું, જોકે વચમાં ઉંચી જમીન હોવાને લીધે સરોવર કાંઇ અમારા દિઠામાં આવ્યો નહીં. લૉકી સરોવરને તિરે જે ટેકરીઓ છે તે ઉપર મેંઢાંને માટે ચારો ઘણો સારો ઉગે છે, અને તેમના નીચલા ભાગોપર પૂષ્કળ ઝાડો આવેલાં છે. લૉક લૉકી ઉપર આઠ માઇલની મુસાફરી કરવા બાદ અમારી સ્ટીમર ઓઇક સરોવરમાં પેઠી, જેમાં જવા માટે નેહેરનો એક બીજો દરવાજો છે. અહિં મી. અને મિસિસ ઍલીસ જેઓ અમારી રાહ જોતાં ઉભાં હતાં તેઓ સ્ટીમર ઉપર ચઢયાં. તેઓની મરજી હતી જે હું સ્ટીમરપરથી ઉતરી તેઓની ગાડીમાં બેસી તેમનું સુંદર મકાન ઇન્વરગૅરી, જે નેહેર-ને કાંઠે આવેલું છે, તેમાં ફરી નેહેરને એક બીજે દરવાજેથી પાછી સ્ટીમર ઉપર ચઢું; પણ મેં તેમ કરવાની ના પાડી કેમજે મને નિરાંતે સ્ટીમર ઉપરજ રહેવાનું ઠીક લાગ્યું, જોકે નેહેરના દરવાજાઓમાંથી પસાર થવું પડે છે ત્યારે કંટાળો તો ઘણો ઉપજે છે. એ નેહેરમાંથી સ્ટીમર ચલાવવાનું કામ ઘણું વિકટ છે કારણકે તે એટલી તો સાંકડી છે જે તેમાંથી સ્ટીમર જાય છે ત્યારે બન્ને બાજુએ એકેક ફુટથી પણ ઓછી જગ્યા રહે છે. મિસિસ ઍલીસે અમને થોડીક સરસ દ્રાક્ષ ભેટ કરી, અને પછી તેઓ કિનારે પાછાં ગયાં; પણ મી. ઍલીસ બીજો દરવાજો આવ્યો ત્યાં સૂધી અમો સાથ સ્ટીમર ઉપરજ રહ્યા. ઓઇક સ-રોવરને કિનારેથી પુષ્કળ ઝાડોના છાંયડાવાળો એક રસ્તો જાયછે, જેની એક બાજુએ અમે એક મિનારો જોયો. એ મિનારો એક કુવાની પાસે બાંધેલો છે જેમાં અસલમાં મેકડૉનલ્ડ ઑફ ધી

આઇલ્સના હુકમથી મેકડોનલ્ડ તાયફાવાળામાંના કેટલાકોનાં માથાં કાપીને નાંખ્યાં હતાં કારણકે તેઓએ પોતાના બે સગાઓનાં ખુન કર્યાં હતાં. એ સ્તંભ ૧૮૧૨માં ઉભો કીધો હતો. એ પછી ઇન્વરગૅરીનો જુના કાળનો પડી ભાગેલો કિલ્લો આવ્યો જે ઝાડોથી બધો ઢંકાઇ ગયલો છે અને જેની પાસેજ મી. ઍલીસનું નવું મકાન આવેલું છે, જોકે તે અમને સ્ટીમર ઉપરથી નજરે પડયું નહીં. સરોવરને બન્ને કાંઠે તેમની મોટી મિલકતો છે. આ તરફની ટેકરીઓ ઘણી ઉંચી છે, તેમાં બેન ટાઇ નામની એક જે પરાના આકારની છે તે સર્વમાં ઉંચી જણાઇ આવેછે. કલોકી આગળ મી. ઍલીસ સ્ટીમર ઉપરથી ઉતરી ગયા. અહિં કિનારાપર આયર્લૅન્ડના માજી લૉર્ડ ચૅન-સેલર મી. બ્રુસ્ટર, જેઓ નજદીક એંસી વર્ષની વૃદ્ધ વયના છે, તેઓ ઉભા હતા. અહિંથી ફ્રૅન્સિ૰ અને૰એક પોલીસ સીપાઇ મારા લાડકા કુતરા નોબલને લઇ સ્ટીમરપરથી ઉતરી આગ-સ્ટસ કિલ્લા સૂધી પગે ચાલતા ગયા, અને ત્યાંથી પછી તેઓ પાછા અમારા રસાલામાં જોડાઇ ગયા. નેહેરના એક દરવાજામાંથી પસાર થવાની તૈયારી કરવા અમે જરા થોભ્યાં હતાં તેટલાં એક ગરીબ સ્ત્રી અમારે માટે એક વાસણમાં દુધ અને ઓટના આટાનું બનાવેલું એક કેક લઇ આવી. આ દેશના લોકોમાં મુસાફરોની પરોણાગત કરવાની અસલથી જે રીત ચાલતી આવી છે તે પ્રમાણે ઘણી વાર ગામડયાં લોક એવી ભેટ અમારે સારૂ લઇ આવેછે.

એ પછી બીએટ્રિસ, જેન ચર્ચિલ, અને હું, નીચે કૅબિનમાં

ગયાં, અને ત્યાં ગરમ ભોજન લીધું. એ વેળા બારને દસ થઇ હતી. અમે ખાનું ખાતાં હતાં તે નેહેરના દરવાજાઓપર ઉભેલાં લોક જોઇ શકતાં હતાં પણ તે અમને ચલાવી લેવું પડયું. એટલાંમાં અમે ફોર્ટ આગસ્ટસ સૂધી જઈ પહોંચ્યાં હતાં જ્યાં વળી થોડો વખત અમને ખોટી થવું પડયું. ત્યાં લોક ઘણાં એકઠાં થયલાં હતાં અને અમારાં માનને ખાતર એક આરકું પણ મારેલું હતું. છત્રીસ વર્ષોપર આજનીજ તારીખે આજ સ્થળ ઉપરથી મારા પ્રિય આલબર્ટ પસાર થયા હતા ત્યારે તેમના મરનાર હજુરી બિચારા મૅકડૉનલ્ડને તેઓએ પેહેલ વેહેલો અહિં જોયો હતો, અને તેના દેખાવ ઉપરથી તેનાપર પ્રસન્ન થઇ, પોતાને એક પારધીની જરૂર હોવાથી તેના વિષે ખબર કાઢી તેને પોતાની નોકરીમાં લીધો હતો. તે વેળા તે લૉર્ડ ડિગ્બીનો અને કર્નલ પૉર્ટરનો અરણ્યરક્ષક હતો અને તેમની તરફથી પ્રિય આલબર્ટને માટે કાંઈ શિકાર ભેટ લઇ આવ્યો હતો, જયારે તેનું સ્વરૂપ જોઈ આલબર્ટ રાજી થયા હતા. તે ઘણો રૂપાળો હતો, તેમાં હાયલૅન્ડ પોષાક, જે તે હંમેશ પેહેરતો હતો, તેમાં તો તે બહુજ શોભતો હતો.

અમે જમતાં હતાં તેટલાં બહુ વરસાદ પડયો, પણ જમી રહી તુટક ઉપર પાછાં આવ્યાં તેટલાં તો તે ઉઘડી ગયો હતો. એ પછી અમે નેસ સરોવરમાં દાખલ થયાં, જે ચોવીસ માઇલ લાંબો અને તેટલોજ પોહોળો પણ છે, તથા જેને કિનારે શોભિતાં વૃક્ષો અને સુંદર વજીફાઓ આવેલા છે. ફૉરીસ્ટન. નામની ખીણમાં ઇન્વર ફૉરીસ્ટન

નામે જે વણ્ઝી છે તે અમને સ્ટીમર ઉપરથી નજરે પડયો. હાલ સર જી. બ્રૂક મિડલટન તેના માલક છે પણ અસલ એ મિલકત ગ્રૅન્ટ નામનાં કુટંબની હતી. આ પહાડી દેશમાંની ઘણીક સરસમાં સરસ અને મોટાંમાં મોટી મિલકતો હાલ ઇંગ્રેજોને હાથ ગઇ છે, જેમાંની કેટલીક તેમને વારસા દાખલ મળેલી છે, પણ ઘણી ખરી તો તેઓએ વેચાતી લીધી છે. ફૉયર્સના જાણીતા ધોધ, જે ઘણાં લોક જોવા જાયછે, તે જ્યાં આવેલા છે તે જગ્યા અમને દૂરથી દિસ્તી હતી, પણ ધોધ કાંઇ અમારી નજરે પડયા નહીં. અમારા માર્ગમાં જ્યાંખી કોઇ જરા પણ જાણીતી જગ્યા અથવા લોકનાં રેહેવાનાં થોડાં ઘણાં પણ ઘર આવતાં ત્યાં લોક ટોળાં વળી ઉભેલાં અમારા દિઠામાં આવતાં, જેઓ અમને જોઇ ખુશાલીના પોકાર કરતાં.

આગળ જતાં ડાવા હાથ ભણી અર્કવાહર્ટનો પડી ભાગેલો કિલ્લો આવ્યો ત્યાં પણ ઘણાં લોક એકઠાં થયલાં હતાં. એ કિલ્લા ઉપર અગાઉ ઘણી વાર દુશ્મનોએ ઘેરો નાખેલો કહેવાયછે પણ તે સંધાની સાંમે તે ટકી રહેતો હતો; તેમાં એક ઘેરો તો સતરમી સદીમાં એડવર્ડ પેહેલાના રાજ્યમાં તેના ઉપર નખાયો હતો. હાલ લૉર્ડ સીફીલ્ડ (ગ્રૅન્ટ તાયફાના વડા) તેના માલેક છે, જેમની અહિં બોહોળી મિલકતો છે અને જેમનું પોતાનું બાલમાકાન નામનું શિકારગૃહ અહિંથી કેટલેક છેટે આજ ખીણમાં આવેલું છે. તેની પાછળ મીલફોર્વોનીનો સુંદર ડુંગર છે, જે બે હજાર સાતસો ફીટ ઉંચો છે, જોકે અહિંથી તો માત્ર તેનું શિખરજ નજરે પડેછે. મેં અહિંના

દેખાવોનું ચિત્ર પાડી લેવા ધાર્યું પણ તેમ બની શક્યું નહીં કારણકે વાયુ સાંમો મોઢાંપરજ વાતો હતો.

ચારમાં વીસ મિનિટે ઓછીને આસરે અમે મી. બેલી-નાં મકાન ડૅાકફર હાઉસ આગળથી પસાર થયાં. એ ઘર મારા ધારવા પ્રમાણે જરા નીચાણમાં આવેલુ છે; છવીસ વર્ષ અગાઉ એ ઘરમાં આલબર્ટે આજ રાત્રે ઉતારો લીધો હતો.

થોડીક મિનિટમાં અમે ડૅાકગૅરોક નામે ગામડાં આગળ જઇ પહોંચ્યાં, જે જોકે એક એકાંત સ્થળ ઉપર આવેલું છે તોપણ ત્યાં લોક ઘણાં એકઠાં થયાં હતાં. અહિં અમારાં સર્વ માણસો કિનારે ઉતર્યાં તથા અમારો સરસામન વગરે ઉતાર્યો તે જોતાં અમને જરા રમુજ મળી; પછી અમે ઉતર્યાં. કિનારે અમારી ગાડી ઉપરાંત બીજી બે ત્રણ ગાડી તૈયાર હતી. છેલ્લીમાં મૉર્ગન, મૅકસ્ટેડ, અને લીઝી સ્ટુઅર્ટ બેઠાં, અને તેના બૉકસપર ફ્રૅન્સિ કલાર્ક નોબલને લઇ બેઠો. અમો સારૂ સ્ટીમરપરથી ઉતરવા માટે માચરો બાંધ્યો હતો તે ઉપર મી. બેલી અને લેડી જયોરજીના, જેમને મેં ઘણું થયું જોયાં ન હતાં, તેઓ તથા તેમનો દીકરો મી. ઇવન બેલી અને દીકરી મિસિસ કોલવીલ ઉભાં હતાં. લેડી જ્યોરજીના ઘણાં ઘરડાં છે, તેઓ ડયુક ઑફ મૅનચેસ્ટરનાં ફુઇ, અને પ્રસિદ્ધ ડચેસ ઑફ ગૉર્ડનનાં દોહીત્રી થાયછે. મારા ચાલી જવાના માર્ગ ઉપર બે નાની છોકરીઓએ શણનાં ફુલના ઝુમખા મુકયા કે તે ઉપર પગ મુકી હું ચાલી જાઉં; એવું જણાય છે જે આ દેશનો એ કાંઇ અસલી રેવાજ હશે.

બીએટ્રિસ, જેન ચર્ચિલ, અને હું, એક ખુલ્લી ભાડુતી લૅન્ડામાં બેઠાં, જે કાંઇ ઘણી શોભિતી ન હતી. (તેની પછવાડેની બેઠક ઉપર મેં બ્રાઉનને બેસાડયો કેમકે લોકની ભીડ-માંથી જતાં આપણી પછવાડે નજદીકમાંજ કોઇને બેસાડવુ સલામતીભર્યું છે.) એ ગાડીને ડાકના ઘોડાની એક જોડી જોડેલી હતી, અને તેમાંના એકપર બેસી એક સ્વાર તેમને હાંકતો હતો. બીજી ગાડીમાં જનરલ પૉનસૉન્બી, એમલી ડિટવીલર, (જે તેમની સોડેજ બેઠી હતી) ડૅાકટર ફ્રોકસ, અને ઍની, એટલાં હતાં, કેમજે બેજ ગાડીમાં સર્વની જગ્યા કરવી પડી હતી. ૭મી ડ્રૅગુન ગાર્ડસની એક ઘોડેસ્વાર ટુકરી અમારી પડખે ચાલતી હતી; તેઓને સાથે લેવાનું અમે દુરૂસ્ત ધાર્યું તે એટલાં માટે જે ઇન્વરનેસ શેહેર, જયાં અમે જતાં હતાં, તેમાં ઘણી ભીડ થવાની અમને વકી હતી કેમજે મારી પુર્વજ બિચારી રાણી મેરી પછી બીજા કોઇ રાજયકર્તાએ તે શેહરમાં પ્રવેશ કર્યો ન હતો.

આજે અમે જોકે રાજયકર્તા દાખલ જાહેરમાં મુસાફરી કરતાં હતાં તોપણ વળી તેમાં અમારી મુસાફરી કરવાની હંમેશની સાદી ઢબ પણ ભેળેલી હતી, (અમે અમારા સાધારણ મુસાફરીના પોષાક વગરે પેહેરેલા હતા) જેથી અમને લગાર રમુજ પડતી.

આસમાની રંગની મારેની ખાડીને કીનારે આવેલું ઇન્વ-રનેસ શેહેર આજની રળિઆમાણી સાંજે ઘણું સુંદર દિસ્તું હતું. અહિં આવતાં માર્ગમાં અમે એક ભપકાદાર મકાન જોયું જે આ પ્રાંતની દેવાનશાળા છે. સ્ટીમરપરથી ઉતરવા પછી

છ માઇલનો રસ્તો કાપી અમે એ શેહેરમાં પેઠાં અને તેના થોડાજ ભાગમાંથી પસાર થયાં. તેમાં વળી મોડું થવાને લીધે ગાડી ઉતાવળે દોડાવી ગયાં. મોહોલ્લાઓમાં ઘણો સણગાર કરેલો હતો, આરકાંઓ મારેલાં હતાં અને વૉલન્ટીઅર લશ્કરની ટુકડીઓ રસ્તાઓપર હારબંધ ઉભી હતી. સંધી વાતની ગોઠવણ ઘણી સારી રાખી હતી, અને લોક ઘણાં ઉલટમાં આવ્યાં હતાં. અહિંના સારા દેખાવના ઘરડા કોટવાળે પણ અમારી મુલાકાત લીધી, અને માસ્ટર ઑફ લૉવેટ અમારી સાથ ચાલી સ્ટેશનપરથી ગાડી સૂધી આવ્યા. સ્ટેશન ઉપર જબરી ભીડ હતી, એટલી કે બ્રાઉનને અમારા ડગલા વગેરે લઇ લોકોની વચેથી ચાલી જતાં ઘણી અગવડ પડી. પણ બધાં જણ, તેમજ મારો કુત્રો, સુખરૂપ આગગાડીમાં ચઢી ગયાં અને ગાડી ઉપડી. ગએ વર્ષે અમે જે સડકેથી ગયાં હતાં તેપરથીજ આજ પણ ગયાં, પણ કીથનું સ્ટેશન, જ્યાં ગએ વર્ષે અમારી ગાડીનાં બારણાંને હરકત થઇ હતી ત્યાં પહોંચ્યા પેહેલાં કોઇ ઠેકાણે ગાડી થોભી નહીં. કીથ મુકયા પછી છ વાગ્યાને સુમારે અમે ગરમ ચાહ પીધી અને તે સાથે થોડું થંડું ગોસ્ત વગેરે જમ્યાં, જેથી અમને ઘણું ઠીક લાગ્યું. આજ સાંજે ઉંઘાડ ઘણો સારો હતો.

નવ વાગ્યાને પાંચ મિનિટ હતી તેમ અમે બૅલલેટર પહોંચ્યાં અને ત્યાંથી પાધરાંજ ચાર ઘોડાની ખુલ્લી લૅન્ડામાં બેસી અમારે મકાને આવ્યાં; એક સ્વાર હાથમાં ફાણસ પકડી અમારી આગળ ચાલતો હતો. રસ્તે જતાં વરસાદના કાંઇક છાંટા આવ્યા. દસમાં વીસ ઓછીએ અમે બાલમોરલ આવી પહોંચ્યાં, અને આ મુસાફરી સર્વ વાતે સૂભ ઉતરી તે માટે ઇશ્વરનો આભાર માન્યો.

# નામદાર ડયુક અને ડચેસ ઑફ એડિનબરોનાં લગન પછીની બાલમોરલમાં તેમની પેહેલી પધરામણી.

શનીવાર, ૨૯મી ઑગસ્ટ ૧૮૭૪.

આજ પોણા બે વાગે બીએટ્રિસ અને લેડી ઍબરક્રોમ્બીને લઇ હું સ્ટેશન ઉપર જવા નિકળી. બ્રાઉન ભરલેબાસમાં ગાડીની પછવાડેની બેઠક ઉપર બેઠો હતો. અમે નિકળ્યાં ત્યારે વરસાદ હતો તેથી ગાડી બંધ રાખી હતી, જોકે તે ઉઘડી જવાનાં અનેક ચિન્હો દેખાતાં હતાં. અમે બૅલલેટર જઇ પહોંચ્યાં તેટલાંમાં તો "તડકું" નિકળ્યું અને ગાડીમાંથી ઉતર્યાં ત્યારે તો વરસાદ તદન રહી ગયો હતો.

જે ટ્રેનમાં આલફ્રેડ અને મેરી આવવાનાં હતાં તે સ્ટેશન ઉપર આવી ઉભી હતી, અને હું તેમને સામી લેવા જતી હતી તેટલાં મેરી ગાડીમાંથી ઉતરી. આલફ્રેડ તો તેની અગાઉનોજ ઉતરેલો હતો. મેં તેમને બન્નેને ભેટીને ચુમી લીધી, અને પછી તેમને અને બીએટ્રિસને લઇ હું પાછી મારી ગાડીમાં બેઠી. આ વેળા ઉઘાડ થયલો જોઇ મેં ગાડી ઉઘડાવી. મેરીએ ભુરા રંગનો મુસાફરીનો ડગલો પેહર્યો હતો અને તેને માથે મોટી ટોપી હતી. પુલ ઉપર જતાં અમે ગાડી ધીમી ચલાવી કેમજે તેની આગળ બૅલલેટરના વૉલન્ટીઅરોની

ત્રીસ માણસની ટુકડી (ફારકવાર્સન તાયફાના પોષાકમાં) સજ્ સમારી ઉભી હતી, અને ત્યાંથી તે એક ઠેકાણે આરકું માર્યું હતું ત્યાં સૂધી, અને તેથીબી આગળ, અમારા સર્વ નોકરો પોત પોતાના ભરપોષાકમાં, પોતાનાં કુટંબો સહિત ઉભા હતા; તેમજ અમારી ત્રણે મિલકતોપરનાં સર્વ ભાડુતો તથા ત્યાંનાં સર્વ ખાનુંઓ અને ગૃહસ્થો પણ એકઠાં થયાં હતાં. અમારી ગાડીની આગળ વાંસળી વગાડનારાઓ મધુર રાગો કાઢતા ચાલતા હતા, અને અમારા અરણ્યરક્ષકો અને બીજાઓ ભરપોષાકમાં ગાડીની બન્ને મેર ચાલતા હતા. વળી એકઠાં મળેલાં લોક આગળથી અમારી ગાડી પસાર થવા પછી તેઓ સઘળાં પણ તેની પુઠે પુઠે ચાલવા લાગ્યાં.

એ રીતે આરફાંની નીચે થઇ અમે બાલમોરલ આવી પહોંચ્યાં. હેલીના અહિં પધારી હતી ત્યારે પણ એવીજ રચના થઇ હતી, પણ તે વેળા લોક ઘણાં ઓછાં હતાં. લીઓપોલ્ડ પોતાની ગાડીમાં એકલોજ આવ્યો. અમે સંધાં કિલ્લાના દરવાજા આગળ ગાડીમાંથી ઉતર્યાં અને ડોક્ટર રોબર્ટસને આલફ્રેડની અને મેરીની તંદરૂસ્તી ચાહી તેવાંજ સર્વએ ખુશાલીના પોકારો કરી દારૂનાં પ્યાલાં ઉઠાવ્યાં. પછી અમારાં માણસો એકાદ બે ગોળાકાર નાચ નાચ્યાં, અને ત્યાર બાદ અમે આલફ્રેડને અને મેરીને તેમના ઓરડાઓમાં લઇ ગયાં, જ્યાં તેઓએ ચાહ પીધી તેટલી વાર અમે તેમની પાસે બેઠાં.

# હિંદુસ્થાન પધારવા અગાઉ નામદાર પ્રિન્સ ઑફ વેલ્સનું એબરગેલ્ડી છોડી જવું.

બાલમોરલ,

શુક્રવાર, ૧૭મી સપટેમ્બર ૧૮૭૫.

સાતમાં વીસ ઓછીએ ફરીને ઘર આવ્યાં ત્યારે અમે બર્ટીની ગાડી રસ્તામાં જોઇ હતી, પણ નવ વાગ્યા અગાઉ જ્યારે અમે જમવા સારૂ નીચે ઉતર્યાં ત્યારે તો કોઇની પણ ગાડીનો અવાજ અમને સંભળાયો નહીં અને અલિકસ (પ્રિન્સેસ ઑફ વેલ્સ) પણ આવી પહોંચી ન હતી. તોપણ તેઓના રસાલાનાં માણસો આવેલાં હતાં માટે હવે શું કરવું તે બાબે મેં શાર્લટ નૉલિસની* સલાહ પુછી, અને એક માણસને મોકળી અલિકસને કિલ્લામાં આવવા અને બર્ટીનો સરસામન પણ અહિંજ મોકળવા કેહેવાડયું. આખરે સાડા નવ વાગે બર્ટી આવી પુગ્યો. તે ઘણો થાકી ગયો હતો કારણકે તે પોતાની સાથના બીજાઓથી છુટો પડી ગયો હતો અને રસ્તો ચુકયો હતો.

તે આજ શિકારમાં ફતેહ પામ્યો હતો અને તેણે ચાર હરણ માર્યાં હતાં. તેણે અમને જમી લેવાની અરજ કીધી તેથી

* પ્રિન્સેસ ઑફ વેલ્સની હજુરમાંની બાનું, અને સર વિલ્યમ નૉલિસ, જેઓ ઘણાં વર્ષ સૂધી પ્રિન્સ ઑફ વેલ્સના વડા કારભારી હતા, તેમની દીકરી.

લૅનચન, બીએટ્રિસ, જેન ચર્ચિલ, અને લૉર્ડ કરનાર્વન સાથે, હું જમવા બેઠી. ક્રિસ્ચન, જે બર્ટીને સોધવા ગયો હતો, તે વેહેલોજ પાછો ફર્યો. છેક દસ વાગે અલિકસ આવી પહોંચી, અને બર્ટી દસને દસ મિનિટે જમવા આવ્યો, જેથી અમારાથી સાડા દસ વાગ્યા સૂધી ટેબલ ઉપરથી ઉડાયું નહીં. જમી રહેવા બાદ સઘળાં બાનુંઓ અને ગૃહસ્થો દિવાનખાનામાં ભેગાં થયાં, અને હવે અમને એકમેકથી વિખુટાં પડવાનો વખત નજદીક આવતો હતો માટે સર્વેનાં દિલને અમારી કદર લાગી. અગીયાર વાગે હું બર્ટીને અને અલિકસને માળાપર લઇ ગઇ અને હિંદુસ્થાનની આ ઇંતેજાગીભરી મુસાફરીને લગતી બાબદોની મેં બર્ટી સાથે વિગતેથી વાતો કીધી. આખરે છુટાં પડવાનો તથા સર્વેને મળી ભેટી લેવાનો સમય આવ્યો. બર્ટીએ લોહલીનને તથા બ્રાઉનને તેડાવ્યા અને તેમની પણ મુલાકાત લીધી. મને તેઓના ચેહેરા ઉપરથી સાફ જણાતું હતું જે બર્ટીને તેમજ તેમને બન્નેને બહુજ લાગતું હતું. તેમના બન્નેના હાથ બર્ટીએ હાથમાં લીધા અને જ્યારે બ્રાઉને બર્ટીનો હાથ હલાવી તેને કહ્યું—"ઇશ્વર તમો રાજ્યપ્રતાપીને સંભાળે અને તમને સહીસલામત અહિં પાછા લાવે"—ત્યારે તો મારી છાતી ઘણી ભરાઇ આવી. મારી દાસીઓ ત્યાં ઉભી હતી તેમને પણ તેણે સલામ કરી. બિચારી વ્હાલી અલિકસને તો પોતાના પતિથી વિખુટી પડવાનું ઘણું ભારી લાગતું હતું. હું તેમને ફરી ફરીને ભેટી પણ તેમને સવારે સ્ટેશન ઉપર મુકવા આવીશ એવું કેહતાં તો મને ઘણુંજ ભારી લાગ્યું.

શનીવાર, ૧૮મી સપટેમ્બર.

આજ સવારે આકાશ ઉપર ઘેરો હતો અને થંડી પણ નિકળી હતી. બીએટ્રિસ આજ સારી પડે ન હતી (તેને ટાઢ ભરાઇ હતી) માટે મેં એકલીએજ નવ વાગતે નાસ્તો કીધો.

સાડા નવ વાગે લેનચનને લઇ હું ગાડીમાં બેસી એબરગેલ્ડી ગઇ. ત્યાં તો મુસાફરીની પૂર તૈયારીઓ ચાલતી હતી. બર્ટી બાગમાં હતો તેની સાથ થોડી વાર વાતચિત કરી અમે માળા ઉપર ગયાં, જ્યાં બિચારી અલિક્સ પોતાના સુવાના ઓરડામાં બધા સામન વગેરે ઠીકઠાક કરતી હતી. તેની નાની છોકરીઓ પણ ત્યાંજ હતી; દાસીઓ પણ હજી ઉપડી ગઇ ન હતી. આખરે સવા દસ વાગે તેઓ ઘરથી નિકળ્યાં. વ્હાલો બર્ટી સંધાને સલામ કરી ભેટયો. અમારા રસાલામાંનાં બધાં બાનુંઓ અને ગૃહસ્થો અને અમારાં બીજાં બધાં માણસો મેહેલની બહાર એકઠાં થયાં હતાં, એકલી મારી વ્હાલી બીએટ્રિસથીજ આવી શકાયું ન હતું. ક્રિશ્ચન આગમજથી સ્ટેશનપર ગયો હતો. જતી વેળા બર્ટીએ બધાંને શેકહૅન્ડ કરી. ઇશ્વર તેની સફર સુખરૂપ પાર ઉતારે, તેને સુખી રાખે, અને આ લાંબી ઇંતેજારીભરી મુસાફરીમાં તેની સંભાળ રાખે, એવા મેં તેને આશિર્વાદ દીધા. પછી જ્યારે તે તથા અલિક્સ અને તેમનાં છોકરાંઓ ગાડી હંકારી ગયાં ત્યારે તો મને બહુજ ખેદ થયો, અને હવે પછી શું બનશે અને શું નહીં, અને તે પાછો ફરશે કે નહીં, એવા તરેહવાર વિચારો મારાં મનમાં આવવા લાગ્યા. ઇશ્વર તેને સંભાળે!

# ઇન્વર્‌રેમાં પ્રવાશ.

સપટેમ્બર ૧૮૭૫.

મંગળવાર, ૨૧મી સપટેમ્બર ૧૮૭૫.

રાત્રે નવમાં વીસ ઓછી હતી તેમ મેં સકુટંબ ભોજન કીધું. સવા દસ વાગે બીએટ્રિસ, જેન ચર્ચિલ, તથા હું, બાલમોરલથી ઉપડયાં, અને અગીયાર વાગે અમે બૅલલેટર પહોંચી જઇ આગગાડીમાં બેઠાં. જનરલ પૉનસૉન્બી અને સર વિલ્યમ જેનર અમને સ્ટેશનપર મળ્યા. અમારી દાસીઓ એમલી, ઍની, મૉર્ગન, (બીએટ્રિસની દાસી) તથા ફ્રેન્સિ કલાર્ક અને બીજા ત્રણ હજુરીઓ, (કેનન, ચાર્લી થૉમસન, અને એઅર) તેમજ બાલકી અને પોલીસનાં ત્રણ માણસો એટલાં અમારા રસાલામાં હતાં. બ્રૉન્નર, હચિનસન અને ગાર્ડનને અમારા છ ઘોડા અને સામન આપી આગળથી મોકલ્યા હતા. તરતજ ગાડી ઉપડી, અને સેજ વારમાં અમે બિછાને ગયાં; પણ ગાડી જોકે ધીમેથી અને આંચકો આપવા વિના જતી હતી તોએ મને બરાબર ઉંઘ આવી નહીં.

ઇનવર્‌રે,

બુધવાર, ૨૨મી સપટેમ્બર.

આઠ વાગે અમે ટાઇનડ્રૂમ જઇ પહોંચ્યાં. એ ગામડું ચોમેર ટેકરીઓથી ઘેરાયલી એક રાની ખીણમાંની એક ઉજડ

જગ્યાપર ઘણી સુંદર રીતે આવી રહેલું છે. અહિં અમે ગાડીમાંજ નાસ્તો કીધો. જે કાફી અમે તૈયાર કરાવી ઘરથી લઇ નિકળ્યાં હતાં તે બ્રાઉન ગરમ કરાવી લાવ્યો, અને બીજી કાંઇક ખાવાની ચીજો અહિંનાં સુંદર હોટેલમાંથી અમે મંગાવી. આજ સવારની હવા ઘણી સરસ હતી. માત્ર ઉંચા-માં ઉંચી ટેકરીઓપર થોડોક ધુમસ હતો તે પણ પાછળથી જતો રહ્યો. આ સ્ટેશનપર અમો ગાડીમાંથી ઉતર્યાં. ત્યાં હોટેલ તથા થોડાંક છુટાં છવાયાં ઘરો શિવાય બીજું કાંઇ નથી. લૉર્ડ અને લેડી બ્રેડૉલબેન, જેમની આ મિલકત છે, તેઓ અમને સ્ટેશનપર લેવા આવ્યાં હતાં. દિવસનો બહાર અતિ રળિઆમણો હતો. બીએટ્રિસ, જેન ચર્ચિલ, અને હું, એક સોશીએબલમાં બેઠાં, જેને એક જોડી ડાકના ઘોડા જોડેલા હતા. બ્રાઉન અને ફ્રન્સિસ તેના બૉક્સપર બેઠા, અને અમારી પછવાડે એક વૅગનેટમાં અમારી સાથના બન્ને ગૃહસ્થો અને અમારી ચાર દાસીઓ એટલાં આવ્યાં. તેમજ એક ત્રીજી ગાડીમાં અમારો સામાન વગેરે લઇ હજુરીઓ અને બીજા માણસો આવ્યાં. સ્ટેશનપરથી નિકળવા પછી રસ્તો એક વિ-શાળ ખીણમાંથી જતો હતો જેની બન્ને બાજુએ લીલોતરીથી પ્રફુલ્લીત ટેકરીઓ હતી. તેમાંની એક ટેકરીપર લૉર્ડ બ્રેડૉલ-બેનની સીસાંની ખાણો છે. એ રસ્તો ઘણી વળાણોવાળો, ખડબચડો, અને ચઢ ઉતરનો હતો, તેથી અમને ધીમેથી ગાડી હંકારવી પડી. પાછું ફરીને જોતાં ટાઇનડ્રમની પેલી પાસે દૂર બ્લૅક માઉન્ટનાં જંગલમાં ટેકરીઓની એક શોભિતી હારની

હાર આવેલી અમને નજરે પડી; પછી એક ઘણાં ઝાડોથી ભરેલી વિશાળ ખીણના મુખડા આગળથી પસાર થતાં, જે જગ્યાપર હાલ રેલવેની સડક બંધાય છે તે અમે જોઇ. એ ખીણનું નામ ગ્લેનરૅાકી છે અને તેની તલેટિમાં એક નાનો ઝરો વહેછે. ડાવા હાથ ભણી અમે લુઇ પર્વત જોયો, અને પછી જેમ જેમ અમે નીચે ઉતરતાં ગયાં તેમ તેમ ઝાડો અને નાના છોડવાઓ અહિં તહિં ઉગેળા હોવાથી એ તરફનો પ્રદેશ વધારે ને વધારે શોભિતો દેખાતો ગયો. એમ કરતાં અમે ઝાડોની વચ્ચે ઢંકાઇ ગયલાં ડાલમાલીનાં ગામડાં આગળ આવી પહોંચ્યાં, અને ત્યાંથી ક્રુએગનનો ડુંગર, તેને લગતી ટેકરીઓની હારની હાર સૂધ્ધાં નજદીકમાં સાંમોજ દિસવા લાગ્યો. તે દરેક ટેકરીનું શિખર ઘેરા અને ખુલ્લા આસ્માની રંગનું હતું. આકાશમાં વાદળાં ન હતાં અને તે ખુલ્લું અને પ્રકાશીત હતું, તથા સૂર્ય પ્રકાશતો હતો, તોપણ વા ઘણો વાતો હતો. પાછું ફરી જોતાં, જે લીલોતરીવાળી ટેકરીઓપરથી અમે આવ્યાં તે અમને હજી નજરે પડતી હતી.

ડાલમાલી જવાનો રસ્તો ત્યાંનાં પહોંચખાનાં સૂધી ઝાડોની હેઠળથી જાયછે. એ પહોંચખાનાની આસપાસ કોઇ બીજાં ઘર નથી. ખીણના નીચલા ભાગમાં એક ઘણાં સરસ સ્થળ ઉપર ત્યાંનું દેવળ બાંધેલું છે, અને તેની ચોપાસ પુષ્કળ ઝાડો આવેલાં છે. ડાલમાલીમાં લોકની ઝાઝી ભીડ થઇ ન હતી, અને જે થોડાંક લોક હતાં તેઓએ ઘણી સારી વર્તણૂક દેખાડી. ટાઇનડ્રમથી આ ગામ તેર માઇલને છેટે છે. અ-

હિંથી જે પેહેલી ટેકરી આવે છે તે ઘણી લાંબી અને ઉંચી હોવાને લીધે તે પસાર કરવા માટે અમારી ગાડીને ચાર ઘોડા જોડવા પડયા, પણ મથાળે પુગવા પુછી આગળા બે ઘોડા અમે છોડાવી નાખ્યા. ટેકરીપરથી અમને ઑ નામનો સરોવર દૃષ્ટિએ પડયો, અને તે સુંદર દેખાતો હતો. તેને કાંઠે આવેલો, તવારીખમાં મસહુર થયલો કીલચર્ન કિલ્લો પણ અમને ત્યાંથી દિસ્યો, અને સરોવરના સુંદર ઉપલા ભાગનો, તેની જમણી મેરની ઉંચી ટેકરીઓનો, અને તેમાંનાં ઇનીશઇલ અને આર્ડકોન ટાપુઓ તથા બીજા ઘણાક નાના બેટો વગેરેનો દેખાવ અમને નજરે પડયો. કેહે છે કે ઇનીશઇલ ટાપુ ઉપર આરગાઇલનાં વંસના એક પૂર્વજને દાટેલો છે. એ સરોવર ત્રીસ માઇલ લાંબો છે અને આગળ ચાલતાં જેમ જેમ તે પોહોળો થતો જાય છે તેમ તેમ તેની આસપાસની ટેકરીઓ નીચી થતી જાય છે. તેના ઉપલા ભાગની પ્રદક્ષિણા કરી આગળ જતાં માર્ગ ઘણો ખડબચડો આવ્યો અને ટેકરીઓની એક હાર પછવાડે તેથી ઉંચી બીજી બે હારો દિસવા લાગી; ઇન્વરલૉકી અને ઇલ સરોવર વગેરે આગળ જેમ બ્રૅકનના રોપાઓ બર્ચ અને ઓકનાં ઝાડોની સાથે જથાબંધ ઉગી નિકળેલા હોય છે તેમ અહિં પણ લીલોતરીવાળી ટેકરીઓ અને ખડકોની વચે વચે તે ઉગેલા જણાય છે. અહિં તહિં અમને લોકનાં નાનાં નાનાં ટોળાં મળતાં પણ તેબી કાંઇ ઘણાં નહીં. ઇનવરરેથી પાંચ કે છ માઇલને છેટે, ઍરેની ખીણને છેડે ક્રેઝ–ના–શ્લીકેક નામે એક જગ્યા છે, જયાંથી ડયુકની મિલકત સરૂ થાય છે,

ત્યાં અમારા ચાર ઘોડા તૈયાર હતા, અને ત્યાંજ અમને વ્હાલી લુઇઝ અને લૉર્ન પણ મળ્યાં. તેઓ ખુશી ભરેલાં અને આરોગ્ય દિસતાં હતાં. લૉર્ન અમારી સાથ સ્વારી કરતો આવ્યો, અને લુઇઝ પોતાની ટટ્ટુની ગાડીમાં અમારી પાછળ આવી. થોડુંક જવા પછી અમે એક આરકું મારેલું જોયું જે ઉપર ગૅલીક ભાષામાં એક લેખ હતો તેનો અર્થ—"ભલે પધાર્યાં મહારાણી ઇન્વરૅરે મધે"—એવો હતો. ત્યાંના એક ખેડુતની ઘણી માતેલી સ્રી નામે મિસિસ મૅકાર્થરે પોતાનાં બાળકને હાથમાં ઉંચકી તેને હાથે મને એક તુરો પોતાની તરફથી ભેટ અપાવ્યો. ખીણમાંથી આગળ વધી ઇન્વરૅરે કિલ્લાની તરફ જતાં રસ્તાની બન્ને બાજુએ ઝાડો આવેલાં હતાં. અમે દરવાજામાં પેઠાં ત્યાં બે ભાલાવાળા શિપાઇઓ ઉભા હતા તેમજ માંહે જવાના આખા રસ્તા પર થોડે થોડે અંતરે તેવાજ શિપાઇઓને ઉભા રાખ્યા હતા. તેઓએ લાલ મગજીવાળા ભુરા રંગના ડગલા અને કૅમ્પબેલ તાયફાવાળા પેહેરે છે તેવા ઘાઘરા પેહેરેલા હતા, તથા તેમની ટોપીઓમાં કાળા મરઘાનાં પીછ અને બૉગમર્ટલ નામે ઘાસની એકેક ડાંખલી ખોસેલી હતી. એ કૅમ્પબેલ તાયફાવાળાઓની નિસાણ છે. મેહેલની સાંમે ઘાઘરા અને લાલ ડગલાવાળા વૉલનટીઅરોની એક ટુકડી, તેમજ રૂપેરી કિનારીના આસમાની રંગના ડગલાવાળા ટોપખાતાંના વૉલનટીઅરોની એક ટુકડી, જેનો લૉર્ન કર્નલ છે, તે સફ સમારી ઉભી હતી, અને તમાસગીરો પણ ઘણા એકઠા મળ્યા હતા. ડ્યુક અને ડચેસ ઑફ આરગાઇલ તથા તેમની છ દીકરીઓ

અમને આવકાર દેવા બારણાં આગળ ઉભાં હતાં. ઘરમાં જવાની સીહડી ઉપર હાલ કાચનું છત્ર કરી લીધેલું છે અને તેની નીચે જે ફુલના રોપાઓ વગેરેને ગરમીની જરૂર હોય તેમને મુકવામાં આવે છે.

ડયુક અને ડચેસ તરતજ અમને માળાપર અમારે સારૂ જે ઓરડા તૈયાર રાખેલા હતા તેમાં લઇ ગયાં; જેમાંના કેટલાક આજ સૂધી લુઇઝ વાપરતી હતી. તે ઘણા મોટા નથી પણ સગવડભર્યા અને આનંદ પમાડે એવા છે; વળી તેઓમાંથી ફ્રાયન સરોવરનો સુંદર દેખાવ નિરખી શકાય છે. અમે અહિં આવી પહોંચ્યાં ત્યારે એક વાગ્યો હતો અને બે વાગે મેં દાદર આગળના એક સુંદર ઓરડામાં લુઇઝ, બીએટ્રિસ અને લૉર્ન સાથે ભોજન લીધું. એ ઓરડો ડ્ચેસ પોતાનાં દિવાન-ખાનાં તરીકે વાપરતાં હતાં અને તેમાં અસલી વખતનાં ભરત કામના પડદા લગાડેલા છે. આજે બ્રાઉન ખાનાની ટેબલ પાસે હાજર હતો અને તેના હાથ તળે ડયુકનાં બે ત્રણ માણસો પીરસવા કરવા ઉભાં હતાં. અમે જેટલા દિવસ અહિં રહ્યાં તેટલા દિવસ તેજ રોજ ટેબલ આગળ હાજર રહેવા લાગ્યો. જમી રહી અમે અહિંનાં મોટાં દિવાનખાનામાં ગયાં, જેની પાસેનાજ ઓરડામાં ૧૮૪૭માં અમે જમ્યાં હતાં. તે વેળા લૉર્ન માત્ર બે વર્ષની વયનો હતો, અને આજે કેટલો બધો ફેરફાર! હું મારા પ્રિય પતિ વિના અહિં એકલી પાછી આવી છું, અને લૉર્ન મારો જમાઇ થયલો છે!

દિવાનખાનામાં અમને લૉર્ડ અને લેડી ડફરીન, (જેઓ

અહિં રહેલાં છે) તેમજ સર જૉન અને લેડી એમા મૅકનીલ મળ્યાં. લેડી એમા ડ્યુકનાં એકપુરાં બેહેન થાય છે, અને તેમના પતિ સર જૉન એક ઘણા ભલા ઘરડા (એંસી વર્ષની વયના) ગૃહસ્થ છે જેઓ અગાઉ ઇરાન ખાતેના મારા એલચી હતા. થોડી વાર દિવાનખાનામાં બેસી હું જરા આસાએસ લેવા માળાપર ગઇ અને જે નાનો મિનારામાંનો ઓરડો હું પોષાક પેહેરવા સારૂ વાપરૂંછું તેની બારીએથી આર્ડકિંગ્લૅસ ડુંગરનો સુંદર દેખાવ દેખાતો હતો તે મેં ચિતારી લીધો. પછી ચાહ પી સાડા પાંચ વાગે લુઇઝ અને બીએટ્રિસની સાથે હું ફરવા ગઇ. બીચનાં અને સ્પ્રુસનાં મોટાં ઝાડોવાળાં વનમાંથી પસાર થઇ, બ્લૅલાર્કેનુરન નામે સ્થળ પાસેથી ઉપરને રસ્તે ટેકરીની તલેટિમાં આવેલું આકનાગૉલ નામે એક ગામડું મુકી આગળ વધી, ડગલસ વૉટર નામે એક ઉતાવળે વેહેતા નાના ઝરા સૂધી અમે ગયાં. અહિં ગાડી ફેરવાવી તે સુંદર નાના પાહાડી ઝરાને તિરે તિરેથી અમે હંકારી ગયાં અને એક નાનું ખેતર તથા કેટલાંક ઝુપડાંઓ પસાર કરી ફાયન સરોવર પાસે આવી લાગ્યાં, જેને કિનારેથી ગાડી હંકારી જવું અમને ઘણું ખુશ લાગ્યું. રફતે રફતે અસ્ત પામતા સુર્યને યોગે ટેકરીઓ, જે પેહેલાં સોનેરી રંગની દિસ્તી હતી, તે કીરમજી રંગ પકડવા લાગી, જે ફેરફાર અતિ મનોરંજક લાગતો હતો. સરોવરના બન્ને કિનારા ઉપરનો દેખાવ ઘણોજ રળિઆમણો લાગતો હતો અને તેની શાંત સપાટી ઉપર જે પડછાયા પડતા હતા તેથી તેની શોભામાં કાંઇ ઓર તરાંહનો વધારો થયો

હતો. ઇન્વર્રેરનો નાનો કસ્બો જે કિલ્લાના દરવાજાની નજદીકજ છે તેમાં થઇ અમે ઘર આવ્યાં. એ કસ્બો અને તેનો નાનો ડંકો મારી બારીએથી દિસેછે અને ઘણો સુંદર લાગે છે. એ ડંકા ઉપર ૧૮૪૭માં અમે વ્હાણમાંથી ઉતર્યાં હતાં. તેની પડોસમાં સેલ્ટ લોકોના વખતનો એક અસલી ક્રૉસ છે. આ કસ્બામાં બે પહોંચખાનાં, ત્રણ દેવળો, અને એક તુરંગ છે, કારણકે તે આ પ્રાંતનુ મુખ્ય શેહેર છે. પાછાં ફરતાં ઘરની પાસેની વાડીમાં અમે થોડુંક પગે ચાલ્યાં અને સાત ને દસ મિનિટે માંહે આવ્યાં. પછી થોડી વાર મેં વીસામો લીધો તથા કાંઇક લખ્યું. જે ઓરડામાં બપોરે જમ્યાં હતાં તેમાં સાડા આઠ વાગે અમે ભોજન લીધું. ડ્યુક અને ડચેસ, લુઇઝ, બીએટ્રિસ, અને લેડી ચર્ચિલ મારી સાથે જમ્યાં. જમી રહી થોડી વાર હું દિવાનખાનામાં જઇ બેઠી જ્યાં એઓનાં કુટંબીઓ વતરોગે ડૉકટર મૅકગ્રેગર, મી. ડૉનલ્ડ મૅકલીઅડ, અને મી. સ્ટૉરી નામે ધર્મગુરૂઓ, (જેઓ અહિંજ રહેછે) તેમજ લૉર્ડ આર્ડમીલન, સ્ટોનફીલ્ડવાળા મી. કૅમ્પબેલ, મી. અને મિસિસ હેકટર મૅકનીલ, વગેરે હતાં. મી. મૅકનાલે મને એક જવાહેર દેખાડ્યું જે "બ્રુચ ઑફ લૉર્ન" નામનાં ઇતિહાશમાં મસહુર થયલાં જવાહેરને થોડું મળતું આવેછે. રાજા રૉબર્ટ બ્રુસે એઓના એક પૂર્વજને તે ભેટ આપ્યું હતું.

ગુરૂવાર ૨૩મી સપટેમ્બર.

મારાં વ્હાલાં બેહેન સ્વર્ગવાસી થયાં તેનો આજ ત્રીજો વાર્ષિક દિવસ છે; તેમની યાદ મારાં મનમાં સર્વદા તાજી ને તાજીજ રહે છે.

આજ પરોઢીઆંની હવા સારી હતી. મારા બેસવાના ઓરડામાં બીએટ્રિસ અને લુઇઝ સાથે મેં નાસ્તો કીધો. લુઇઝના સુવાનો ઓરડો હું બેસવા ઉઠવાના ઓરડા તરીકે વાપરૂં છું, જે તેણે ખાસ મારે માટે ગોઠવ્યો છે, અને તેમાં ડચેસે મી. બેકરનાં ચિત્રેલાં બાલમોરલનાં ચિત્રની એક નકળ મુકાવી છે. તેમાંથી એક નાના ઓરડામાં જવાય છે જે લૉર્ન પોષાક વગેરે પેહેરવા વાપરતો હતો, પણ હાલ તે મારી દાસી ઍની સુવા સારૂ, અને બીજી બે દાસીઓ બેસવા ઉઠવા સારૂ વાપરે છે. તેની પડોસમાં મારો સુવાનો ઓરડો છે જેને બે બારીઓ છે. તેમાંની એકમાંથી જોતાં સરોવર તથા સામેની આર્ડકિંગ્લૅસ નામના ડુંગરોની હાર નજરે પડે છે, અને બીજીમાંથી કિલ્લાનો આગલો દરવાજો, પુલ, અને મોટાં વૃક્ષોનો દેખાવ દેખાય છે. મને પોષાક પેહેરાવનાર દાસી એમલી ડિટવીલરને મારી પાસેનોજ ઓરડો આપેલો છે, અને તેની પડોસમાંજ લુઇઝનો બેસવાનો ઓરડો છે તે બીએટ્રિસ વાપરે છે.

અગીઆર વાગ્યા પછી થોડી વારે લુઇઝ અને બીએટ્રિસ સાથે હું ચાલતી ફરવા ગઇ. દરવાજા ભણી જવાની સડક ઉપર થઇ અમે પાસેનાં વનમાં પેઠાં અને કિલ્લાની સાંમે

આવેલી ડનાકૌઇક ટેકરીની નીચલી સડકપર ચાલવા લાગ્યાં. એ ટેકરી મથાળે સૂધી વૃક્ષોથી ભરાઇ ગઇ છે અને તેનાં શિખર ઉપર એક મિનારો બાંધેલો છે. એ રસ્તાપર મોટાં મોટાં બીચ અને સ્પ્રુસનાં ઝાડોના છાંયડામાં ચાલતાં મને વિંડઝરની વિહારભૂમી યાદ આવી. થોડેક છેટે જવા પછી એક કુવો અને એક ઝુપડું આવ્યું, જ્યાં મરઘાં બટકાં વગેરે રાખવામાં આવે છે. એ ઝુપડાં આગળ એક રમુજી અને સારા સ્વભાવની મિસિસ મૅકનીકળ નામની સ્રી ઉભી હતી. તેણે લુઇઝના હાથને ચુમી લીધી અને મને આવતી જોઇ લુઇઝને પુછવા લાગી—"એમની સાથે મેં શી રીતે વાત કરવી?" જ્યારે હું તેની પાસે ગઇ ત્યારે તે મારી આગળ ગુઠણ પર પડી. અમે તે નાનાં ઝુપડાંની માંહે ગયાં, જ્યાં એક બીજી એંસી વર્ષની વયની ડોસી હતી, જેણે સોજો ઉજળો પોષાક પેહેર્યો હતો તેથી ઘણી સાફ અને સ્વચ્છ લાગતી હતી. પછી અમે પાછાં નીચે જઇને નદી કિનારેથી ઘર આવ્યાં. એ નદી કિલ્લાની છેક પાસેથી વહીને દરિયામાં જઇ પડે છે અને તેમાં પુષ્કળ માછલી છે. એકમાં વીસ ઓછીએ અમે ઘરમાં આવ્યાં. આજ પણ ગઇ કાલની માફકજ બે વાગે અમે જમ્યાં. આજ જોકે સૂર્યનો પ્રકાશ ન હતો તોપણ વરસાદ વરસતો નહીં અને હવા સાફ હતી. થોડી વાર ચિત્રો પાડી મેં તે રંગ્યાં.

સવા ચાર વાગે લુઇઝ, બીએટ્રિસ, અને ડચેસની સાથે મારી વૅગનેટમાં બેસી હું ફરવા ગઇ; બ્રૉર્નર તે હાંકતો હતો.

ગઇ કાલે બપોરે જે રસ્તો લીધો હતો તેજ રસ્તે થોડેક સૂધી જઇ ઝાડોના છાંયડાવાળી એક સડકપર અમે વળ્યાં અને તેપરથી એસાચોઝનની ખીણમાં ગયાં, જ્યાં અતિ શોભિતાં સ્પ્રુસનાં તથા રૂપેરી ફરનાં ઝાડો છે. તેમનાં કદ અને ઉંચાઇ જોઇ, બેડનની આગળ ઇબરસ્ટીન જવાના રસ્તાપર જે એવાં ઝાડો છે તે મને યાદ આવ્યાં. ત્યાંથી પછી જે રસ્તાને લોકે "રાણીની સડક" એવું નામ આપ્યું છે અને જે ૧૮૭૧માં મારે માટે બાંધ્યો હતો તેપરથી થઇ લેકેનવ્હોર તરફ અમે ગયાં, જ્યાંથી સરોવરનો અને ચોપાસની ટેકરીઓનો રમણ્ય દેખાવ નજરે પડે છે. એ મુકયા પછી કલિંગ પૉન્ડ નામે તળાવ અને બ્લૅ● બુલ કૉટેજ સૂધી જવાનો રસ્તો ઘણો ઉભો આવે છે જે ઉપર થઇ કાર્લોનાનનો પુલ ઉતરી પડોસમાં કેટલાક ધોધ પડે છે ત્યાં સૂધી અમે ગયાં અને ત્યાંથી પાછાં ફરી ધુ સરોવર ઉપર જવાને રસ્તે ગાડી હંકાવી. એ રસ્તાની બાજુઓપર સુંદર જુનાં બીચનાં ઝાડોની ઘટા થઇ રહેલી છે અને સાંમે સાંમેનાં ઝાડોની ડાળીઓ મથાળેથી એકમેકને મળી ગયલી હોવાથી રસ્તા ઉપર એક છત્ર જેવું થઇ રહ્યું છે. પણ અફસોસ! એમાંનાં અગીયાર ઝાડો બે વર્ષપર પવનના ઝપાટાથી પડી ગયાં હતાં. એ સંઘા ઝાડો માર્કવિસ ઑફ આર્ગાઇલે બસો વર્ષ ઉપર રોપ્યાં હતાં. જલદીથી અમે ધુ સરોવર ઉપર આવી લાગ્યાં જે નાનો પણ ઘણો સુંદર છે. તેની ચોમેર મોટાં ઝાડોનાં વનોથી ભરેલી ટેકરીઓ આવેલી છે અને તેની પછવાડે પેલી અતિ સુંદર અને ચિત્રસમાન શીરાની

ખીણુ ઝાડોથી ભરપૂર દેખાય છે. શીરા નદીને જમણે કાંઠે-થી ગાડી હંકાવી અમે ડ્રમ લી નામના નાના વરુફા સૂધી ગયાં જે ટેકરીની બાજુએ જરા નીચાણમાં ઘણાં સારાં સ્થળપર આવેલો છે. એ શિવાય અહિં આવતાં બીજા પણ એકાદ બે વરુફા ઉપરથી અમે પસાર થયાં જેમાંના એકમાં એક ઘણું અજબ તરાંહનું અસલી ઘર હતું. અહિં ગાડીમાંજ બેસી રહી અમે (ઘરની બનાવેલી) ચાહ પીધી; અમારી ચાહનાં વાસણ વગેરે રાખવાની થેલી, જેમાં પ્યાલાં વગેરે તજવીજથી ગોઠવેલાં છે, તે જોઇ ડચેસ ઘણાં ખુશી અને અજબ થયાં. ચાહ પીધા પછી જે રસ્તે આવ્યાં હતાં તેજ રસ્તે ગાડી લઇ નદી કાંઠેની સડક ઉપરથી અમે ઘર આવ્યાં, જે વેળા આઠમાં દસ મિનિટ ઓછી હતી. આજની સેહેલ અમને ખુશ લાગી ખરી પણ ઠંડો પવન લગાર જોરમાં વાયા કરતો હતો.

ગઇ કાલની માફક આજે પણ લુઇઝ, બીએટ્રિસ, ડચેસ ઑફ આર્ગાઇલ, લૉર્ડ અને લેડી ડફરીન, અને સર જૉન અને લેડી એમા મૅકનીલ, મારી સાથે જમ્યાં. પછી ફરી થોડી વાર હું દિવાનખાનામાં ગઇ, જયાં ડયુકે બીજાં કેટલાંક લોકની મારી સાથે ઓળખાણ કરાવી, જેમાં અહિંના શેરીફ, ડ્રમવાળા મી. એફ. એ. અર્વિંગ; પૉલટૅલોકવાળા મી. જે. માલકમ, જેઓ દેખાવે ઘણા સારા છે, તથા સર જી. અને લેડી હોમ, જેઓ શેહેરની બહાર થોડે છેટે રહે છે, તેઓ વગેરે હતાં. સર જી. હોમ અહિંના મદદનીશ શેરીફ છે અને લેડી હોમ સર એફ. ગ્રૅન્ટનાં ભત્રિજી થાય છે. એ પછી બીએ-

ટ્રિસ અને જેન ચર્ચિલને લઇ હું માળાપર ગઇ; લુઇઝ તો નીચેજ રહે છે.

શુક્રવાર, ૨૪મી સપટેમ્બર.

આજ વરસાદ પડતો હતો અને પવન ફુંકતો હતો. મારી બન્ને પ્યારી દીકરીઓ સાથે આજે મેં નાસ્તો કીધો. થોડુંકમાં વરસાદ રહી ગયો અને બાર વાગવા પછી થોડી વારે લુઇઝ અને બીએટ્રિસને લઇ તબેલાઓ ભણી હું ચાલતી ફરવા ગઇ. તબેલાઓ ચેરી પાર્ક નામે મેદાનમાં છે અને ત્યાં જઇ અમે અમારા તેમજ લુઇઝના ઘોડા જોયા, અને એક નાનું કુતરૂં જોયું જે લુઇઝની બીચારી ઘરડી કુતરી ફ્રિસ્કનું બચ્ચું હતું. પછી તબેલાઓની પછવાડે જ્યાં ઘણાંજ ભપકાદાર રૂપેરી ફરનાં ઝાડો હતાં ત્યાં થોડી વાર ફર્યાં, અને તરકારીની વાડીમાં થઇ એક ઘણાજ સીધા રસ્તા ઉપરથી ઘર આવ્યાં, જે વેળા એક ને વીસ મિનિટ થઇ હતી. માર્ગમાં અમે એક ઘણું ઉંચું સનોબરનું ઝાડ જોયું. આજ વાદળ ઘેરાઇ આવવાને લીધે લગાર અંધારૂં થયું હતું.

ચાહ પીધા બાદ સવા પાંચ વાગે લુઇઝ, બીએટ્રિસ, અને જેન ચર્ચિલની સાથે હું ફરવા નિકળી, જોકે તે વેળા વરસાદ આવતો હતો, જે પછવાડેથી વધી ગયો. જે રસ્તે આજ સવારે અમે પ્યાદાં ફરી આવ્યાં હતાં તેજ રસ્તે ગાડી લેવાડી અને નદીનો જે ઉંચામાં ઉંચો ધોધ, લીન-અ-ગ્લુથન નામે છે, તે તરફ ગયાં. એ ધોધ ઘણો સુંદર છે. ત્યાં જવા માટે

ગાડીમાંથી ઉતરી એક લાકડાંનો પુલ જે ઉપરથી લુઇઝે ગાડી લેવાનું દરૂસ્ત ધાર્યું નહીં, તે ઉપરથી અમને ચાલી જવું પડયું, અને પછી ધોરી રસ્તાપર પાછાં આવી અમે ગાડીમાં બેઠાં. એ વેળા વરસાદ ઉઘડી ગયો હતો માટે અમે ઇનવરેરેનું પહોંચખાનું છોડી આગળ ચાલ્યાં અને એક દરવાજો જે હંમેશાં ઉઘાડો રહે છે તેમાં થઇ ઝાડોથી ઢંકાયલા એક રસ્તા ઉપરથી ગાડી લેવાડી. એ રસ્તો શોહેરની પછવાડેથી જુનાં બીચનાં ઝાડોની નીચે થઇ જાય છે જેમની ડાળીઓ મથાળેથી એકમેક સાથ મળી જવાથી ઘણીજ સારી ઘટા બની રહી છે. ત્યાંથી કિલ્લાનાં મૃગ્યાવનમાં લીંબુનાં ઝાડોની ઘટા નીચેથી જવાનો જે રસ્તો છે તેપર થઇ કિલ્લાની વિહારભૂમીમાં પેસવાના દરૂવાજામાંથી સાડા છ વાગે અમે ઘર આવ્યાં. ડ્યુકના ભાલાવાળા શિપાઇઓ, જેઓ બધા એમની જાગીર ઉપરના ભાડુતો છે, તેઓની એક ટુકડી આજ આખો દિવસ કિલ્લામાં પોહોરો ભરવા રહી હતી.

આજ રાત્રે એક નાચની મિજલસ થનાર હતી માટે લુઇઝ, બીએટ્રિસ, અને જેન ચર્ચિલ સાથે મેં સકારેથી ભોજન કરી લીધું. પછી હું બે ઘડી દિવાનખાનામાં ગઇ, જ્યાં ડ્યુકે ડનસ્ટાફ્નેજવાળા સર ડૉનલ્ડ કેમ્બેલની અને તેમનાં બાનુંની તેમજ ન્યુ ઇન્વરૅરાવાળા મી. જે. એ. કૅમ્બેલની મારી સાથે ઓળખાણ કરાવી. સર ડૉનાલ્ડ કૅમ્બેલ ડનસ્ટાફ્નેજ કિલ્લાના નાયબ રખેવાળ છે અને તે ઓદ્ધાની રૂહે તે કિલ્લાની એક ચાવી તેઓ પેહેરે છે. તેઓ ચાલીસથી પચાસ વર્ષ સૂધીની

વચના છે. તેઓએ તેમજ પૉલટૅલોકવાળા મી. માલકમે અને બીજા ગૃહસ્થોએ આજ પાહાડી લોકના પોષાક પેહર્યા હતા. સવા દસ વાગે ડ્યુકની ગાડીમાં બેસી લુઇઝ, બીએટ્રિસ, જેન ચર્ચિલ, તથા હું, મેહેલથી થોડે છેટે એક રંગમંડપ, જે ડ્યુકનાં ભાડુતોની એક નાચની મિજલસ કરવાને માટે આજ આરાસ્તે કરેલો હતો, ત્યાં ગયાં. ડ્યુક, લૉર્ન, અને કૉસીન અમને આવકાર દેવા બારણાં આગળ હાજર હતા અને ડચેસ તથા તેમની દીકરીઓ અને બીજી બાનુંઓ મંડપમાં એક ઉંચી બેઠક કરેલી હતી તેપર બેઠાં હતાં. અમે પણ તે ઉપર જઇ બેઠાં. આ મંડપ લુઇઝનાં લગન વેળા બાંધ્યો હતો. તે ઘણો મોટો અને સુંદર છે, અને મારા ધારવા પ્રમાણે એકસો ત્રીસ ફીટ લાંબો હશે. તેને વાવટાઓ વગેરેથી સારી રીતે સણગાર્યો હતો, અને તેમાં સાતસોથી આઠસો માણસો ભેગાં મળ્યાં હતાં જેમાં ઘણાં ખરાં એમનાં ભાડુતો અને તેઓનાં કુટંબો હતાં, અને કેટલાંક શોહેરમાંથી આવેલાં લોક પણ હતાં. પણ પાહાડી લોકની નાચની ક્રિડા જે હું વારે ઘડીએ જોઉં છું તેવી આ ન હતી કારણકે એમાં તે લોકના ગોળાકાર નાચ ઉપરાંત બીજા ઘણી પ્રકારના નાચ નચાતા હતા. વાજું જોકે ઠેઠ ગ્લાસ્ગોથી મંગાવ્યું હતું તોપણ ગોળાકાર નાચ નાચવાના રાગ, તે વાજંત્રીવાળા વગાડી શકયા નહીં માટે તે નાચો વાંસળીઓનાં સૂર ઉપર નાચવામાં આવ્યા. સરૂઆતમાં એક ગોળાકાર નાચ થયો, ત્યાર પછી એક ગામડેનો નાચ નચાયો અને પછી વળી પાછો ગોળાકાર નાચ થયો, જેમાં લુઇઝ

બીએટ્રિસ, અને જેન ચર્ચિલે પણ ભાગ લીધો. થોડાએક નાચો થવા પછી મી. જૉન કૅમ્બેલે અને બીજાઓએ મળી ગૅલીક ભાષામાં એક ગાયણ ગાયું. મને યાદ છે જે ટે સરોવર ઉપર અમે ૧૮૪૨માં સેહેલ કરવા ગયાં હતાં ત્યારે પણ એ-વાંજ કેટલાંક ગાયણો ખલાસીઓએ ગાયાં હતાં.

સાડા બાર વાગે અમે એ મિજલસમાંથી ઉઠી આવ્યાં.

શનીવાર, ૨૫મી સપટેમ્બર.

આજ ઘણો વરસાદ પડતો હતો. રોજનેજ વખતે મારી બન્ને વ્હાલી દીકરીઓ સાથે મેં નાસ્તો કીધો. મારી પ્રિય લુઇઝ ઘણી પ્રિતથી અમારી પરોણાગત કરે છે, અમારી સગવડો ઘણાં ધ્યાનથી સાચવેછે અને મને કે મારી સાથનાં બીજાંઓને કોઇ પણ પ્રકારની અગવડ ન પડે તેની તજવીજ રાખે છે. વરસાદ ઉઘડી ગયો ત્યારે સાડા અગીયાર વાગે લુઇઝની સાથે હું ચાલતી ફરવા નિકળી; (બીએટ્રિસ, જેન ચર્ચિલ તથા ડયુક-ની છોકરીઓ સાથે જુદી ફરતી હતી.) એરે નદીની પાસેથી થઇ અમે ડયુકનાં કુતરાં રાખવાની જગ્યા તરફ ગયાં. એ નદીમાં ગુરૂવારને દિવસે તો અતિ થોડુ પાણી હતું પણ ત્યાર પછી વરસાદ પડવાથી પાણી ઘણું ચઢયું હતું. અહિં કુતરાં તથા તેઓની સાથે એક ગરૂડ પક્ષી રાખેલું છે તે જોઇ અમે ફળો તથા તરકારીની વાડીમાં ગયાં. એ વાડી મોટી છે, અને તેમાં ઘણાં સુંદર પીચ થયલાં હતાં અને એક અજાયબ જેવું જુનું લારલનું તથા એક યુજાનું ઝાડ હતું, જે બન્ને અતિ ઘણાં ફેલાઇ ગયલાં હતાં.

એકમાં વીસ મિનિટ કમ હતી તેમ અમે ઘર આવ્યાં અને રોજને વખતે જમ્યાં.

અમે ફરતાં હતાં ત્યારે લુઇઝે મને એક ઘણી ભલી ઘરડી બાનું નામે મિસ મૅકગિબનનાં* ઘરમાં લઇ જઇ તેની સાથે ઓળખાણ કરાવી; તે બીચારી એટલી માંદી હતી જે તેનાથી અમને મળવા બહાર પણ અવાયું નહીં. તેણે લુઇઝનો બરડો પસવારી મને કહ્યું—" અમો સર્વને શાહજાદી ઘણી વ્હાલી છે; એ અમારી લાડકી છે.' એ ઉપરથી લુઇઝ બોલી—"તમારા લાડકા તો લૉર્ન છે'—તેનો તેણીએ ઉત્તર દીધો —"હા એમ છે ખરૂં, અને વળી તમે તેમનાં લાડકાં છો એટલે અમારાં તો તમે બેવડાં લાડકાં થયાં."

ચારને દસ મિનિટે લુઇઝ, બીએટ્રિસ, અને ડ્યુકની સાથે હું વૅગનેટમાં બેસી ફરવા ગઇ. આજ વરસાદ મુદ્દલ ન હતો અને સૂર્ય પુર તેજથી પ્રકાશતો હતો તેથી ફરવું ઘણું ખુશ લાગ્યું. જે રસ્તે અમે બુધવારને દિવસે અને ત્યાર પછી એકાદ બે વાર ગયાં હતાં તે રસ્તે થઇ, ઝાડોની ઘટામાંથી જતો બૅલાર્કનુરન નામે રસ્તો પસાર કરી મૃગ્યાવન વટાવી આગળ ગયાં. (એમાંથી જતાં ઘણાક દરવાજા ઉંઘડાવવા પડયા કારણ કે હરણોને નાહાસી જતાં અટકાવવા તે બંધ કરી રાખવા પડે છે.) એ પછી લૉકગિલ્પહેડ નામે રસ્તાપર અમે નિકળ્યાં, અને ડાલક્રીના, કિલીઅન, અકનાગૌલ, અને એકીન્ડ્રન નામનાં ગામ-

* એ પછી થોડુંકમાં તે મરણ પામી.

ડાંઓપરથી પસાર થયાં. એમાંનાં બે ગામડાંમાં એક અસલી રેવાજ જે હાલ બધેથી નિકળી ગયો છે તે હજી ટકી રહેલો છે. તે રેવાજ શું છે તેનો ડયુકે મને નીચલો હેવાલ આપ્યો.

સ્કૉટલન્ડ દેશના પાહાડી મુલકમાં લગભગ આજના વખત સૂધી ખેતીવાડીને લગતો એક અસલી રેવાજ ચાલુ હતો. એ રેવાજ એવો હતો જે ખેડુતો સઘળા એકઠા મળી જમીનના એક કટકાના ત્રણ ભાગ કરી એક ભાગ પર પાસે પાસે ઘરો બાંધી રહેતા, બીજો ભાગ ખેતીવાડી કરવા સારૂ રાખતા, અને ત્રીજા ઉપર ઢોરોને ચરવા સારૂ ઘાસ ચારો ઉગવા દેતા. જે ભાગપર ચારો ઉગતો તે ઉપર સઘળા ખેડુતોનો સરખો હક્ક રહેતો, પણ ખેડવાની જમીન, તેના સરખા હિસ્સા કરી સોરતી કાઢી દરેક ખેડુત વેંહેંચી લેતો જેથી કરીને કોઈ વર્ષે એકને નસીબે રસાળ જમીનનો કકડો આવતો તો કોઇ વર્ષે બીજાને નસીબે આવતો, અને એ રીતે બધા ખેડુતોને રસાળ યા ખરાબ જમીનનો કકડો એક યા બીજે વર્ષે સોરતીમાં આવતો. આ અનાડી રસમ જોકે આજના સુધરેલા જમાનાને મુદ્દલ અનૂસરતી નથી તોપણ ત્યાં અસલી વખતથી તે ચાલતી આવી છે. સર હેનરી મેને એ બાબદ ઉપર હવડાંજ એક નાનો વાંચવા લાયક ગ્રંથ બાહેર પાડયો છે જે પરથી જણાય છે જે એક વાર આખા યૂરપ ખંડમાં એ રેવાજ ચાલુ હતો, અને હજી પણ હિંદુસ્થાનના ઘણા ખરા ભાગોમાં તે ચાલુ છે. આ પાહાડી મુલકમાંથી તો હવે તે સમૂળો નિકળી ગયો છે અને જે નાના પાયાપર ખેતીવાડી કરનાર ઘણાક ખેડુતો અહિં છે તેઓ તો એકમેકથી જુદા પડી પોતપોતાનો ધંધો ચલાવે છે, પણ હજી-બી ટેકરીઓ તથા મેદાનોના જે ભાગોમાં ઢોરોને સારૂ ચારો હોય છે તે ઉપર ઘણાક ખેડુતોનો સરખો હક્ક ગણવામાં આવે છે.

ઇનવરૅરેની પડોસમાં એકનાગૌલ નામે એવું એક અસલી ગામડું છે તેમાં બધાં ઘરો એકેકની ઘણાંજ પાસે પાસે બાંધેલાં છે, અને ત્યાં ૧૮૪૭નાં સાલ સૂધી એ અસલી અનાડી રસમ ચાલુ હતી, જેની રૂહે જમીનના જુદા જુદા કકડાઓ ખેડુતો દર વર્ષે સોરતી કાઢી વેંહેંચી લેતા. એ વર્ષમા તે ગામમાં એવાં નોલ કુટંબો રેહેતાં હતાં અને તેઓને હસ્તકની જમીનના લગભગ વીસ હિસ્સા કીધેલા હતા જે તેઓ વારા ફરતી ખેડતા હતા. ૧૮૪૭માં તેમને ઘણી મેહેનતે સમજાવીને તેમની આ અર્ધી જંગલી રસમનો તેઓ પાસ ત્યાગ કરાવ્યો હતો, અને તેઓની ખેડવા લાયકની જમીનના ચોકસ માપના ભાગો કરાવી એકેક કુટંબને એકેક ભાગ આપવામાં આવ્યો હતો, એવી રીતે કે દરેક જણ પોતાની જમીનપર સુધરેલી ઢબે ખેતીવાડી કરી શકે. પણ એટલું છતાંબી તે ગામડું હજી કોઈ રીતે સુધર્યું નથી. એવાં અસલી ગામડાં હવે આ પહાડી મુલકમાં જવલેજ જોવામાં આવે છે."

કેહે છે કે અમે જે બે ગામડાં આગળથી હવડાં પસાર થયાં તેમાંજ હવે તે અસલી રૂઢી ચાલુ છે. ત્યાંના લોક ઘણાં એકમાર્ગી છે અને પોતાનાં ગામડાંની બહારનાં લોક સાથ કન્યા આપ લે કરવાનો વેહેવાર પણ રાખતાં નથી.

કેટલીક વિચિત્ર, જરા નીચી, અને લીલોતરી ભરી ટેકરીઓ વચેથી જતા એક રસ્તાપરથી અમે આગળ ચાલ્યાં. એમાંની ઘણીક ટેકરીઓને મથાળે સુંદર નાના સરોવરો છે અને ડયુકે અમને કેહેવા પ્રમાણે તેમાં ઘણી સરસ ટ્રાઉટ માછલી છે. તેઓ અમને ઘણાક વજીરા અને ખીણો દેખાડતા ગયા અને દરેક જગ્યા વિષે અમારી આગળ કાંઇને કાંઇ જાણવાજોગ વાત કરતા ગયા.

અહિંથી એક વળાવ્યુ લઇ ફર્નેસ નામનાં ગામડાંમાં અમે દાખલ થયાં જેમાં મુખ્ય વસ્તી ડયુકની દરિયે કિનારે આવેલી પત્થરની ખાણ ખોદનારા માણસોની છે. એ ગામને ફર્નેસ એટલે ભઠ્ઠી નામ મળવાનું કારણ એ છે જે ગઇ સદીમાં ઇંગ્લન્ડથી લાવેલું સીસું ગાળવાની અહિં ઘણીએક ભઠ્ઠી હતી. હજી પણ તેમાંની એક ઘણી પડી ભાગેલી હાલતમાં ત્યાં છે તે ડયુકે અમને દેખાડી. ત્યાર પછી અમે એક પત્થરની ખાણ આગળથી પસાર થયાં. હવે અમારો રસ્તો ફાયન સરોવરને કાંઠેથી બીચ, ઓક, અને ઍશનાં ઝાડોની વચેથી જવા લાગ્યો. થોડી વારમાં ડુંગરના છેડાપર આવેલી પેનીમૉઅર નામે એક સપાટ જગ્યાપર અમે ચાહ પીવા ગાડી ઉભી રખાવી. ત્યાં એક નાનું જેવું તોપખાનું છે જેની આગળ, વૉલનટીઅરોનો જે ટુકડીનો લૉર્ન સરદાર છે, તે ટુકડી લશ્કરી કવાયદ લીએ છે. એ સ્થળપરથી ફાયન સરોવરનો, અને દૂરના સમુદ્રનો તથા કેટલીક રળિઆમણી ટેકરીઓનો દેખાવ નજરે પડ્યો. ચાહ પીધા બાદ મેં એ સઘળા દેખાવોનું ચિત્ર લેવાનો યત્ન કર્યો. પાછાં ફરતાં અમે કેનમૉઅર, કીલબ્રાઇડ, અને ઠાલકીના ગામડાંઓપરથી ગાડી લેવાડી. એ વેળા સૂર્યાસ્ત થવા આવ્યો હતો તેથી આંઘેની ટેકરીઓ ઘણી સુંદર અને આંખને ખુશ કરે એવા રંગની બની રહી હતી, તેમજ સાંમેથી શેહેરનો તથા તેની પછવાડેનાં ઝાડોનો ઘણો શોભિતો દેખાવ દિસ્તો હતો. અહિંની "ડ્રુગનની નિશાળ" નામે જે નિશાળ માટે ડચેસે એક ઇમારત બંધાવી આપી છે તેપરથી મેં (માત્ર પેનસીલ વડેજ) તે તરફના દેખાવનું એક બીજું ચિત્ર પાડી લીધું.

સાડા છ વાગે અમે ઘર આવ્યાં. આજ મારી સાથે મારી બન્ને દીકરીઓ, અને ડયુક તથા ડચેસ સીકે, લેડી ડફ્રીન તથા કૉલીન કેમ્બેલ પણ જમ્યાં. રોજની રીત પ્રમાણે થોડી વાર હું દિવાનખાનામાં જઇ બેઠી, અને પછી માળાપર મારા ઓરડામાં ગઇ, જ્યાં થોડી વાર બીએટ્રિસ અને જેન મારી સાથે વાતે બેઠાં.

રવીવાર, ૨૯મી સપટેમ્બર.

આજ વરસાદ ઘણો હતો માટે નાસ્તો કર્યા પછી અમે બહાર જવાનું માંડી વાળ્યું, અને મેં થોડી વાર લખ્યું, વાંચ્યું, અને એવું બીજું કામ કીધું. પોણા બાર વાગે જમવાના કુસાદે ઓરડામાં ડૉકટર મૅકગ્રેગર ઇશ્વરનું ભજન કરતા હતા તેમાં હું સામેલ થઇ. ત્યાર પછી હું દિવાનખાનાંમાં તથા મેહેલ મધેની બન્ને પુસ્તકશાળાઓમાં ગઇ, જેમાંની જે નવી છે તેમાંનાં પુસ્તકો લુઇઝ અને લૉર્ન પોતાને હાથે રચેલાં છે. દિવાનખાનામાં કેટલાંક ઘણાં સારાં ચિત્રો છે, જેમાં એક, જે માર્કવિસ ઑફ આર્ગાઇલને આગલા વખતમાં ગરદન મારવામાં આવ્યા હતા, તેમનું છે, તથા એક. ગેન્સબરોને હાથનું ચિત્રેલું, ફીલ્ડ માર્શલ કૉનવેનું છે. એ વતરોગે ડયુક આર્ચિબૉલ્ડ જેઓએ આ કિલ્લો બંધાવ્યો છે તેમનું વગેરે બીજાં ઘણાં ચિત્રો અમે જોયાં. વળી હાલના ડયુકનાં ખુબસુરત બપાઇ, જેઓ પ્રથમ ડયુક ઑફ હૅમીલટન સાથ, અને પાછળથી ડયુક ઑફ આર્ગાઇલ સાથ, પરણ્યાં હતાં, તેમની પણ એક તસ્વીર અમે ત્યાં દિઠી.

બપોરે રોજને વખતે જમ્યા પછી હું માળાપર ગઇ. ચારમાં વીસ મિનિટ કમ હતી તેમ લુઇઝ, બીએટ્રિસ અને જેન ચર્ચિલ સાથે હું ચાલતી ફરવા ગઇ. નદી કિનારેથી જતાં અમે જોયું જે રાત્રે તેનાં પાણીનું જોર વધવાથી પાણી રસ્તાપર આવ્યું હતું. પ્રથમ મિલર્સ લીન નામે એ નદીનો પેહેલો ધોધ છે ત્યાં અમે ગયાં જે ઘણાં જોશથી પડે છે અને ઘણો સુંદર દિસે છે. પછી થોડુંક આગળ વધી અમે ગાડીમાં બેઠાં, અને જે વચલો ધોધ કહેવાય છે તેની પાસે જઇ ગાડીમાંથી ઉતરી તે જોયો. ત્યાર બાદ વળી આગળ જઇ ત્રીજો ધોધ જોઇ અમે ઍરેની ખીણમાં ગાડી દોડાવી ગયાં અને ત્યાંથી તબેલાઓને રસ્તે, શેહેરની પાસેનો ઝાડોની ઘટામાંથી થઇ ઘર આવ્યાં.

બીએટ્રિસ અને લુઇઝ જરા મોડેથી ઘરમાં આવ્યાં. તેમની સાથે ચાહ પીધા પછી થોડો વખત મેં લખવામાં તથા વાંચવામાં કાઢયો. આજે મારી સાથે લુઇઝ અને બીએટ્રિસ ઉપરાંત લૉર્ન, એલિઝાબેથ કૅમ્બેલ, જેન ચર્ચિલ અને જનરલ પૉનસૉન્બી જમ્યાં. જમવા પછી રોજની માફક થોડી વાર હું દિવાનખાનાંમાં ગઇ.

સોમવાર, ૨૭મી સપટેમ્બર.

આજ આખી રાત ઘણું તુફાન થયું હતું તથા વરસાદ પણ બહુ જોરમાં પડયો હતો, અને લોકો કેહેતાં હતાં જે વિજળીના ચમકારા તથા ગગડાટ પણ થયો હતો. રોજની

માફક અમારાં નાનાં મંડળ સાથ નાસ્તો કીધા બાદ થોડી વાર લખીને અગીયાર વાગે લુઇઝને લઇ હું વાડીમાં ફરવા નિકળી. વિહારભૂમીમાં અમને ડયુક તથા બીજાંઓ મળ્યાં. ત્યાં મેં લેબનન તરફના સીડરનું એક ઝાડ રોપ્યું, જેનું બી લેડી એમા મૅકલીન એસિયા ખંડમાંથી લાવ્યાં હતાં. ત્યાંથી થોડું આગળ જઇ, જે જગ્યાએથી રસ્તો નદી તરફ વળાણ લીએ છે ત્યાં, એક મોટાં કદનું સુંદર રૂપેરી ફરનું ઝાડ છે, જેને ૧૮૪૭માં જોઇ મારા પ્રિય આલબર્ટ અતિ ખુશી થયા હતા, તેની સાંમે તેજ જાતનું એક બીજું ઝાડ મેં રોપ્યું. મેં ઝાડ રોપ્યા પછી બીએટ્રિસ, જેન ચર્ચિલ, એવેલીન, અને ફ્રેન્સીસ કૅમ્બેલ, કિલ્લાની સાંમે આવેલી કુનાકોઇકની સુંદર ટેકરી ઉપર ચઢી ગયાં, અને હું લુઇઝને લઇ ગાડીમાં બેસી ફરવા ગઇ. ગ્રૅનિટ પત્થરનાં એક નાની ખીણ આગળથી થઇ વનમાંથી એક લાંબો ચઢાણનો રસ્તો જાય છે તે ઉપર ચોમેરની રચના જોવા સારૂ અમે ચઢયાં, પણ કાંઇ સારો દેખાવ નજરે પડયો નહીં. એ ચઢાણને મથાળે જતાં દોઢેક માઇલનો રસ્તો કાપવો પડયો હશે, જે મને ઘણો લાંબો તો લાગ્યો પણ તે મે બરાબર પાર કીધો. પરંતુ પાછાં ઉતરતાં તો ભીનાં ઘાસ અને લીલને લીધે મારા પગ લપસી જવા લાગ્યા કારણ કે મારા જોડામાં ખીલા ઠોકેલા ન હતા, અને તેથી બે વાર તો મને જમીનં પણ માપી ઉઠવું પડયું.

એસાચોઝનને માર્ગે ઉતાવળેથી ગાડી દોડાવી અમે સવા વાગે ઘર આવ્યાં. એ આખે રસ્તે ઝાડો ઘણાં ગીચ ઉગેલાં

છે અને ફર્ન તથા એવા બીજા નાના રોપા તો એકમેકમાં ગુંચવાઇ જઇ જંગલ જેવું બની ગયું છે. આજ વરસાદ મુદલે પડયો નહીં. જમવા પછી થોડી વાર મેં ચિત્રો પાડયાં. મારા ઓરડામાંથી ખુદરતી રચનાનો ઘણો સુંદર દેખાવ દેખાય છે. હું બહાર જવા કપડાં પેહરતી હતી તેટલાં આર્ચિબૉલ્ડ કેમ્પબેલનાં સુંદર નાના બાળકોને લુઇઝ મારી આગળ લઇ આવી, તેમાં નીલ નામનો ત્રણ વર્ષનો બુચો ઘણો રૂપાળો અને મન હરી લે એવો છે, અને તેના પિતા આર્ચિબૉલ્ડ બચપણમાં જેવા લાગતા હતા તેવોજ લાગે છે. એલ્સપેડ નામની બાળકી તો અતિ રૂપાળી છે: તેના વાળ ભુરા અને વળેલા છે, તેની આંખો ઘણી મોટી, ઘેરા આસમાની રંગની, તથા લાંબાં કાળાં પાંપણો વાળી છે, અને તેનું નાક તેમજ હોઠ ઝીણા અને સુંદર છે.

ચારમાં વીસ મિનિટ ઓછીએ લુઇઝ, બીએટ્રિસ, અને લૉર્નની સાથે હું વગનેટમાં બેસી ફરવા નિકળી. ડુનાકોઇકની ટેકરીની તલેટિમાંથી થુ અને ચેસનટનાં ઝાડોની હારોની વચ્ચે થઇ અમે ગેરોન પુલ તરફ ગયાં. ત્યાંથી સરોવરને તીરે થઇને એક ઘણા સરસ ઝાડોથી ભરેલા રસ્તા ઉપરથી સાંમેના સમુદ્ર કિનારાનો અને આર્ડકિંગ્લૅસની ટેકરીઓનો સૂશોભિત દેખાવ નિરખતાં અમે આગળ ચાલ્યાં, અને ડનડેરેવના અસલી કિલ્લાનાં ખંડિયર આગળથી પસાર થઇ ફાઇન સરોવરનાં મથાળાં સૂધી ગયાં. એ કિલ્લો અસલ મૅકનૉટન તાયફાવાળાઓને સ્વાધીન હતો, જેઓ પાછળથી આયરલૅન્ડ દેશમાં

જઈ વસ્યા હતા. અહિંથી ડાબી મેર વળાણ લઇ અમે ફ્રાયનની ગાલીમાં પેઠાં, જે સાંકડી તથા રાની છે, જેમાં ઘણાંજ થોડાં ઝાડ ઉગેલાં છે, અને જેમાંથી ફ્રાઇન નદી વહી જાય છે. લૉર્ડ આર્ચિબૉલ્ડના સગા મી. કૅલન્ડરના એક શિકારગૃહ સૂધી અમે ગાડી લેવાડી જ્યાં એક અરણ્યરક્ષક અને તેની સુંદર સ્ત્રી રહે છે. એ વેળા વરસાદ પડવા માંડયો હતો તેથી અમે ગાડીમાંથી ઉતરી તે ઘરમાં ગયાં અને અમારી સાથે તૈયાર રાખેલી ચાહ પીધી. પછી મેં ચોમેરની રચનાનું ચિત્ર લીધું. જેની કૅમ્બૅલ (લેડી આર્ચિબૉલ્ડ), અને તેમનાં બે બેહેનો અગાઉ થોડાક દિવસ એ ઘરમાં રહ્યાં હતાં. અહિંથી નિકળી આવ્યાં હતાં તેજ રસ્તે અમે પાછી ઘર તરફ ગાડી લીધી પણ તેટલાંમાં વરસાદ જોરથી તુટી પડયો જે છેક અમે ઘર પહોંચ્યાં ત્યારે ઉઘડયો. સાતમાં વીસ ઓછી હતી તેમ અમે ઘરમાં આવ્યાં. લુઇઝ અને બીએટ્રિસ સીકે ડયુક અને ડચેસ, તથા સર જૉન અને લેડી એમા મૅકનીલ મારી સાથે જમ્યાં. મી. ડી. મૅકલીઅડ હાલ અહિંથી વિદાય થયા છે. પણ બીજાં બધાં પરોણાં હજી અહિંજ છે.

મંગળવાર, ૨૮મી સપટેમ્બર.

આજ પરોઢીઆંમાં તો સૂર્ય પ્રકાશતો હતો પણ પાછળથી વરસાદનાં ઝાપટાં પડવા માંડયાં. અગીયાર વાગ્યા પછી થોડી વારે લુઇઝ અને બીએટ્રિસ સાથે હું સમુદ્રને કાંઠે ફરવા ગઇ. ડગલસ વૉટર પૉઇન્ટ નામે સ્થળ સૂધી જઇ અમે

ગાડી થોભાવી, અને વરસાદનાં ઝાપટાં જે અવાર નવાર પડતાં હતાં તેમાં જરા ખાંચો પડ્યો તેટલાં તે તરફનો દેખાવ અતિ રમણ્ય અને તડકામાં શોભતો જોઇ તેનું ચિત્ર અમે કાઢી લીધું.

શેહેરમાંથી થઇ પાણે વાગે અમે ઘર આવ્યાં. પછી થોડોક વખત ચિત્રો રંગવામાં કાઢ્યો, અને રોજની વખતે ખાનું ખાઇ વળી તેજ કામ પાછું લીધું. પોણા ચાર વાગે વરસાદ પડતો હતો તોપણ લુઇઝ અને બીએટ્રિસને લઇ વગનેટમાં બેસી હું શીરાની ખીણ તરફ ફરવા ગઇ. કિલ્લામાં દાખલ થવાની જે સડક ઉપર બીચનાં ઝાડોની શોભિતી ઘટા છે તે ઉપરથી ગાડી લેવાડી ધુ સરોવરનો જમણી મેરનો કિનારો જે પોણો માઇલ લાંબો છે, તે ઉપરથી થઇ અમે શીરાની ખીણમા પેઠાં, જે એ સરોવરથી સાત માઇલને છેટે આવેલી છે, અને ઘણી રળિઆમણી છે. ગએ ગુરૂવારે અમે એ ખીણમાં ઘણે છેટે છેક ડૂમલી સૂધી ગયાં હતાં. તેમાં જેમ જેમ આગળ વધ્યે છીએ તેમ તેમ તે વધારે રાની અને બંધીઆર થતી જાય છે; અને તેની આસપાસની ટેકરીઓની લીલોતરી વચ્ચેથી જે ખડકો નજરે પડે છે તેથી, તેમજ તેઓનો નીચલો ભાગ ઝાડોથી ભરપૂર છે તેથી, એ ખીણ ઘણી રળિઆમણી લાગે છે. રસ્તામાં અમે બે વછેરાઓ જોયા, અને પછી ખીણનો જયાં છેડો આવે છે ત્યાં ગયાં, જે તરફ એક અરણ્યરક્ષકનું ઝુપડું છે, અને તેથી જરા ઉપર એક અસલી નાનાં ઘરનો કાંઇક બચી રહેલો ભાગ છે, જેમાં એક વાર રૉબ રૉય કેટલાક દિવસ છુપો રહ્યો હતો. તેની ટોળીવાળાઓ પણ આ ખીણમાંજ સંતાયા હતા.

શીરા નદીના કેટલાક સુંદર ધોધ અહિં પડે છે તે જોવાને અમે ઉતર્યાં. એમાંનો એક ધોધ ઘણી ઉંચાઇએથી પડે છે અને તેની આગળ જવા માટે એક પગ રસ્તો કીધેલો છે. અહિંથી થોડેક દૂર જઇ ચાહ પીવા સારૂ અમે ગાડી થોભાવી. ત્યાર પછી વળી ફરી બે વાર અમે ગાડી થોભાવી અને આ લીલોતરીવાળી સુંદર ખીણ, જે ઘણી શાંત અને ચિત્રસમાન દિસે છે, તેનો કાંઇક દેખાવ ચિતારી લીધો. તેમજ ધુ સરોવર આગળથી દિસ્તા એ ખીણના દેખાવનું ફરી એક વાર મેં ચિત્ર લીધું, જે કામમાં લુઇઝે મને મદદ કીધી. પછી તેણે પોતે પણ એ ગાલીનું એક ચિત્ર પાડયું; આજ સવારે પણ તેણે ત્યાંના એક દેખાવનું ચિત્ર લીધું હતું. એ મારી પ્રિય દીકરી ચિત્રકળામાં કુશળ છે અને તેને મુકી હવે મને જવું પડશે માટે મને ઘણી દલગીરી લાગે છે. અમે ખીણને છેડે જઇ પુગ્યાં ત્યારથીજ વરસાદ ઉંઘડી ગયો હતો અને જે બધાં ભારી વાદળાં ચઢી આવેલાં હતાં તે વીખરાઇ ગયાં હતાં, અને ત્યારથી રાત સૂધી ઘણો સારો ઉઘાડ રહ્યો. અમે ઘર આવ્યાં ત્યારે છ ને વીસ થઇ હતી. થોડી વાર હું મારાં કાગળ પત્રો ગોઠવવામાં અને ચિત્રો રંગવા વગેરે કામમાં રોકાઇ. લુઇઝ અને બીએટ્રિસ, તેમજ ડયુક અને ડચેસ, લેડી ડફરીન, અને મી. જે કૅમ્બેલ, આજ મારી સાથે જમ્યાં. પછી હું જરા વાર દિવાનખાનાંમાં ગઇ. અને લૉર્ડ તથા લેડી ડફરીન જેઓ આવતી કાલે શોધારવાનાં છે તેમની મેં છેલ્લી મુલાકાત લીધી. લૉર્ડ ડફરીન આવતા માસની આઠમી તારીખે કનેડા જવા ઉપડી જનાર છે. ત્યાર

પછી થોડી વારે વ્હાલી લુઇઝને મારી સાથે લઇ હું માળા ઉપર આવી અને તેણે થોડી વાર મારી આગળ બેસી વાતીચત કીધી.

બુધવાર, ૨૯મી સપટેમ્બર.

આજ તો વિકિ અને ફ્રિટઝનો વેસવાળ થવાનો દિવસ છે. તે વાતને વીસ વર્ષ થઇ ગયાં! ઇશ્વર તેમને સુખી રાખે!

આઠ વાગ્યા અગાઉ હું ઉઠી અને બીએટ્રિસે તથા મેં આજ લુઇઝ સાથે સેવટનો નાસ્તો કીધો. પછી સાડા નવ વાગ્યા અગાઉ પોષાક વગેરે કરી હું નીચે ગઇ. પરોઢીયાંમાં જોકે થોડો ધુમસ હતો તોએ ઉઘાડ સારો હતો, પણ સાડા આઠ થતાંમાં તો કમભાગ્યે વરસાદ વરસવા માંડયો. અમે આ વેળા એવું ઠરાવ્યું હતું જે અમારા ઘોડાઓને ખુશકીને માર્ગે મોકળવા કેમજે તેમને અહિં લાવ્યાં ત્યારે તેમને વ્હાણે ચઢાવતાં ઉતારતાં ઘણી મુશ્કેળ પડી હતી, અને તેમને ઘણું ખમવું પડયું હતું. અમારી મોટી ગાડી તો જળ માર્ગેજ મોકળવાનો વિચાર હતો. અમારા પોષાક વગેરેની પેટીઓ જે ઘણી ભારી અને મોટી હતી તે અમે અમારી સાથેજ રાખી. મેં ડયુકનાં આખાં કુટંબની* તેમજ લેડી એમા મેકનીલ અને તેમના પતિની રજા લીધી. પણ મારી લુઇઝથી છુટી પડતાં તો મારૂં દીલ ઘણું દુખ્યું, તેમાં વળી અમે નિકળ્યાં ત્યાર પછી ઘણી વાર સૂધી વરસાદ એવો પડયા કીધો જે મને વધારે ને વધારે ઉદાશી ઉપજી.

* એલિઝાબેથ ડચેસ ઑફ આર્ગાઇલ ૧૮૭૮ના મે માસની ૨૫મી તારીખે મરણ પામ્યાં.

સાડા નવ વાગે અમે ઇનવર્રૅરે કિલ્લો છોડયો, અને તેને દરવાજેથી માંહે ગયાં હતાં તેમાંથીજ થઇ બહાર નિકળ્યાં. પણ જરા આગળ જઈ સમુદ્ર કાંઠેનો રસ્તો લઇ સરોવરનાં મથાળાં તરફ ચાલ્યાં. એ પછી જમણી મેર વળાણ લઇ સરોવરને તિરેથી જતાં એક નાની વીસી આગળ અમારા ઘોડા બદલવામાં આવ્યા. એ વીસીમાં કૅમ્બેલનાં પેલાં પ્રિય નાનાં છોકરાં બારી આગળ ઉભાં હતા—તેઓ ખરેજ ઘણાં રૂપાળાં બાળકો છે. અહિં થોડાંક લોક પણ એકઠાં મળેલાં હતાં. અમને અહિં ઘોડા તેમજ તેમનો સર્વ સાજ પણ બદલાવવો પડયો કેમજે કિંગ્લૅસની ખીણમાંની લાંબી અને ઉભી સડક ઉપરથી ગાડી ઘસડી જવા માટે તેને ચાર ઘોડા જોડવામાં આવ્યા. એને લીધે અમને દસ પંદર મિનિટની ઢીલ થઇ. વળી એ વેળા વરસાદ જોરમાં વરસતો હતો અને ટેકરીઓપર ધુમસ કંટાળો ઉપજાવે એવી રીતે લટકી રહ્યો હતો. મી. કૅલૅન્ડરનાં મકાન આર્ડકિંગ્લૅસ ઉપરથી અમે પસાર થયાં અને કિંગ્લૅસની ઘણી ઉજડ અને રાની ગાલીમાં થઇ ડાબા હાથ ભણી વળાણ લઇ આગળ ચાલ્યાં. આ વખતે ધુમસનો ઘેરો જરા ઓછો થવાથી જે ટેકરીઓની નીચેથી અમે જતાં હતાં તેઓનાં શિખરો થોડાં થોડાં દિસ્વાં લાગ્યાં. એ ખીણમાં જવાનો રસ્તો ઘણો ચઢાણવાળો હતો અને તે નજદીક પુરો થવા આવ્યો ત્યારે અમારી ગાડીના આગલા ઘોડા, જે આખે રસ્તે વારંવાર ઉભા રહી જતા હતા, તેઓ હઠ ધરી તદન અડી ઉભા અને વળી લાતો ઝાડવા અને મસ્તી કરવા લાગ્યા.

એથી અમે ધાર્યું જે અમારાથી હવે મુદ્દલ આગળ વધાશે નહીં અને રસ્તામાંની એકાદ વીસીમાં આખી રાત ઉતારો લેવો પડશે. પણ અમે ધીરજ રાખી અને બ્રાઉને એક નાના તળાવ આગળ ગાડી થોભાવી તે બન્ને ઘોડા છોડાવી નાખ્યા અને તે અને ફ્રેન્સિ પાછલા ઘોડાની સાથે સાથે ચાલવા લાગ્યા, જેથી અમે ઠીક આગળ રસ્તો કાપી શક્યાં. થોડુંક ચાલવા પછી કેટલાંક છુટાં છવાયાં ઝુપડાં ઉપરથી પસાર થઇ આખરે આ લાંબી ચઢાણને મથાળે અમે આવી પહોંચ્યાં. વરસાદ, જે અમારા ઘોડા અહીં ઉભા હતા ત્યારે ઘણો પડતો હતો, તે હવે ઉઘડી ગયો અને આકાશ ખુલ્લું થયું.

એ ઉભી સડક ચઢીને અમે ખીણને મથાળે આવ્યાં ત્યારે અમે એક સ્થળ જોયું જેનું નામ "રેસ્ટ એન્ડ બી થૅન્કફુલ"* એવું છે. જે લશ્કરી શિપાઇઓએ એ સડક બાંધી છે તેઓએ ત્યાંના એક પત્થર ઉપર એ પ્રમાણે લેખ કોતરેલો છે તેપરથી એ જગ્યા એ નામે ઓળખાય છે. સરકારે આ દેશના પહાડી મુલકમાં માર્શલ વેડની દેખરેખ હેઠલ જે રસ્તા બંધાવ્યા હતા તેમાંનો આ એક છે. તે પત્થર હજી ત્યાં છે પણ તે ઉપરનો લેખ ઘણો ઘસાઇ ગયો છે. અહિંથી ગ્લેન ક્રો નામની રાની અને મ્હાત્વી ગાલી સરૂ થાય છે. તે ગ્લેનક્રોની ગાલીને કાંઇક મળતી છે પણ તેના જેવી સુંદર નથી, અને ઘણી ઉભી છે.

* વિસામો લેવો અને ઇશ્વરનો આભાર માનો. ભા. ક.

અહિં અમે ગાડીમાંથી ઉતરી એક આડે અવળે રસ્તે નીચે ચાલી ગયાં. એ રસ્તાપર અમને કેટલાંક લોક જેઓ એ ગાલી જોવા આવ્યાં હશે તેઓ મળ્યાં. એ ખીણમાં થોડાંએક ગાયઢોર અને એકાદ બે નાનાં ઘર માત્ર અમે જોયાં. થોડા વખતમાં ગાલીના અદ્દભૂત દેખાવ ઉપર સૂર્ય એકદમ પ્રકાશી નિકળવાથી તેની શોભામાં કાંઇ ઓરજ વધારો થયો. નીચે આવી અમે તરતજ ગાડીમાં બેઠાં અને વિકિ અને ફ્રિટ્ઝની તંદરૂસ્તી ચાહી દારૂ પીધો.

હવે જોરનો વરસાદ મુદ્દલ હતો નહીં, માત્ર છુટાં છુટાં ઝાપટાં પડતાં હતાં, અને તે ઉઘડતાં ત્યારે સૂર્ય પુર તેજથી પ્રકાશતો હતો. ઝાડોની વચ્ચેથી લૅામોન્ડ અને બીજા ડુંગરાઓનાં શિખરો જોતાં જોતાં લૅાગ સરોવર સુધી અમે ગયાં. એ સરોવર જમીનમાં આવેલો દરિયાનો એક ફાંટો માત્ર છે, અને એમાં અમે ૧૮૪૭માં સેહેલ કરી આવ્યાં હતાં. તેને તિરે તિરેથી થઇ અમે તેના મથાળાં આગળ ગયાં, જ્યાં લેડી વેલ્બી પોતાનાં છોકરાંઓ સહિત ઉભાં હતાં. એ સરોવરની સાંમી પારે ઘણાક સુંદર બગીચા છે. પુલની આગળ એક આરકું મારેલું હતું તેની નીચેથી થઇ અમે ડમ્બાર્ટન પ્રાંતનાં ઍરોકર નામે ગામડાંમાં દાખલ થયાં જયાંથી અમને પેલો જાણીતો ડુંગર કૅાબ્લર અથવા આર્થર સ્પષ્ટ નજરે પડયો. અમે ઘોડાનો બીજો ટપ્પો ટાર્બેટ આગળ બદલ્યો. એ ગામડું ઘણું નાનું છે અને તેમાં ફુલો અને લૅારલની ડાંખળીઓનું એક આરકું બનાવ્યું હતું, અને ઘણાંક લોક એકઠાં થયાં હતાં, જેઓ ગાડીની

છેક પાસે આવતાં હતાં. અહિં જનરલ પૉનસૉન્બીએ ડમ્બાર્ટન પ્રાંતના લૉર્ડ લફ્ટનન્ટ મી. એચ. ઇ. ક્રૂમ ઇવિંગની અમારી સાથે ઓળખ કરાવી. તેઓએ થોડી વાર અમારી આગળ આગળ પોતાની ગાડી ચલાવી અને પછી અમારી પાછળ આવ્યા. ટાર્બેટનું ગામડું મુકયા પછી લૉમોન્ડ સરોવર આવ્યો, જેને તિરેનાં ઝાડોની નીચેથી જવું અમને બહુ ખુશ લાગ્યું. તેની આસપાસ ઘણાં સુંદર ઝાડો હતાં અને હૉલીના વેલા તો છેક તેનાં પાણી સૂધી ઉતરેલા હતા. વળી તેમાં આવેલા નાના નાના ભૂશીરો અને અખાતો વગેરેની રચના ઘણીજ રમણ્ય બની રહી હતી. સરોવર ઘણો ઉછાળા મારતો હતો અને પવન એવો જોરમાં ફુંકતો હતો જે તેનાં જોરે સરોવરનાં આસ્માની રંગનાં પાણીમાંથી ધુમાડાની પઠે ફીણ ઉછળતું હતું. તુફાની પવનને લીધે ત્યાંનાં કેટલાંક ઝાડો પણ ભાંગીને પડયાં હતાં. આ વેળા જોકે વરસાદનાં થોડાંક ઝાપટાં આવતાં હતાં તોપણ એ સઘળી રમણ્ય રચનાપર સૂર્ય પ્રકાશતો હતો. તે સઘળું જોતાં મને સ્વિટઝરલૅન્ડનું સ્મરણ થયું. મને લાગ્યું જે અગાઉ સ્ટીમરમાંથી અમે એ દેખાવ જોયો હતો તે કરતાં આજ તે વધારે સારો દિસ્તો હતો. અમે જેમ જેમ આગળ વધતાં ગયાં તેમ તેમ ટેકરીઓ નીચી થતી ગઇ તથા સરોવર પોહોળો થતો ગયો અને તે ઉપરના ઝાડોથી ભરપૂર બેટો નજરે પડવા લાગ્યા. લસ નામનાં એક નાનાં જેવાં ગામડાં આગળ અમે ફરીથી ઘોડા બંદલ્યા. ત્યાંની નાની વીસી ઘણી ઉજડ જગ્યામાં આવેલી છે, અને તોબી અમારી ગાડી ઠેઠ તેનાં બારણાં આગળ લઇ જઇ ઉભી

કરવામાં આવી તેથી તેની આસપાસ અતિ ઘણી ભીડ થઇ ગઇ, અને કેટલાંક છોકરાં તો ગભરાઇને ચીસ પાડવા મંડયાં. બે છોકરાંઓએ બીએટ્રિસને તથા મને ફુલના તુરા આપ્યા અને એક બિચારી ગરીબ સ્ત્રીએ મને મીઠાઇની એક ટોપલી નજર કીધી.

લસ અને ફિનલૅસની ખીણો જે અમારા જમણા હાથ ભણી સુંદર ટેકરીઓની વચે આવેલી દિસ્તી હતી તેમની પાસેથી થઇ અમે આગળ ચાલ્યાં. લસની ખીણ આગળ સ્લેટની ખાણો છે, અને ત્યાંથી બે માઇલને છેટે સર જે. કોલકહુનનું મકાન રૅાસ ધુ છે, જયાંથી લૅામોન્ડ ડુંગરનો તથા સરોવરનો ઘણો સારો દેખાવ નિરખવાને બને છે. એ ઘરની પાસે સૂધી અમે ગાડી લીધી પણ ઉતરી તે માંહે ગયાં નહીં. વૅાલનટીઅરોની એક ટુકડી ત્યાં હાજર હતી પણ અમે ત્યાં થોડી વારજ ગાડી ઉભી રાખી. એક નાની છોકરીએ મને ફુલનો તુરો આપ્યો અને ફુળોની એક ટોપલી પણ મને ભેટ કરવામાં આવી. બે વર્ષ ઉપર સર જે. કોલકહુનના પિતા એ સરોવરમાંનાં એક ટાપુ ઉપર શિકાર કરવા ગયા હતા ત્યાંથી પાછા ફરતાં ડુબી ગયા હતા અને પંદર દિવસ સૂધી તેમની લાસ હાથ આવી ન હતી. તેમની સાથે કેટલાક પારધીઓ હતા તેઓ પણ ડુબી મુઆ હતા. એ મકાન મુકી આગળ ચાલ્યાં ત્યારે રસ્તામાં ઘણેક ઠેકાણે ફુલોનાં આરકાં અને વાવટાઓ વગેરેથી સણગાર કરેલો અમે જોયો, તેમાં કેટલાંક ગરીબ લોકોએ તો બારીએ વાવટાને ઠેકાણે રૂમાલો લટકાવ્યા હતા. અમારી

પછવાડે સંખ્યાબંધ લોકથી ભરેલાં ગાડાં ચાલવા લાગ્યાં અને ઘણાં લોક તો અમારી ગાડીની પછવાડે દોડવા લાગ્યાં. તેમાં વળી અમારા ઘોડા ઘણાજ ખરાબ હતા અને ધીમા જતા હતા. પણ બૅલૉક ગામનાં સ્ટેશન આગળ ગયાં ત્યારે જોકે ભીડ તો અતિ ઘણી હતી તોપણ સઘળી ગોઠવણ ઘણી સારી રાખેલી હોવાને લીધે અમને કશી અગવડ થઇ નહીં. સ્ટેશન આગળ વૉલનટીઅરોની એક ટુકડી સરૂ સમારી ઉભી હતી, અને અમે વગર અડચણે સવા ત્રણ વાગે આગ ગાડીપર ચઢયાં.

અહિં પણ મને એક ફુલનો તુરો ભેટ કરવામાં આવ્યો, અને મી. એ. ઑાર ઇર્વિંગ, જેઓ આ પ્રાંતના પ્રતિનીધી દાખલ પાર્લામેન્ટમાં બેસે છે, તેમની અને મી. સ્મૉલેટની મારી સાથે ઓળખાણ કરાવવામાં આવી. આ ગામમાં કાપડ રંગવાનાં કેટલાંક કારખાનાં છે અને ગ્લાસગો માંહેલાં કાપડ વણવાનાં કારખાનાંઓ સાથ તેમનો વેહેવાર ચાલે છે. આગગાડીમાં બેસતાં વાર અમે થોડુંક ટાઢું ભોજન જમ્યાં.

અહિંથી નિકળેલી અમારી ગાડી સ્ટર્લિંગ શેહેર આગળ થોભી, જયાં સંખ્યાબંધ લોક ભેગાં મળ્યાં હતાં અને જયાંનાં સ્ટેશન ઉપર સુંદર સણગાર કરેલો હતો. એ વેળા સંધ્યાકાળનો રળિઆમણો વખત હતો, આકાશનો રંગ પણ સુંદર દિસ્તો હતો, અને ચોમેરની ખુદરતી રચના ઘણી શોભાયમાન બની રહી હતી. અમે થોડુંક આગળ વધ્યાં કે અંધારૂં થયું. પર્થ શેહેર આગળ અને પછી ડનના પુલ આગળ અમારી ગાડી

થોભી, જ્યારે જેન ચર્ચિલ અમારી ગાડીમાં આવી અને અમે ચાહ પીધી, ત્યાર બાદ વળી ઍબર્ડિન આગળ અમે થોભ્યાં જે વેળા જોરમાં વરસાદ પડતો હતો. ચારમાં વીસ મિનિટ ઓછીએ અમે બૅલલેટરનાં સ્ટેશનપર ઉતર્યા, અને ત્યાંથી અમારી ઘરની ગાડીઓમાં બેસી બાલમોરલ આવ્યાં ત્યારે અગીયારમાં વીસ મિનિટ ઓછી હતી.

# પાહાડી લોકનો પ્રેતસંસ્કાર.

## અકટોબર ૧૮૭૫.

ગુરૂવાર, ૨૧મી અકટોબર ૧૮૭૫.

આજે બ્રાઉનના બાપની* પાયદસ્ત કાઢવાનો દિવસ હતો ત્યારે રોજનાં કરતાં વધારે વરસાદ પડતો જોઇ અમને બહુ ખેદ થયો. આજ નવ દિવસ થયા વરસાદ લાગ્યો છે અને હજી પણ તે ઉંઘડી જવાની મુદ્દલ આશા આપતો નથી. એટલા દિવસનો ચાલુ વરસાદ કોઇ દહાડે સાંભળવામાં પણ આવ્યો નથી! નાસ્તાની થોડી વાર અગાઉ બ્રાઉન મને મળ્યો હતો. તે દલગીર અને ઉદાશ દિસ્તો હતો અને મિક્રાસ જવાની તૈયારી કરતો હતો. બારમાંવીસ મિનિટ ઓછી હતી તેમ હું પણ બીએટ્રિસ અને જેની એલીને લઇ મારી ગાડીમાં બેસી મિક્રાસ ગઇ. ત્યાં અમને ડૉકટર રૉબર્ટસન મળ્યા. મરનારનાં ઘર આગળ ઘણાંક લોક એકઠાં થયલાં હતાં; બ્રાઉને મને પછવાડેથી કહેવા પ્રમાણે એકસોથી વધારે માણસ હશે. મારા બધા અરણ્યરક્ષકો, મિચલ, (લુહાર) સાઇમન, ગ્રૅન્ટ, બ્રાઉનના પાંચ કાકાઓ, લીઝ, થૉમસન, (પોરટ

* નદીને પેલે પાર એબર્ગેલ્ડીની સાંમે મિક્રાસ નામે એક ગામડું છે ત્યાં ગઇ તા૦ ૧૮મીએ છઆશી વર્ષની વયે તે મરણ પામ્યો હતો.

માસ્ટર) મિક્રાસની પાસેનાં ગામમાંથી આવેલાં કેટલાંક લોક, તથા એબરરડરથી આવેલાં કેટલાંક લોક, અમારાં માણસો વગેરે ત્યાં હાજર હતાં. બ્રાઉન અને તેના ચાર ભાઈઓ અમને રસોડાંમાં તેડી ગયા જ્યાં બિચારી પ્રિય મિસિસ બ્રાઉન અગ્નની પાસે બેઠી હતી. તે ઘણી દુઃખી દિસ્તી હતી પણ તેના ચેહેરાપર શાન્તિ હતી અને તેનો ટેક જેવો ને તેવોજ હતો. મિસિસ વિલ્યમ બ્રાઉન તેમજ તેમની એક ઘરડી સગી અને તેની દીકરી એ ત્રણે ઘણી માયાથી તેને સહાય થતાં હતાં. ઑનરેબલ એમ. વેસ્ટ, મી. સાહલ, ડૉકટરો માર્શલ અને પ્રૅાફિટ, મી. બેગ અને ડાકટર રૉબર્ટસન ત્યાં પછવાડેથી આવ્યા, બ્રાઉને પોતાના ભાઈઓને તથા બીજાઓને રસોડાંમાંથી બહાર મોકળ્યા અને તેઓ સર્વ. એક બીજા નાના ઓરડામાં જઈ ઉભા, જ્યાં લાસને પેટીમાં બંધ કરી મુકી હતી. આ તરફનાં અસલી ઘરો ઘણું કરી એકજ ઢબે બાંધેલાં હોય છે. તેમનાં રસોડાં અને બેસવાના ઓરડાની વચ્ચે એક ચાલ હોય છે અને તેની સાંમે ઘરમાંથી બહાર નિકળવાનું એક બારણું હોય છે, જે શિવાય કોઈ બીજે રસ્તે ઘરમાંથી બહાર જવાતું નથી. ત્યાર પછી ધર્મગુરૂ મી કૅમ્બેલ ચાલમાં બારણાં આગળ પ્રાર્થણા કરવા ઉભા, અને બીજાં સંધાં તેમની પછવાડે ઘરની બહાર ઉભાં રહ્યાં. પ્રાર્થણા જેવી સરૂ થઈ તેવી બિચારી ઘરડી મિસિસ બ્રાઉન ઉઠીને મારી પાસે આવી ઉભી. તે બાપડીને પ્રાર્થણા તો સંભળાતી હતી પણ અફસોસ! તે કાંઈ જોઈ શકતી ન હતી, અને જેટલો વખત મી. કૅમ્બેલની ઘણી

અસરકારક ભક્તિ ચાલી તેટલો વખત તે બિચારી એક ખુરસીને અઢેલી ઉભી રહી. સઘળી ક્રિયા પુરી થવા બાદ બ્રાઉને આવી તેને અરજ કીધી જે લાસને બહાર લઇ જવામાં આવે તેટલાં તેણે માંહેલા ઓરડામાં જઇ બેસવું. મરનારના દીકરાઓએ પેટી ઉંચકી ગાડીમાં મુકી તે જોવા બીજાં લોક ભેગાં અમે પણ બારણાં આગળ ગયાં, જે પછી અમારી ગાડીમાં બેસી થોડે છેટે એક નાનો ટેકરો હતો તે ઉપર જઇ ત્યાંથી એ શોકકારક સરઘસને ચાલી જતું જોયું. એ સરઘસમાં મરનારના બીજા દીકરાઓ ભલા બ્રાઉનની પાસે ચાલતા હતા તેથી મને તેઓ દૂરથી ઓળખાઇ આવ્યા. સરઘસ મધે અમારા રસાલાના ગૃહસ્થોજ માત્ર ગાડીમાં હતા બાકીના બધા ચાલતા હતા. સારાં ભાગ્યે એ વખતે વરસાદ ઉઘડ્યો હતો. હું પાછી મિસિસ બ્રાઉનને ઘર ગઇ અને તેને દિલાસો દેવાનો તથા ધીરજ રાખવા સમજાવવાનો મેં યત્ન કર્યો, તથા શોકનાં કપડાં સાથે પેહેરવાનો એક બ્રુચ તેને ભેટ આપ્યો, જેમાં તેના મરનાર પતિના ગઇ કાલેજ કાપી લીધેલા થોડાક વાળ મેળેલા હતા. તેના દરેક દીકરાને પણ હું એકેક લૉકેટ આપવા ધારૂં છું.

મરનારની લાસને ગાડીમાં મુકી તે વેળા તે બિચારી ડોસી ઘણાં ડસકાં ખાઇ રડતી હતી.

આ દેશમાં ચાલતા રેવાજ પ્રમાણે અમારી આગળ વ્હિસ્કી અને પનીર તથા પાણી મેળવામાં આવ્યું, જેમાંથી થોડુંક મોંમાં નાખી હું ઘર જવા ઉઠી. છુટી પડતાં મેં તે ગરીબ ઘરડી સ્ત્રીને સમજાવી જે હવે તેણે હિંમત પકડવી

જોઇએ કેમજે તેઓ બન્ને એકમેકથી હંમેશને માટે નહીં પણ માત્ર થોડાજ સમયને માટે વિખૂટાં પડયાં હતાં. અમે વેહેલાં ગાડી દોડાવી ઘરમાં આવ્યાં અને ત્યાંથી મેં લાસની પેટીને ગાડીમાંથી કાઢી દેવળના ચોકમાં લઇ જતાં દિઠી, અને પછી ચસમાં વડે તો હું તેને જમીનમાં મુકાતી પણ જોઇ શકી. હું દેવળમાં જઇ શકી નહીં તે માટે દલગીર છું.

બે વાગ્યા અગાઉ ભલો બ્રાઉન મને મળ્યો તેના કહેવા પ્રમાણે સઘળો પ્રેતસંસ્કાર મનમાનતી રીતે પાર ઉતર્યો હતો; પણ તે ઘણો ઉદાશ દિસ્તો હતો. તેને પાછું મિદ્રાસ જવાનું હતું કેમજે તેને ઘર તેનાં સર્વ સગાંઓને આજ ચાહ પીવા નોતર્યાં હતાં. એ સર્વ કરવું પડે છે તેથી તે બિચારી ઘરડી વિધવાને તો ઘણું દુઃખ લાગેછે પણ તેમને એ રસમ પ્રમાણે ચાલવુંજ પડે છે." કાલે સવારે પણ તે બિચારીએ સર્વ પાડોસીઓને તેમની સ્ત્રીઓ સહિત ચાહ પીવા નોતર્યાં હતાં. સર્વ જાણ એ લોક ઉપર મમતા રાખે છે અને એમનાં દુઃખમાં ભાગ લીએ છે. આજ સંખ્યાબંધ લોકે મરનારની પાયદસ્તે જઇ તેને તથા તેનાં સઘળાં કુટંબને જે માન આપ્યું તેથી બ્રાઉનને ઘણો સંતોષ મળ્યો છે.

# એડિનબરો શેહેરમાં પ્રિન્સ કૉનસર્ટનું બાવલું ખુલ્લું મુકવાની ક્રિયા.—૧૮૭૬.

હોલિરૂડ,

૧૭મી ઑગસ્ટ ૧૮૭૬

આજ મારાં વ્હાલાં માતાજીનો જન્મ દિવસ છે.

પોતાના એબર્ગેલ્ડીના મેહેલમાં જતાં અને આવતાં કેટલી વાર તેઓ અહિં એડિનબરોમાં આવતાં અને તે તેમને કેવું ગમતું હતું !

કાલે સવારે આઠ વાગે અમે આ હોલિરૂડના મેહેલમાં આવ્યાં. આખી રાત મને સારી ઉંઘ આવી હતી. આજ કમભાગ્યે હવામાં ધુમસ ઘણો હતો અને થોડોક વરસાદ પણ પડયો હતો. આંઘેનું તો કશુંએ સ્પષ્ટ દિસ્તું ન હતું. પ્રિય આર્થર* અમારી સાથે નાસ્તો કરવા મેહેલમાં આવ્યો (તે હંમેશ અમને લશ્કરી પોષાકમાંજ મળવા આવે છે). આર્થર્સ સીટ ટેકરીની સાંમે અહિંનાં દેવળની આગળ પડદાઓ વગેરે ગોઠવી ખુલ્લી હવામાં બેસવાની એક જગ્યા કીધી છે ત્યાં અગીચાર વાગે જઇ એક

* એ વેળા તે ૭મી હુઝાર નામની ઘોડેસ્વાર પલટનનો મેજર હતો અને એડિનબરો શેહેરની પાસે પીઅર્સ હિલ્સ બૅરેકસમાં તે પલટન જોડે રહેતો હતો.

છત્રીના છાંયડા હેઠલ બેસી, મેં સાડા બાર વાગ્યા સુધી લખ્યું અને દસ્તાવેજો પર સહી કીધી. એ વેળા બ્રાઉન સહી સુકવવામાં મને મદદ કરતો ઉભો હતો.

એ પછી ગઇ કાલે અમે અહિં આવ્યાં ત્યારે અમને આવકાર વગેરે કેવો મળ્યો તેનો એક ઘણો સરસ હેવાલ અહિંનાં એક વર્તમાન પત્રમાં છપાયો છે, તે મેં વાંચ્યો. વખત જતાં દિવસનો બહાર ખીલતો ગયો. લન્ડનમાં કોઇ મોટો બનાવ બનવાનો હોય છે તે દહાડે જેમ ટોળાંબંધ લોકો શેહેરમાં આવે છે, વાજંત્રો વાગે છે, અને લશ્કરો કુચ કરી જાય છે તેમ આજે અહિં પણ થતું હતું.

મારા પરમપ્રિય આલબર્ટે જાહેરમાં જે છેલ્લો દેખાવ દીધો હતો તે અહિં એડિનબરોમાંજ, મારાં સર્વ સુખનો અંત આવવાની છ અઠવાડીયાં અગાઉ, એટલે તા૦ ૨૩મી અકટોબર ૧૮૬૧ને દિને દીધો હતો, જયારે તેઓ અહિંની નવી પોસ્ટ ઑફીસની ઇમારતનો પાયો નાખવા ગયા હતા અને મેં આ મેહેલની બારીએથી તેમને બાદશાહી લેબાસમાં, લન્ડનથી આણેલી ખાસ ગાડીમાં બેસી તે ક્રિયા કરવા શિધારતા જોયા હતા. અમારાં છોકરાં પણ તેમની સાથે તે ક્રિયા જોવાં ગયાં હતાં. વળી આજ શેહેરમાં મારાં માતાજીએ પણ છેલ્લો જાહેરમાં દેખાવ દીધો હતો—જયારે તેઓ મારી સાથે ૧૮૬૦માં વૉલનટીઅરોની કવાએત લેવા આવ્યાં હતાં. આખાં વીસ વર્ષમાં તે દહાડે પેહેલીજ વાર તેઓ મારી સંગાથે જાહેરમાં બહાર નિકળ્યાં હતાં.

વ્હાલો આર્થર આજ બપોરે અમારી સાથે જમવા આવી શક્યો નહીં, કેમજે તે લશ્કરી કામમાં રોકાયલો હતો. સાડા ત્રણ વાગે અમે ત્રણ ગાડીઓમાં બેસી મેહેલમાંથી નિકળ્યાં. ત્રીજી ગાડીમાં બીએટ્રિસ, લીઓપોલ્ડ તથા હું હતાં, અને તેની પાછવાડેની બેઠક ઉપર બ્રાઉન અને કૉલિન્સ ભર લેબાસમાં બેઠા હતા. લીઓપોલ્ડે અહિંના પાહાડી લોકનો પોષાક પેહેર્યો હતો. વ્હાલો આર્થર ૭મી હુઝાર પલટનની જે ટુકડી અમારી ગાડી સાથ હતી તેના સરદાર દાખલ અમારી ગાડીની પાસે પોતાનો ઘોડો ચલાવતો હતો.

અર્બ હિલ, રિજન્ટ રોડ અને પ્રિન્સીઝ સ્ટ્રીટ વટાવીને અમે સેંટ ઍન્ડ્રુ સ્કવૅરમાં ગયાં અને ત્યાંથી જીઑર્જ સ્ટ્રીટમાંથી થઇ શારલટ સ્કવેરમાં ગયાં. લોકની અતિ મોટી ભીડ હતી; કૅલટન ટેકરી ઉપર અને સઘળા ઉંચા મિનારાઓની ચોપાસ તથા ઉપર લોકનાં મોટાં ટોળાં ઉભેલાં હતાં. મોહોલ્લાઓમાં અને ઘરોપર ઘણો સારો સણગાર કરેલો હતો. પ્રિન્સીઝ સ્ટ્રીટ અને સેંટ ઍન્ડ્રુ સ્ટ્રીટને નાકે લાંબી કાઠીઓપર વાવટા ઉડતા કીધા હતા. સેંટ ઍન્ડ્રુ સ્કવૅરમાં પણ ઘણો સુંદર સણગાર કરેલો હતો અને ત્યાં ઠેકાણે ઠેકાણે જે લેખો લખેલા હતા તે ઘણા અસરકારક અને આ પ્રસંગને અનૂસરતા હતા. આજે પુરતો ઉંઘાડ હતો અને જોકે આકાશ ઉપર વાદળનો ઘેરો હતો તોપણ ગઇ કાલના જેવો તાપ તપતો ન હતો, હવા ભારી થયલી હતી, અને છેટેનું કાંઇ સ્પષ્ટ દિસ્તું ન હતું. આખે રસ્તે સંખ્યાબંધ લોક એકઠાં મળ્યાં હતાં અને તેઓ

ઘણી દિલસોજીથી અને ઉમળકાથી અમને આવકાર દેતાં હતાં, પણ શારલટ સ્કવૅરમાં તો ઘણીજ ભારે ગીરદી હતી. ત્યાં ડ્યુક ઑફ બકલુ અમારો આદરસત્કાર કરવા ઉભા હતા, અને રૉયલ આરચર્સની એક ટુકડી હાજર હતી.

એક સારી રીતે આરાસ્તે કરેલા ઉંચા તખ્તા ઉપર અમે ચઢયાં અને બીએટ્રિસ તથા લીઓપોલ્ડ જેઓ મારાથી સેજ પાછળ ઉભાં હતાં તેમની વચ્ચે હું ઉભી રહી. પ્રિય આર્થર પોતાના ઓધ્ધાની ફરજ એટલી સમજતો હતો જે તે ઘોડા ઉપરથી ઉતરી આવી મારી પાસે તખ્તા ઉપર ઉભો રહ્યો નહીં પણ પોતાની સરદારી હેઠળની ટુકડીની સાથે મારી ગાડીની આગળ બહારજ ઉભો રહ્યો. બીએટ્રિસ અને લીઓ-પોલ્ડની પછવાડે અમારા રસાલાની બાનુંઓ તથા ગૃહસ્થો ઉભાં હતાં, અને કમિટીનાં ગૃહસ્થો, જેમના ડ્યુક ઑફ બકલુ પ્રમુખ હતા, તેઓ નીચે ઉભા હતા. એક મોટી જગ્યા જેને કઠેરા ભરી ઘેરી લીધેલી હતી, તે બધી લોકોથી ચીકાર ભરાઇ ગઇ હતી, જેઓમાં શેહેરનાં કેટલાંક તવંગર અને જાણીતાં માણસો પણ હતાં જેવાં કે એથલનાં ડચેસ અને રૉક્સબર્ગનાં ડચેસ, ડૉવેજર લેડી રૂથવન, સર થૉમસ બિડલ્ફ, વગેરે. અમારી દાસીઓ પણ ત્યાં હતી પણ તેઓ મારા દિઠામાં આવી નહીં.

ક્રિયાની સરૂઆતમાં ધર્મગુરૂ ડૉકટર મિલિગને એક ટુંક પ્રાર્થણા કરી જે સાંભળવામાં લોકની ભારે ગડબડને લીધે અમને જરા ખલલ થઇ. પછી મારા પરમપ્રિય આલબર્ટના

ગીત જે એક રાજગીતને મળતું છે તે, પ્રોફેસર એચ. ઓકલી, ડૉકટર ઑફ મ્યુઝિક, જેઓ એડિનબરોની પાઠશાળામાં ગાયનકળાના પ્રોફેસર છે, તેઓએ ૭૯મી પલટનનાં વાજંત્રો ના સરોદ ઉપર ગાયનકારોની એક ટોળી પાસે ગવાડયું. પછી ડયુક ઑફ બકલુએ કમિટીના ગૃહસ્થોને મારી આગળ રજુ કર્યા જેઓમાં તેઓ પોતે (પ્રમુખ) અને બીજા નીચલા ગૃહસ્થો હતા;—સર જે. મૅકનીલ જી. સી. બી., સર વિલ્યમ ગિબ્સન ક્રેગ, સર ડૅનીઅલ મૅકની, ડૉકટર લાયન પ્લેફેઅર, અને મી. વિલ્યમ વોકર. ત્યાર બાદ ડયુક ઑફ બકલુએ એક સુભાષિત માનપત્ર વાંચ્યું જેમાં તેઓ મારાં પ્રિય પતિ વિષે તેમજ મારાં વ્હાલાં માતાજી વિષે પણ બોલ્યા. એ માનપત્રનો એક ઘટતો ઉત્તર મેં વાંચી સંભળાવ્યો.

એ પછી મી. ફ્રાસી બાવલું ખુલ્લું મુકવાની મારી ઇચ્છા મારી તરફથી જાહેર કીધા ઉપરથી કાંઇ પણ અડચણ વિના ઘણીજ સમાધાનીથી તે ઉઘાડવામાં આવ્યું. એ બાવલું ઘોડેસ્વાર છે અને તેના સ્તંભપદને ખુણે ખુણે જે નકશીકામ છે તેથી એ સ્મરણ સ્તંભ ઘણો શોભે છે. બાવલું ઉઘડયું ત્યારે વાજંત્રોએ કોબર્ગ માર્ચ* નામનો રાગ વગાડયો જે સરોદ

* એ રાગ હંમેશ વ્હાલા આલબર્ટને માટે વગાડવામાં આવતો હતો. પ્રથમ તો અમારા મોટા કાકા ફીલ્ડ-માર્શલ પ્રિન્સ ફ્રાંનસીસ જોસીઆસ ઑફ સેકસ-કોબર્ગ-સાલફેલ્ડને માટે તે રચાયો હતો.

સાંભળતાં હંમેશ ઘણીક મીઠી અને વ્હાલી યાદો મારાં મનમાં તાજી થાય છે.

એ પછી મી. સ્ટીલ, જેઓએ આ બાવલું બનાવ્યું છે તેમને મારી આગળ રજુ કરવામાં આવ્યા. ત્યાર બાદ વળી એક બીજું ગાયણ ગાવામાં આવ્યું, જે ઘણું અસરકારક હતું અને જેનો રાગ ઘણો સુંદર હતો. તે પ્રોફેસર ઓકલીએ રાગમાં ઉતારેલું છે. એ ગૃહસ્થ રાગ વિદ્યામાં નવાઇ જેવી કુશળતા ધરાવેછે તથા ઑર્ગન ઉપર અતિ સુંદર રાગો વગાડે છે. એ પછી અમે અમારા રસાલા સહિત કમિટીના ગૃહસ્થો અને મી. સ્ટીલ સાથે બાવલાંની ચોમેર ફરી તેના સ્તંભપદ ઉપરનુ નકશીકામ વગેરે તપાસી જોયું. જે ત્રણ શિલ્પ સાસ્ત્રીઓએ એ નકશીકામ કોતર્યું છે તેમને પણ મારી આગળ રજુ કરવામાં આવ્યા. સંધી ક્રિયા પુરી થવા પછી સાઉથ શારલટ સ્ટ્રીટ અને પ્રિનસીઝ સ્ટ્રીટને માર્ગે અમે ઘર આવ્યાં. અમે ત્યાંથી નિકળ્યાં ત્યારે ચોમનરી પલટનના તેમજ હુઝારસ પલટનના કેટલાક ઘોડાઓ ચોંકયા અને મસ્તી કરી ફરી જઇ અમારા ઘોડાઓનાં આંગપર ધસી આવવા લાગ્યા, અને તેમાંનો એક તો અમારા ઘોડાઓની વચ્ચે આવી ગયો જેથી એક અકસ્માત થતો સેહેજમાં બચી ગયો. અમે ઘરમાં આવ્યાં ત્યારે પાંચમાં દસ મિનિટ કમ હતી.

. માંહે જવા પછી આર્થરને* તેનાં લશ્કર સહિત સ્વારી કરી

* આર્થરની સાથે લેફ્ટનન્ટ કર્નલ પીકર્ડ આર. એચ. એ. હતા. ૧૮૬૭થી તેઓ આર્થરની સાથેજ હતા. મારી નોકરીમાં

જતો જોવા હું થોડી વાર બારી આગળ ઉભી રહી. ત્યાર બાદ મેં મી. સ્ટીલને નાઇટનો ખેતાબ બક્ષવાની ક્રિયા કીધી, જેથી તેઓ ઘણા રાજી થયા. હવે તેમના લાંબા વાળ ઉજળા બની ગયા છે—અને ખરેખર તેઓ એક મમતાળુ અને ભલા માણસ છે. મેં પ્રોફેસર ઓકલીને પણ નાઇટનો ખેતાબ અર્પણ કર્યો; તેઓને સ્વિટઝરલેન્ડમાં એક ભયંકાર અકસ્માત થયો હતો તેની અસરથી તેઓ હજી લંગડાય છે. માતા તરફથી તેઓ મેરેનાં ખાનદાનના છે.

આજ મેં એક મોટી મિજલસ ખાનાંપર નોતરી હતી તેમની સાથે મેહેલનાં અસલી દિવાનખાનામાં મેં ભોજન કર્યું. મારા પ્રિય આલબર્ટ હતા ત્યારે ૧૮૬૧માં હું એ ઓરડામાં જમી હતી ત્યાર પછીની આ પેહેલીજ વાર હું ત્યાં જમી. આર્થરે મને લઇ જઇ ટેબલ આગળ બેસાડી અને પોતે મારી પાસે બેઠો. એ ખાનાં ઉપર—લીઓપોલ્ડ, બીએટ્રિસ, અમારા રસાલાનાં સર્વ બાનુઓ અને ગૃહસ્થો, ડ્યુક ઑફ બકલુ, (જેઓ મારી પાસે

તેઓ ૧૮૭૮ના જાન્યુઆરી માસની પેહેલી તારીખથી ગ્રુમ ઇન વેટીંગના ઓધા ઉપર રહ્યા હતા અને તેજ વર્ષના અકટોબર માસમાં અસિસટન્ટ પ્રિવી પર્સ અને અસિસટન્ટ પ્રાઇવેટ સેક્રેટરીના ઓધા ઉપર ચઢયા હતા. તેઓ આપણનું મન હરી લે એવા, અને ઘણા મળતાવડા સ્વભાવના ગૃહસ્થ હતા, અને આર્થરની તથા મારી સેવા ઘણી મમતાથી બજાવતા હતા. તેઓ ખઇના રોગથી ૧૮૮૦ના માર્ચ માસની પેહેલી તારીખે મરણ પાંમ્યા જેથી અમે તેમજ તેમની ઓળખાણનાં સંધાં ઘણાં દલગીર થવાં.

બેઠા હતા) લેડી મેરી સ્કોટ, લૉર્ડ લોથીઅન (ડયુકના જમાઇ) લૉર્ડ ડાલકીથ, જવાન લૉર્ડ એલજીન, લૉર્ડ રોઝબેરી, ડાવેજર લેડી ડનમૉઅર અને લેડી એદીન મરે, લૉર્ડ અને લેડી ઍલફિનસ્ટન, સર જૉન અને લેડી એમા મૅકનીલ, મી. ક્રૉસ, ધી ઑનરેબલ બી. પ્રિમરોઝ, મેજર જનરલ જે. એન, સ્ટુઅર્ટ, અને કર્નલ હેલ (વ્હાલા આર્થરની પલટનના કર્નલ) એટલાં હતાં. જમી હુઝાર્સનાં વાંજાએ, ખાનું ચાલ્યું તેટલી વાર સુંદર સરોદો વગાડયા અને પછી મીઠાઇ મેવા જમ્યાં તેટલી વાર રૉસે વાંસળી વગાડી. બ્રાઉન મારી સેવામાં ઉભો હતો.*

સંધાં આજે હર્ષમાં હતાં અને આજનો દિવસ સફળ થયો તે વિષે વાત કરતાં હતાં. મી. ક્રૉસ પણ બહુ આનંદ પામ્યા હતા. જમી રહી થોડી વાર દિવાનખાનામાં સર્વ સાથ વાતચીત કર્યા પછી હું માળાપર ગઇ અને બાણ ઉડતા હતા તે જોવા બારી આગળ બીઍટ્રિસની સાથે જઇ ઉભી. આજ મોહોલ્લાઓમાં અને આગગાડી ઉપર ભારી ગડબડ મચી રહી હતી.

* તેની અતિ વ્હાલી માતા પંદર દિવસ ઉપર મરણ પામી હતી તેથી તેને આવી ખુશાલીની મિજલસમાં સામેલ થવું ભારી તો પડયું હશે, પણ તે આપસ્વાર્થ તરફ જોઇ કદી પણ પોતાની ફરજ બજાવવામાં પછાત પડતો નથી.

# રૅાયલ સ્કૅાટસ પલટનને નવા વાવટા ભેટ આપવાની ક્રિયા.

સપટેમ્બર ૧૮૭૯.

બાલમોરલ,

૨૬મી સપટેમ્બર ૧૮૭૯.

આજ અમે રોજનાં કરતાં સકારેથી બપોરનું ભોજન કરી લીધું. વરસાદનું જોર સવારનાં કરતાં ઓછું હતું અને તે ઉઘડી જશે એવું લાગતું હતું. ત્રણ વાગે અમે ઘરથી નિકળ્યાં. અમારા સંગમાંની બાનુઓ અને ગૃહસ્થો આગળથી ગાડીઓમાં બેસી બૅલલેટર ગયાં હતાં, તેમજ અમારા નોકરો વગેરે માંથી પણ ઘણાં જણ અગાઉથી ત્યાં ગયાં હતાં. અહિંનાં લોકને એ ક્રિયાની ઘણી નવાઇ લાગે છે. વિલ્યમ બ્રાઉન સાથ તેની સ્ત્રી-જે કેહેતી હતી કે એટલાં બધાં લશ્કરી માણસોને એકઠા થયલા તેણે કોઇ વેળા દિઠા ન હતા માટે તેને પણ જવા ગમતું હતું-તે ગઈ, અને હ્યુ બ્રાઉન પણ પોતાની સ્ત્રીને ત્યાં લઈ ગયો. મિસિસ પ્રૅાફીટ* પણ છોકરાંઓને લઇ ત્યાં ગઇ હતી. ઍલિસ, બીએટ્રિસ અને આર્થર મારી સાથે હતાં. અમે એક બંધ ગાડીમાં બેઠાં હતાં જે બૅલલેટરની નજદીક-

* બાલમોરલના મારા કારભારીની સ્ત્રી.

માં જઇને ખુલ્લી કીધી. ત્યાંથી રેલવેની સડકની ડાબી મેરનાં એક વનમાંથી અમે રસ્તો લીધો જે શેહેરમાં જવું પડે નહીં. અમારી ગાડીની અગાડી મદદનીશ કવૉર્ટર માસ્ટર જનરલ કૅપટન ચાર્લસ ફ્રિપ્સ ચાલતા હતા. જે ખુલ્લાં મેદાનમાં એ ક્રિયા થનાર હતી ત્યાં થોડીવારમાં અમે જઇ પહોંચ્યાં. તે ઘણાં સારાં સ્થળ ઉપર ટેકરીઓની વચ્ચે આવેલું છે, અને ત્યાં ઘણી સુંદર રચના થઈ રહી હતી અને ઘણાંક લોક એકઠાં થયલાં હતાં. કેહે છે કે બેથી ત્રણ હજાર માણસ ત્યાં હશે. પણ તેમાંનો કોઇ તમાસગીર લશ્કરી પોષાકમાં હતો નહીં. અલિક્સ ત્યાં આવેલી હતી તે પોતાની ગાડીમાંજ બેસી રહી, અને બર્ટી તથા છોકરાઓ (હાયલૅન્ડ પોષાકમાં) તેમજ પ્રિન્સ જૉન ઑફ ગ્લકસબર્ગ* તથા આર્થર (જે પણ હાયલૅન્ડ પોષાકમાં હતો) સર્વ મારી ગાડીની આગળ આવી ઉભા રહ્યા. સરેસ્તાની તોપોની સલામતી અપાઇ રહેવા બાદ પલટન, પોતાની રીત પ્રમાણે વાવટા લઇ મારી આગળથી પસાર થઇ અને વાજંત્રોના સરોદા સાથ જુદી જુદી કવાએતો કરવામાં આવી. હું જન્મી તે વેળા મારા પિતા એ પલટનના કર્નલ હતા માટે મને "એક શિપાઇનું ફરજંદ ગણી લશ્કરી વાજાંએ મારા માનને ખાતર, બીજા રાગો ભેગો "ફિલ ડુ રેજીમેન્ટ†," એ રાગ પણ વગાડયો, જે સર્વ મને ઘણું ઠીક લાગ્યું. પછી એ પલટનનાં પડઘમોને એકમેક ઉપર

* પ્રિન્સેસ ઑફ વેલ્સના કાકા.

† પલટનની દીકરી. ભા. ક.

ગોઠવ્યાં અને બૅલશેટરના ધર્મગુરૂ મી. મિડલટને એક પ્રાર્થના કરવા બાદ નવા વાવટા મારી આગળ મુકવામાં આવ્યા. એ વાવટા, બે સબ-લફટનન્ટ આવી મારી આગળ ગુઠણ મરડી બેઠા તેમને નીચલા બોલો બોલી મેં સ્વાધીન કીધા.

"આ વાવટા તમને સોંફતી વેળા તમને યાદ આપતાં મને ઘણો આનંદ પ્રાપ્ત થાય છે જે હું બાળપણથીજ તમારી પલટન સાથ સંબંધ ધરાઉં છું, કેમજે મારા પ્રિય પિતા તમારા કર્નલ હતા. તેઓ પોતાની લશ્કરી નોકરીને માટે ઘણું માન ધરાવતા હતા અને મને કેહેતા હતા જે મારે હંમેશ પોતાને એક લડવૈયાની દીકરીજ સમજવી. મારા એક દીકરાએ પોતાની જીંદગી લશ્કરી નોકરીને અર્પણ કરી છે તે વાતથી મને ઘણો હર્ષ પેદા થાય છે, અને મેંને પક્કો ભરૂશો છે જે તે એક બ્રિટિશ શિપાઇનાં નામને જેબ આપશે. હું હવડાં તમને આ ઝુંડાઓ સોંફતી વેળા પુર ખાતરી રાખુ છું જે તમે તમારી રૉયલ સ્કૉટસ પલટન જે મારાં પેદલ લશ્કરમાંની પેહેલી પલટન છે તેની કિર્તિ અને આબરૂ સદા જાળવી રાખશો."

એના જવાબમાં કર્નલ મૅગ્વાયર થોડાક ઘટતા સબ્દો બોલ્યા બાદ જુના ઝુંડા મારી પાસે લાવી તે કબુલ રાખવાની મને વિનંતી કરવામાં આવી, જે તેમની અરજ પ્રમાણે કબુલ રાખતાં હું બોલી—"આ પલટનની અને તેના કર્નલની યાદગારી દાખલ હું એ વાવટાઓને વિંડઝર લઇ જઇ ત્યાં જા-

ળવી રાખીશ." ત્યાર પછી આખી પલટન અમારી આગળથી કુચ કરી ગઇ ( તેમાંના સઘા શિપાઇઓ સારા કદાવર છે ), અને તોપોની સલામતી અમને આપ્યા બાદ તેઓએ ત્રણ વાર મારે માટે હુર્રેના પોકારો કર્યા. ૭૯મી પલટન જે પણ ત્યાં હાજર હતી તેના સ્વાધીનમાં જુના ઝુંડા આપી અમે તરતજ ત્યાંથી ઉપડી ગયાં.

આ ક્રિયા થઇ તેટલો બધો વખત વરસાદ તો વરસ્યાજ કરતો હતો, તેમાં પ્રાર્થણા સરૂ થઇ ત્યારથી તો તે ઘણો વધ્યો હતો. તોએ અમે ગાડી ખુલ્લી રાખી સાડા પાંચ વાગે ઘર આવ્યાં.

ઉપલું ભાષણ કરતી વેળા મને ઘણો ગભરાટ લાગ્યો હતો.

# મારી સરોવર તરફ પર્યટણ.

## ૧૨મીથી ૧૮મી સપટેમ્બર ૧૮૭૭.

બુધવાર, ૧૨મી સપટેમ્બર, ૧૮૭૭.

આજ સૂર્યનો પ્રકાશ ન હતો અને પવન પડેલો હતો. મેં રાત્ર ઠીક ગુજારી ન હતી. હું સવા આઠ વાગે ઉઠી અને પોણા નવે મેં નાસ્તો કીધો. (અમારો બધો ભારી સામન આગમજથી મોકળી દેવાનો હતો તેથી બ્રાઉનની મદદ લઇ ગએ સોમવારની સહવારથીજ મેં મારાં કાગળ્યાં વગેરે ગોઠવી રાખ્યાં હતાં.) સવા નવ વાગે બીએટ્રિસ તથા ડચેસ ઑફ રૉકસબર્ગ સાથે ડનકેલ્ડ જવા બાલમોરલથી હું નિકળી. લીઓપોલ્ડ દસ વાગે ઉપડવાનો હતો. 'અમારી ગાડીની પછવાડેની બેઠક ઉપર બ્રાઉન બેઠો હતો. હવે તેનો પગ ઘણો સાજો થયો છે તોપણ તે તદન આરોગ્ય દિસ્તો નથી. થોડી વારમાં વરસાદ પડવા માંડયો અને અમે બૅલલેટર જઇ આગગાડીમાં બેઠાં ત્યાં સૂધી તે જારી રહ્યો. અહિં જનરલ પૉનસૉનબી અને સર વિલ્યમ જેનર અમને મળ્યા.. અમારી શાથે નોકરોમાં વીલમોઅર, મૉર્ગન, કૅનન, ફ્રૅન્સી કલાર્ક (જેની સંભાળમાં લાડકો નોબલ હતો) અને એઅર, એટલા હતા. ઍની મૅકડૉનલ્ડ, ડૉલીસ, લૉકઉડ, સીમૅાર, (જે બીચારા ગૉર્ડનને બદલે રહ્યો છે), અને લીઝી સ્ટુઅર્ટ એટલાં માણસોને અમોએ અમારી અગાડી સોમવારેજ મોકળી દીધાં હતાં.

થોડી વારમાં વરસાદ ઉઘડયો અને હવા ઘણી સારી થઈ. અમે એબર્ડીન શેહેરમાંથી પસાર થયાં જે ઘણું શોભિતું દિસ્તું હતું, અને જયાંની એક કાલેજની ઇમારતને એક નવો મિનારો બાંધ્યો છે તે ઘણો વખાણવાજોગ લાગતો હતો. બારમાં ઓગણીસ મિનિટ કમ હતી તેમ અમે ડાઇસ જંકશન આગળ આવી પહોંચ્યાં. એ શેહેરની પાસેનાં ખેતરોમાં અનાજની કાપણી થઇ ચુકેલી અમને જણાઇ જે હંમેશાનાં કરતાં ઘણી વેહેલી થયલી ગણાય. ત્યાર બાદ બેનાકી ડુંગરની છેક પડોસમાંથી અમારી ગાડી પસાર થઈ. એ આખે રસ્તે સર્વ ઠેકાણે હીધરનાં ફુલ પૂર બહારમાં ઉગી નિકળેલાં હતાં. એક વાગે અમે ભોજન કર્યું ત્યારે લાડકા નોબલને અમારી આગળ લાવવામાં આવ્યો પણ તેણે અમને જરાએ કંટાળો આપ્યો નહીં. એક ને પચીસ મિનિટે ગાડી કીથનાં સ્ટેશનપર થોભી, જયાં ૧૮૭૨માં અમારી ગાડીનું એક બારણું જડ બેસી ગયું હતું તેથી તે ઉઘાડવા અમને રેલવે ઉપરનાં બે માણસોને ગાડીમાં લેવાં પડયાં હતાં. સ્ટેશન આગળ વૉલનટીઅર લશ્કર ભેગાં સંખ્યાબધ લોક અમારી રાહ જોતાં ઉભાં હતાં. કીથ આગળ અનાજનો પાક બિગડી ગયલો જોઇ અમે દલગીર થયાં, પરંતું એલજીન આગળ તે ઠીક હાલતમાં હતો. થોડુંક આગળ જવા પછી મૉરેની ખાડીને કાંઠે આવેલી ખરેજ સુંદર ટેકરીઓ અમને નજરે પડી. આ તરફ અતિ શોભાયમાન રચના બની રહી હતી. જમીનની માંહે આવેલો સમુદ્રનો ફાંટો સુંદર આસ્માંની રંગનો દિસ્તો હતો, ઉંચી

નીચી જમીન ઉપર અનાજનાં ખેતરો (જેમાં કાપણી ચાલતી હતી) પીળા રંગના અનાજથી ઝુમાઇ ગયલાં હતાં, અને જગે જગ વૃક્ષો અને વનો આવી રહેલાં હતાં. એક અસલી દેવળ, કિનલૉસ અબૅનું ખંડિયર, જમણા હાથપર મુકી આ-ગળ વધી બે ને અઢાર મિનિટે અમે ફૅારેઝ પહોંચ્યાં. ત્યાર પછી નેર્નનું ગાંમડું આવ્યું, જે ટેકરીઓની વચ્ચે નીચાણમાં આવેલું હોવાને લીધે ચિત્રસમાન દિસે છે. આ તરફનાં એક ઘરમાં બિચારી જેન ચર્ચિલની બેહેન સેસીલ્યા બ્રિંકમેન ઑાગસ્ટની ૧૬મી તારીખે મરણ પાંમી હતી, અને તેનેજ લીધે જેન આ વેળા અમારી સાથે આવી નથી. હીધરના રોપા અહિં ચલકતા બન્યા હતા અને સમુદ્ર જોકે તુફાની હતો તોપણ રંગે આસ્માની હોવાને લીધે સર્વ રચનાને તેથી શોભા મળતી હતી. આ તરફ પાક સારી હાલતમાં હતો. ત્રણને ત્રણ મિનિટે અમારી ગાડી ઇન્વરનેસમાંથી પસાર થઇ જયાં ઘણાંક લોક ભેગાં થયલાં હતાં, અને ચારમાં વીસ ઓછીએ અમે ડિંગ્વૉલ જઇ પહોંચ્યાં. એ ગામ, જે એક મનોહર સ્થળપર એક ગાલીમાં આવેલું છે, ત્યાંનાં સ્ટેશનપર થોડી વાર અમારી ગાડી થોભી. ત્યાં ઘણાંક લોક અમારી રાહ જોતાં ઉભાં હતાં.

એ સ્ટેશન પર સર કેનેથ અને લેડી મૅકેનઝી અમને મળ્યાં. તેમની સાથે તેમનાં ત્રણ છોકરાં—બે છોકરાઓ અને એક છોકરી—હતાં. સર કેનેથ જેઓ એક સારા દેખાવના અને સભ્યતા-વાળા ગૃહસ્થ છે તેઓએ આજ પહાડી લોકનો પોષાક પેહેર્યો હતો. આ ભાગમાં એમની બોહોળી મિલકતો છે અને આ

તરફનો સઘળો પ્રદેશ મૅકેનઝીના મુલકને નામે ઓળખાય છે. લેડી મૅકેનઝી લેડી ગ્રૅન્વિલનાં વડાં બેહેન થાય છે અને તેમને ઘણાંજ મળતાં આવે છે. થોડી વાર પછી અમે ચાહ પીધી જેથી અમારી થાક ઉતરી ગઇ અને અમને સારૂં લાગ્યું. ડિંગ્વાલથી ઉપડયા પછી અમારી ગાડીએ ડાબી તરફ વળાણ લીધી, અને ટેન તરફ જે મોટી સડક જાય છે તે ઉપરથી ન જતાં સ્ટ્રેથપેફર નામની પ્રખ્યાત ખીણ, જેમાં વનોની વચ્ચે અહિં તહિં ઘરો અને ઝુપડાં આવેલાં છે તેમાંથી થઇ, વળી એક બીજી રાની ગાલીમાં અમે પેઠાં, જે ટેકરીઓ અને ખડકોથી ભરેલી છે, અને જેમાં ઉગેલાં ઘાસ અને હીધરના રોપા વગેરેની વચ્ચે વચ્ચે મોટાં ઝાડો આવેલાં છે. આ વેળાએ જોકે અવાર નવાર વરસાદનાં ઝાપટાં પડયા કરતાં હતાં તોપણ તે ઉઘડી જતાં ત્યારે સૂર્ય પાછો પ્રકાશી નિકળતો.

એકનાશીન નામનું ગામડું જયાં માત્ર એક સ્ટેશન અને થોડાંક ઝુપડાં છે ત્યાં અમે પોણા પાંચ વાગે આગગાડીમાંથી ઉતર્યાં. અમે ત્રણે બાનુંઓ એક સોશીએબલમાં બેઠાં, અને અમારી સાથના બન્ને ગૃહસ્થો અને ત્રણ દાસીઓ વૅગનેટમાં બેસી અમારી પછવાડે આવ્યાં. બીજા ચાકરો વગેરે બીજી ગાડીઓમાં આવ્યા. સર કેનેથ મૅકેનઝી અમારી સાથે આ નાનાં સ્ટેશન સુધી આવ્યા હતા. એ સ્ટેશનપર રંગ બેરંગી દુપટાઓને વાવટાની ઢબે ગોઠવી, તથા ગૅલીક ભાષામાં એક લેખ લગાડી તેને સણગાર્યું હતું. અહિંથી વીસ માઇલ સૂધીના એક એકાંત, રાની, અને તદન વસ્તી વિનાના

પ્રદેશમાંથી ઘોડાની ગાડીએ જતાં અમને મઝા તો બહુ પડી પણ કમનસીબે વારંવાર વરસાદનાં ભારી ઝાપટાં તુટી પડતાં હતાં. કિનલૉકીવ નામની એક નાની વીસી આગળ અમે ઘોડા બદલ્યા. તેની નજદીકમાં એક શિકારગૃહ છે જે થોડીક મુદત સૂધી લેડી વૅાટરપાર્કના જમાઇ મી. ક્લાઉઝે ભાડે રાખ્યો હતો, અને ઘણો ખરો વખત તેમાં તેઓ તથા તેમની બાનું રહ્યાં હતાં. હવે તેઓ સર કેનેથ મૅકેનઝીના બીજા એક શિકારગૃહ નામે ફ્લાવરડેલમાં રહે છે. એ વીસ માઇલ ની મુસાફરીમાં મારી સરોવરને કાંઠેથી જે દસ માઇલનો રસ્તો લૉક મારી હોટેલ સૂધી જાય છે તે તો અતિ રળિઆમણો છે. તેની જમણી મેર જે ભપકાદાર ડુંગરાઓ આવેલા છે તે ઝાડોથી ભરપૂર, ખડકોવાળા, અને ઉંચા છે, અને તેઓમાંની એક ટેકરી સર્વથી ઉંચી એક મિનારા સમાન દિસે છે તેથી ત્યાંની રચના ઘણી સારી લાગે છે. રસ્તો ઘણી સુંદર વળાણોવાળો છે અને તે ઉપરથી જતાં કોઇ વાર સરોવર દ્દષ્ટિએ પડે છે તો કોઇ વાર તે અદર્શ થઇ જાય છે. એ સરોવર જાણે ડુંગરાઓના ખોલામાં આવી રહેલો હોય એવો દિસે છે, તેની આસપાસ ઉંચાં નીચાં તરેહવાર જાતનાં ઝાડોની વચ્ચે હીધરના અને બીજા રોપાઓ પૂર બહારમાં ઉગી નિકળેલા છે, અને તેઓ સર્વથી ઉપર ઉંચા ખડકો દેખાય છે. આગળ જતાં થોડોક રસ્તો તદન ઝાડ વિનાનો છે અને ગબડી પડેલા મોટા મોટા પત્થરાઓની પાસેથી થઇ જાય છે. એ પત્થરોપર કેટલીક નિસાનો છે તે ઉપર

થી તેઓ કોઇ પડી ભાગેલી ઇમારતના હોય તેવા લાગે છે, અને એવું ભાષે છે જે ધરતીકંપના એકાદ આંચકાથી કોઇ વેળા જમીન ઉપસી આવી તેઓ અહિં તહિં ગબડી પડયા હોય. આજ વરસાદનાં જે ઘણાંક ભારી ઝાપટાં આવ્યાં હતાં તેથી આકાશમાં એક ઘણી સુંદર મેઘધનુષ્ય બની હતી, અને તેની ઉપર વળી એક બીજીનો પડછાયો સાફ જણાતો હતો. થોડી વારમાં સમુળો ઉઘાડ થઇ ગયો અને અસ્ત પામતા સૂર્યના પ્રકાશથી આકાશ તેજસ્વી થઇ રહ્યું, જેથી સર્વ ડુંગરાઓ કિરમજી રંગના બની રહ્યા અને સ્લીક પર્વત પણ તે સુંદર પ્રકાશથી દીપતો થયો.

સાત વાગ્યા પછી થોડી વારે અમે લૉક મારી હોટેલ આગળ જઇ પહોંચ્યાં જે રસ્તાની અને સરોવરની નજદીકમાં ઝાડોની વચ્ચે આવેલું છે. તેના વાડામાં દાખલ થવા માટે દરવાજો મુકયો નથી, માત્ર દેવાળમાં એક ગાડી જાય એટલો ગાળોજ રાખેલો છે. એ મકાંન ઘણું સુંદર છે તથા તેમાં રાચરચીલું પણ સારી રીતે ગોઠવેલું છે. માંહે પેસ્તાં જમણી મેર બે ઘણા સારા ઓરડા છે, જેમાંનો મોટો, જેને કૉફી રૂમ કહે છે, તે અમે જમવા સારૂ વાપર્યે છીએ, અને બીજો, જે તેથી જરા નાનો છે, તેમાં અમારી સાથના ગૃહસ્થો જમે છે. એજ તરફ જે નાનો ચકરીનો દાદર છે તે ઉપર ચઢી માળાપરના નાના પણ સુખદાયક ઓરડામાં જવાય છે. ડાબી મેર બીઅટ્રિસનો ઓરડો છે, અને તેની સાંમે જમણી બાજુએ બ્રાઉનનો ઓરડો છે. ત્યાર પછી ત્રણ સીહુડી છે તે ચઢી એક ચાલમાં જવાય છે, જેને છેડે ડાબી

બાજુએ મારો સુંદર બેસવાનો ઓરડો છે, જે સંઘો મારા સામનથી ભરાઇ ગયો છે, અને જેની બારીએથી સરોવર, સ્લીક પર્વત, અને રસ્તો સર્વ નજરે પડે છે. ચાલને બીજે છેડે મારો સુવાનો ઓરડો છે અને મારા એ ઓરડાઓની વચ્ચેના બે નાના ઓરડા મારી દાસીઓ વાપરે છે.

અહિં આવી પહોચ્યા પછી અમે સાંભળ્યું જે ગઇ તારીખ નવમીએ રશ્યનોએ પ્લિવના* ઉપર તોપોનો મારો ચલાવ્યો હતો અને તુર્કી લશ્કરની એક ટુકડી એ કિલ્લા માંહેથી ધસારો કરી બહાર આવી હતી તેને મારી હઠાવી હતી અને તેમનાં ઘણાં માણસોનો નાશ કીધો હતો. બીજે દિવસે પણ તોપોનો મારો ચાલુ રહ્યો હતો અને રશ્યન જનરલ સ્કોબેલફનુ લશ્કર આસપાસની ઉંચાણોપર ચઢી ગયું હતું. અમે બન્ને આજ ડચેસ સાથે જમ્યાં. પછી ડચેસે ટીએની† જીંદગીનું એક ટુંક ચરીત્ર મને વાંચી સંભળાવ્યું. ભોજનની વેળા બ્રાઉન હાજર હતો અને પછી હું સુવા ગઇ ત્યારે પણ તેજ મારે માટે પીવાનું પાણી લઇ આવ્યો. આજે મને જરા થાક લાગતી હતી.

આજ તો પ્રિય લુઇ ઑફ હેસેનો જન્મદિવસ! ઇશ્વર તેને સુખી રાખે!

* એ વેળા રશિયા અને ટર્કી વચ્ચે લડાઈ ચાલતી હતી અને રશ્યન લશ્કરે પ્લિવનાના કિલ્લા ઉપર ઘેરો નાખ્યો હતો. ભા. ક.

† ફ્રાંન્સ દેશનાં પ્રજાસત્તાક રાજ્યનો માજી પ્રમુખ. ભા. ક.

ગુરૂવાર, ૧૩ મી સપટેમ્બર.

આખી રાત્ર ઘણો વરસાદ પડયો હતો અને પરોઢીઆંમાં પણ આકાશ ઉપર ઘેરો હતો. હું રાત્રે સારી પઠે ઉંઘી હતી. બીએટ્રિસે તથા મેં નીચે જઇ નાસ્તો કીધો, અને બપોરનું ભોજન પણ અમે ત્યાંજ જમ્યાં. નાસ્તો કરવા બાદ સ્લીક પર્વત જે મારી બારીએથી દિસ્તો હતો તેનું ચિત્ર મેં દોરી લેવા માંડયું. એ વેળા એ મ્હોટવી ડુંગરા ઉપર તડકું પડતું હતું અને તે ઉપર ધુમસ ન હતો તેથી તે ઘણો શોભિતો લાગતો હતો. અગીયાર વાગે બીએટ્રિસને લઇ કિનલૉકીવના રસ્તા ઉપર એક માઇલ સૂધી હું ચાલતી ફરવા ગઇ અને ત્યાંથી તેજ રસ્તે પાછી આવી. એ રસ્તા પર આવેલી ટેકરીઓ ઘણી ભપકાદાર દિસ્તી હતી. અહિં ટેલાડેલ નામનો એક ઝરો છે તે ઉપર જે પુલ બાંધેલો છે તેની પાસે એક કંગાલ નાનું ઝુપડું અમે દિઠું, જેમાં એક ઘરડો પૂરૂષ રહેતો હતો. તેણે એક ડગળો અને એક ઘણી ઉંચી ટોપી પેહેરેલી હતી. મને જોઇ તે બાપડો ઘણો રાજી થયો પણ બોલ્યો જે તેને ઇંગ્રેજી થોડુંજ આવડતું હતું, અને ખરેખર અહિંનાં ઘણાં ખરાં લોક ઇંગ્રેજીથી અજાણ્યાં છે. અમે બ્રાઉન પાસ તેને માટે કાંઇક પૈસા મોકલ્યા જે તેને આપતી વેળા બ્રાઉને તેને આ તરફની ટેકરીઓનાં નામો પુછી લીધાં.

આજ પવન તદન પડી ગયો હતો. સાડા બાર વાગે ઘર આવ્યા પછી મેં કાંઇક ચિત્રો દોરી તે રંગ્યાં. થોડી વાર બહુ તાપ પડયા બાદ વરસાદ વરસ્યો. ચાહ પીવા અગાઉનો

વખત મેં ચિત્રો દોરવામાં તથા વાંચવા લખવા વગેરેમાં ગુજાર્યો અને પછી સાડા પાંચ વાગે બીએટ્રિસ તથા ડચેસ ઑફ રૉક્સબર્ગ સાથ હું ફરવા ગઇ. જે રસ્તે અમે અહિં આવ્યાં હતાં તેની સાંમેનો બીજો રસ્તો જે ઝાડોના છાંયડા તળેથી જાય છે તે ઉપરથી થઇ અમે લાર્ચ ઝાડોનાં એક વનમાં પેઠાં, અને સરોવરને મથાળેના બે માઇલ જેટલા રસ્તાપરથી આડીઅવળી વળાણો લેતાં ગાર્વેગના ઝરા ઉપર બાંધેલા પુલ સૂધી જઇ ત્યાંથી એક પાહાડી સડક ઉપર અમે ચઢવા માંડયું. એ તરફની ટેકરીઓ અણિઆળાં શિખરોવાળી નથી, અને તેમનાપરના પત્થરો કાંઇ અજબ રીતે નીચે ગબડી પડેલા લાગે છે. તે સઘળી ઘાસ તથા ફર્ન અને બીજા રોપાઓથી ભરાઇ ગયલી છે તથા તેમજ મથાળે મોટા મોટા ખડકો હોવાથી તેઓ ઘણી ઓર તરાંહની ખડબચડી, અને ઉંચી નીચી દિસે છે. રસ્તે જતાં અમે પૅડનાસ્કૅલી નામે એક નાનો સરોવર જોયો જેમાંથી ફેરી નામે એક નાની નદી નિકળી એક બીજા નાના સરોવરને જઈ મળે છે. અહિંથી રસ્તો વળાણો લેતો લેતો ફેરી નદીના બે ત્રણ ધોધની ઉપરથી થઇને જાય છે. એ ધોધની બન્ને બાજુઓપર પુષ્કળ ઝાડો અને ખડકો છે જેની માંહેથી નદી જબરીથી પોતાનો રસ્તો કરતી હોય એવી દિસે છે. આ પાહાડી રસ્તા ઉપરથી અમે ફેરીઝડેલ સૂધી ગયાં જયાંના પુલની પાસે એક ઘણું રળિઆમણું સ્થળ છે અને જયાંથી ગેઅરલોક સૂધી ઝાડોથી ભરપૂર ટેકરીઓની હાર લંબાયલી છે. ઘણું મોડું થઈ જવાને લીધે અમે અહિંથી

ગાડી પાછી ફેરવી આગળનેજ રસ્તે પાછાં ઘર તરફ ચાલ્યાં અને છેક સાડા સાત વાગે ત્યાં આવી પહોંચ્યાં. એ વેળા આકાશ ઘેરાયલું હતું અને વાદલાં ચઢેલાં હતાં તોપણ રસ્તામાં અમને વરસાદ નડ્યો નહીં. આજ ડચેસે ટીએનું જન્મ ચરીત્ર અ- મારી આગળ વાંચી પૂરૂં કીધું.

શુક્રવાર, ૧૪મી સપટેમ્બર.

આજ આખી રાત તોફાની પવન ફુંક્યો હતો અને પુષ્કળ વરસાદ પડ્યો હતો અને સવારે પણ તેમજ ચાલુ રહ્યું. ગઈ કાલની માફક નાસ્તો કીધા પછી વરસાદ સેજ ઉંઘડેલો જોઈ અમે બન્ને જણ બહાર નિકળ્યાં, અને કાલે જે રસ્તે ગાડીએ ફરી આવ્યાં હતાં તે રસ્તે કાલના કરતાં એક માઇલ વધારે દૂર ચાલતાં ફરવા ગયાં. એટલામાં વરસાદ બરાબર ઉંઘડી ગયો અને દિવસનો બહાર ખીલી નિકળ્યો, પણ ગરમી અતિ પડવા માંડી. અહિની ઉંચી ખડકોવાળી ટેકરીઓ તે ઉપરનાં મોટાં ઝાડો અને છોડવાઓ સહિત ઘણી રળિઆમણી દિસ્તી હતી. એકમાં વીસ ઓછીએ અમે ઘર આવ્યાં. મારા નાના બેસવાના ઓરડામાંથી પણ સુંદર ખુદરતી રચના નિરખી શકાય છે. એક બાજુએ સ્લીક પર્વત સ્પષ્ટ દિસે છે, અને બીજી તરફ સરોવર, તે માંહેલો લીલોતરી ભર્યો બેટ, તથા પાસેની ટેકરીઓ સહિત એવી સરસ રચના થઈ રહેછે જે જાણે આખો દિવસ બેસીને તેમનાં ચિત્રોજ લેયા કરીએ.

સાડા ત્રણ વાગે અમે બે ગાડીઓમાં બેસી ફરવા નિકળ્યાં,

એકમાં અમે ત્રણ બાનુઓ અને બીજીમાં બન્ને ગૃહસ્થો. આજ પણ ગઇ કાલનેજ રસ્તે અમે ગયાં પણ ફેરીના પુલ આગળ ઘોડા બદલી ડાબી તરફ વળાણ લઇ એક ખડબચડા રસ્તા ઉપરથી થોડેક સુધી જવા પછી, ઓકનાં ઝાડોનાં એક વનમાં પેઠાં, અને તે વાટે શીઅલડેગ સુધી ગયાં. અહિં દરિયે કિનારે એક નાનું ઘર છે અને તેની આગળ એક સુંદર બાગ બનાવેલો છે જેમાં લૉર્ડ બ્રિસ્ટલ અને મી. બેટસન રહે છે. પણ હવે આગળ વધવાનો રસ્તો ન હોવાથી અમને ગાડી પાછી ફેરવવી પડી. પછી લાર્ચ અને બીજાં ઝાડોનાં એક સુંદર વનમાંથી એક નદી વહે છે તે ઉપરનો પુલ વટાવી એક ટેકરી ઉપર અમે ચઢયાં અને સમુદ્ર કાંઠે આવેલાં ગેઅરલૉકનાં ગામડાંમાં પેઠાં. એમાં માત્ર થોડાંક છુટાં છવાયાં ઘરો, એક દેવળ, એક બૅન્ક અને પાદરીને રહેવા માટે એક મકાન, તથા ગામડાંના સર્વથી ઉંચા ભાગ ઉપર એક પહોંચખાનું છે. જે અખાતને કિનારે એ ગામડું આવેલું છે તેની બન્ને મેર જે ટેકરીઓ છે તે કાંઇ ઝાઝી ઉંચી નથી. અહિંથી પાછાં ફરી આગળનેજ રસ્તે અમે ઘર તરફ ગાડી લેવાડી, જે વેળા એ ગાંમડાંમાં જે થોડાંક લોક છે તેઓ અમને આવકાર દેવા બહાર નિકળી ઉભાં હતાં. ફેરીનો પુલ પસાર કરી જવા પછી અમે અમારી તૈયાર રાખેલી ચાહ પીવા ગાડી થોભાવી. આજ સાંજનો સમય ઘણો રળિઆમણો લાગતો હતો. અમે ઘર આવ્યાં ત્યારે પોણા સાત થયા હતા. આ તરફ અમને ટપાળનાં કાગળો પોણા ચાર વાગે તથા રાત્રે સાડા નવ વાગે એમ બે વાર મળે છે. અહિં ઘણી ગરમી છે. રોજને વખતે જમી બીએટ્રિસ સાથ થોડી વાર મેં પીઆનો વગાડયો.

શનીવાર, ૧૫મી સપટેમ્બર.

આજ સવારે ઉંઘાડ સારો હતો. રાત્રે મને ઘણી સારી ઉંઘ આવી હતી તેથી હું સવારે સકારે ઉઠી. ગરમી ઘણી હોવાને લીધે ઘણો ખરો વખત અમે બારીઓ ખુલ્લીજ રાખ્યે છીયે પણ તે ઉપર ગાજનાં કપડાંના પદડા ઢાંકી રાખવા પડે છે કેમજે નહીંતો ભમરા, જેમનો આ તરફ ઘણો ઉપદ્રવ છે, તેઓ ઘરમાં ભરાઇ જાય. ખરેખર હવડાં પાછી એટલી ગરમી નિકળી છે જે મને કપડાં પણ ઝીણાં પેહેરવાં પડે છે. ટારીડન નામની ગાલીમાં રચના ઘણી સુંદર અને રાની છે એવું સાંભળી અમે આજ ત્યાં ફેરવા જવાનું નક્કી કર્યું. પણ અમે ઘરથી નિકળ્યાં તેટલાં તો વરસાદનુ એક ભારી ઝાપટું પડયું. આજ સવારથી મેં ચિત્રો દોરવામાં તથા રંગવામાં ઘણોક વખત કાઢયો હતો.

સાડા બાર વાગે વૅગનેટમાં બેસી અમે ફરવા જવા નિકળ્યાં મારી સાથે વૅગનેટની માંહે બીએટ્રિસ તથા ડચેસ હતાં, અને જનરલ પૅનસૉન્બી તથા બ્રાઉન તેના બૉક્સપર બહાર બેઠા હતા. એકાદ બે ઝાપટાં આવ્યાં તે બાદ કરતાં આજનો દિવસ ઘણો સારો ગયો. કિનલૉકીવ સૂધી જઇ ત્યાં અમારા ઘોડા છોડાવી તેમને બદલે ઘણા સારા રાતા ઘોડાની એક જોડી અમે લીધી. સૂર્ય પૂર તેજથી પ્રકાશતો હતો અને સઘળી ભપકાદાર ખુદરતી રચના તેની રોશણીથી દીપી રહી હતી. ગૃડી નામે એક સુંદર નાનું નાળું ફર્ઝનાં ઝાડોની વચેથી વહી જાય છે તે ઉપરના પુલપરથી જતાં સ્લીક પર્વત અમને ઘણો સારી પઠે દ્રષ્ટિએ પડયો. કિનલૉકીવ આગળથી

વળાણુ લઇ ગારી નામે એક નાની નદીની જમણી પાસેથી અમે આગળ ચાલ્યાં. જેમ જેમ અમે આગળ વધતાં ગયાં તેમ તેમ ત્યાંના ઉંચા પાહાડોમાંનો એકેક પાહાડ એક મોટા રાક્ષસ સમાન અચબુચ અમારી સાંમે આવી ઉભો રહેતો હોય એવું અમને લાગતું. ડાબા હાથ ભાણી અમે એક સુંદર નાનો સરોવર-લૉક કિલૅર-દિઠો, જે ઉંચી ટેકરીઓની તલેટિમાંની એક સુંદર ખીણમાં પ્રવેસ કરતો જણાય છે. અહિં સર આઇવર ગૅસ્ટનો એક શિકારગૃહ છે.

એ પછી થોડી વારમાં ટૅારીડનની રાની દેખાવની પણ મ્હોત્વી, અતિ શોભાયમાન, અને ચિત્રસમાંન ગાલી અમને દ્રષ્ટિએ પડી, જેની બાજુએ આવેલા પેલા ઓર તરાંહના ડુંગર લીઆરકની ઉભી કાળી કરાડો બહાર નિકળી આવેલી દિસ્તી હતી. એ પાહાડની તલેટિ આગળથી જતાં તો તે કાંઇ અમને અજબ તરાંહનો મોટો લાગ્યો. આ તરફના ડુંગરાઓ તલેટિમાંથી એકદમ સીધા ઉંચે જતા હોવાને લીધે તેઓ આપણા ઍબર્ડીનશાયરના પાહાડો કરતાં ઉંચા લાગે છે જોકે અહિના સ્લીક પર્વત (જે ૩૨૧૬ ફીટ ઉંચો છે) અને એકાદ બે બીજા ડુંગરાઓ શિવાય બાકીના તો સઘળા સાધારણ કદના છે તેમજ આ તરફની જમીન પણ દરિયાની સપાટીથી માત્ર એકસો ફીટજ ઉંચી છે, જ્યારે અમારા બાલમોરલ તરફની જમીન આઠસો ફીટ ઉંચી છે. આ ગાલી આગળના તેમજ મારી સરોવર તરફના બધા ડુંગરોની બાજુએ કરાડો અને ટેકરાઓ છે. લીઆરક પાહાડ કાળા રંગનો હોવાને લીધે, તેમજ તેની

ઉપર થાંભલાઓ અથવા મિનારાઓ અને અગાસીઓની પઠે ખડકો આવી રહેલા છે તેથી, તે કાંઇ ઓરજ તરાંહનો અને વિચિત્ર લાગે છે. એ ખીણ પોતે તો ઘણી એકસરખી સપાટી-વાળી છે, અને તેની બન્ને બાજુએ પાહાડો અધવચે આવી ઉભેલા દિસે છે. એ ગાલીમાં અમે બે નાનાં ઘરો જોયાં જે-માંનાં એકમાં એક અરણ્યરક્ષક રહેતો હતો અને તેની પાસે થોડાંક ગાય ઢોર ચરતાં હતાં તથા જગેજગ બાળવાનાં લાકડાં કાપી એકઠાં કરી મેળેલાં હતાં. અપર લૉક ટૉરીડન નામે સરોવર જે ઘણો સુંદર છે તેની પાસે આવ્યાં ત્યારે દૂરથી અમને સ્કાય ટેકરીઓ નજરે પડી. અહિં ગામડાં જેવું તો કશુંએ નથી અને એક પહોંચખાનું છે તે પણ એક મજળાનાં એક નાનાં જેવાં નાની નાની બારીઓવાળાં ઘરમાં છે. વસ્તી-વાળા ભાગમાંથી એક એકાંત સ્થળ તરફ વળાણ લઇ એક ટેકરાપર ચઢી કોઇ અમને જોઇ ન શકે એવી એક જગ્યાએ બેસી અમે ભોજન કર્યું, જે વેળા ત્રણમાં વીસ ઓછી હતી. આ વેળા અમને ખાવાની રૂચી પણ સારી થયલી હતી, અને પાહાડો અને સમુદ્ર ઉપરથી પવનની મધુર લેહકી આવતી હતી તેથી ગર-મીએ પડતી ન હતી. એ તરફથી ખુદરતની સુંદર રચના દિસ્તી હતી તેથી અમે બન્ને જણ ચિત્રો પાડવા તેજ સ્થળપર થોડી વાર બેસી રહ્યાં. અહિંથી સરોવરની કોરે આવેલી જાંબુઆ રંગની ટેકરીઓની પછવાડે સ્કાયની ટેકરીઓનાં શિખરો દિસ્તાં હતાં. હું દક્ષિણ તરફ બેઠી હતી તેથી એપલક્રૉસ તથા હેકલીશની ટેકરીઓ, તથા ઉત્તર તરફ છેટેનાં લીંઆરક પાહાડના ઉજળાં શિખરો મને

સાંમાંજ દિસ્તાં હતાં. એક આખો કલાક બેઠા પછી અમને પણ ત્યાંથી ઉતરવા ગમ્યું નહી એવું તે સ્થળ સુંદર, રાની દેખાવનું, અને જાણે પૃથ્વિને એકાદ છેડે આવેલું હોય તેવું એકાંત હતું. ત્યાંથી દૂર એક ખુલ્લી જગ્યામાં એક નિશાળની નવીજ બાંધેલી ઇમારત દિસે છે. આ તરફની સઘળી મિલકતનો કોઇ મી. ડૅરોક નામે ધણી છે તેના બે છોકરાઓ ટટ્ટુઓપર બેસી એક નોકર સાથે ત્યાં ફરતા અમને મળ્યા હતા. હું જે જગ્યાએ ઉભી રહી ચિત્ર પાડતી હતી ત્યાંથી થોડે છેટે એક ઘરડા પૂરૂષને લથડતો લથડતો ચાલી જતો મેં જોયો; તેની સાથે વાત કરવા મેં ડચેસ ઑફ રૉકસબર્ગને કહ્યું, અને તેઓએ તેને પુછવાપરથી તે બોલ્યો જે તે અમેરિકાથી આવેલો હતો અને ઇંગ્લન્ડ જતો હતો, તથા ટોરીડનની આ ખીણ તેને મનથી તો અતિ કદરૂપી હતી!

અહિંથી ઉતરી અમે પગે ચાલતાં ગાંમડાંમાં ગયાં જયાંનાં સર્વ લોક અમને જોવા બહાર નિકળી આવ્યાં. એક નાની પરચુરણ સામાનની દુકાનમાં જઇ તે મધેથી અમે સર્વએ કાંઇને કાંઇ નજીવી ચીજો ખરીદ કીધી. તે દુકાન ઘણી નાની હતી અને બાપડો દુકાનવાળો તો અમને જોઇ એટલો ગભરાયો જે સર્વ ચીજ તેના હાથમાંથી પડી પડી જતી. મેં કેટલાક ઘણા સારા ગલેબંધ, બે નાની ઉનની વણેલી શાળ, અને એક ઘણો સારો ડગળો ખરીદ કર્યો. દુકાનમાં જવા અગાઉ એ ગામની એક સ્ત્રી સાથ અમે વાત કરવા માંગી પણ તે અમારૂં બોલવું સમજી શકી નહીં કેમજે તેને તો માત્ર ગૅલીક ભાષાજ

આવડતી હતી જેથી તેણે એક બીજી સ્ત્રીને પોતાની મદદે બોલાવી અમારી સાથે થોડી વાત કીધી.

રસ્તાથી થોડે છેટે ટેકરીના ઢોળાવ ઉપર પાંચ છ કંગાલ નાનાં ઝુપડાંઓની હાર હતી તેની પાસે ફાટાં તુટાં કપડાંવાળાં અને ઉંઘાડે પગનાં કેટલાંક છોકરાં ઉભાં હતાં, અને કેટલીક ગરીબ સ્ત્રીઓ જમીન ઉપર ફસડાઇ બેઠી હતી. એ લોકે અમને જોઇ ઘણાં ખુશી થઇ કલોલ મચાવ્યો. આ તરફ તો કદાચજ કોઇ ફરવા આવે છે. એ પછી અમે ગાડીમાં બેસવા જતાં હતાં તેટલાં અમારો એક ઘોડો કુદકા મારવા લાગ્યો પણ તેને તરતજ થંડો પાડી અમે ગાડી દોડાવી ગયાં અને આજની અમારી સેહેલથી ઘણાં રાજી થઇ ઘર આવ્યાં. અમે કિનલૉકીવ પહોંચ્યાં ત્યારુ અગાઉ વરસાદનું એક ઝાપટું પડયું. એ જગ્યાએ' ઘોડા' બદલી નજદીક સાત વાગે અમારાં સુંદર નાનાં મકાનમાં આવી પહોચ્યાં અને બીએટ્રિસે તથા મેં ત્યાં ચાહ પીધી. જમ્યા પછી ભોંયતલિયે બીએટ્રિસે થોડી વાર પીએનો વગાડયા બાદ તેની સાથે બેસી મેં પણ થોડાક રાગો વગાડયા.

રવીવાર, ૧૬મી સપટેમ્બર.

આજ પ્રાતકાળ રળિઆમણો અને પ્રકાશિત હતો. માત્ર એકજ વાદળું સ્લીક પર્વત ઉપર ઝુલાઇ રહ્યું હતું જેનું શિખર ઘણું કરીને હંમેશ એ પ્રમાણે વાદળાંને લીધે અદર્શન રહે છે. થોડી વારમાં અંચિતું એક ભારી ઝાપટું આવ્યું. સાડા અ-

ગીયાર વાગે અમે ચાલતાં ફરવા નિકળ્યાં અને ત્રણેક વાર સૂધી જઇ જમણી તરફના એક રસ્તાપર વળ્યાં, અને ત્યાંથી કિનલૉકીવ જવાને માર્ગે થઇ, ઘણાંક ઝાડો અને ભીનાં ઘાસ-વચ્ચેથી ચાલી એક સ્થળ ઉપર ગયાં જ્યાં ગરીબ લોકનાં બે નીચાં ઘર હતાં. તેમાંનાં એકની પાસે અમે ગયાં ત્યારે અંદરથી એક સ્વચ્છ કપડાંવાળી સ્ત્રી બારણાં આગળ આવી ઉભી, પણ તેને ઈંગ્રેજીનો એક શબ્દ વટીક આવડતો ન હતો. પછી અમે બીજાં ઘર આગળ ગયાં જેમાં બાલડ્રી નામે એક પૂરૂષ રહેતો હતો. એ ઘરનાં બારણા સૂધીની જમીન ભીની અને કાદવવાળી હતી અને ઘર પણ ઘણી નીચી ભરણીનું અને બંધ્યાર હતું, જોકે માંહેથી તે સારૂં સોજું રાખેલું હતું. ઘર-ધણીઆણી બહાર આવી અમારી સાથ વાત કરવા લાગી, પણ તે ઈંગ્રેજી અસુદ્ધ બોલતી હતી. તે એક સારા દેખાવની સ્ત્રી હતી અને વસ્ત્રો વગેરે પણ તેણે બરાબર પેહેરેલાં હતાં. તેણે પોતાનું નામ મિસિસ મકરે કહ્યું અને આ સ્થળનું નામ સ્લીઅરેક જણાવ્યું. બ્રાઉને તેને અમારી ઓળખ આપી જે આ મહારાણી અને તેમની દીકરી છે, અને તેને થોડાક પૈસા પણ આપ્યા. આ પછી અમે જે રસ્તે આવ્યાં હતાં તેજ રસ્તે પાછાં ઘર તરફ ફર્યાં, જ્યાં એકમાં વીસ ઓછીએ અમે આવી પહોચ્યાં અને ત્યાર બાદ પ્રાર્થણા વગેરે વાંચી. અહિં નજદી-કમાં નજદીક કિનલૉકીવ અને ગેઅરલૉકનાં દેવળો છે અને તેથી આજ સવારે સાડા સાત થતાંમાંજ ગેઅરલૉકનાં દેવળ ભણી ઘણાંક લોકને ચાલતાં જતાં અમે જોયાં. પાછલા પોહોરે

સાડા ચાર વાગે બીએટ્રિસ, ડચેસ ઑફ રૅાકસબર્ગ અને હું ચાર હલેસાંવાળી એક હોડીમાં બેસી આ સરોવરમાં મારી નામે એક નાનો બેટ છે તે ઉપર જવા નિકળ્યાં અને અમારા હોટેલનો માલેક મી. હૅાર્મસ્બી જે એક ઘણો ભલો અને સાલેસ જવાન છે, તે અમારી હોડીને બેટ આગળ હંકારી ગયો. એ બેટ ઘરમાંથી અમને દિસ્તો નથી કેમજે બીજા મોટા બેટો તેની આડે આવેલા છે. અમારી માર્ગોપદેશક પોથીમાં લખ્યું છે તેમ આ બેટ કાંઇ સરોવરના બધા બેટોમાં મોટો નથી, પણ તેથી ઉલટો સર્વમાં નાનો છે. હલેસાં પાણી સાથે અફળાંતાં હતાં તેના અવાજ શિવાય બીજો કશોએ સ્વર જયાં ન સંભળાતો એવું જે આ એકાંત સ્થળ, જેના એક હાથપર છેટેની જાંબુઆ રંગની ટેકરીઓની રચના, અને બીજા હાથ ભણી સ્લીક અને તેની સાથના ડુંગરોની શોભા આવેલી હતી, તે વચેથી, ઝાડોથી ભરપુર અને ખડકોવાળા સઘળા બેટોની પાસે થઇ સરોવરની આસ્માની રંગની સ્થિર સપાટી ઉપરથી અમારી હોડી તરી જતી હતી તે અમને ઘણું ખુશકારક લાગ્યું. હોડીને છેક બેટના કિનારા પાસ લઈ જવા પછી અમે તેમાંથી ઉતરી ઓક, હૅાલી, બર્ચ, ઍશ, વગેરેની એક ગીચ ઝાડીમાંથી ચાલીને બેટ ઉપર એક કુવો છે તે જોવા ગયાં, જે હવડાં તો નજદીક તદન સુકાઇ ગયો છે. એ કુવા વિષે કહે છે જે તેનાં પાણી પીધાથી ઘેલાં માણસો સાજાં થાય છે તે માટે તે મસહુર છે. કુવાની પાસેજ એક જુનું ઝાડ છે અને પ્રાચીન કાળથી ચાલતી આવેલી એક રશમ પ્રમાણે

જે કોઇ આ તરફ આવે છે તે તેની છાલમાં હથોડાવડે એક ત્રાંબાંનો સીકકો પેસાડે છે, જે આઠમી સદીમાં તે તરફ થઇ ગયલા એક સાધુ નામે મલરૅાયને અર્પણ કીધેલો ગણાય છે. એ સાધુ ઍપલક્રૉસ નામે એક સ્થળપર ઇસવી સન ૭૨૨માં મરણ પામ્યો હતો, અને જે ખડકની નીચે તેને દાટેલો કેહેવામાં આવે છે તે ખડક હજી પણ દેખાડવામાં આવે છે. કોઇ ધારે છે કે આ સરોવરનું નામ તે સાધુનાં નામ મળરૅાય ઉપરથી મારી પડયું હશે, અને કોઇ કહે છે જે મેરી નામ બદલાઇ મારી થઇ ગયું છે. અમે પણ તે ઝાડમાં થોડાક ત્રાંબાના સીક્કા ઠોકીને દાખલ કર્યા; તેનો ડાંખલીઓને પણ લોકોએ કપડાંની પટીઓ વગેરે લગાડેલી હતી. એ કુવા આગળથી અમે એક જગ્યાએ કેટલીક જુની કબરોના પત્થરા છે તે જોવા ગયાં. તેમાંના બે તો એક નારવીજીઅન અથવા ડનીશ શાહાજાદીની કબર ઉપરના છે જેનાં કવેળાનાં મરણને લગતી કાંઈ વિલક્ષણ કહાણી એ તરફ ચાલે છે. ત્યાં કેટલીક નવી કબરો પણ છે જેમાંના એકમાં મૅકલીન કુટંબના એક જણને માત્ર આઠજ વર્ષની વાત ઉપર દાટેલું છે કારણકે એ બેટ તે કુટં-બનું ખાનગી સમસાણ છે. અસલવારાનાં એક મઠની જુની પડી ભાગેલી દેવાળ પણ હજી ત્યાં દિઠામાં આવેછે. એ બેટની વધુમાં વધુ પોહોળાઇ પા માઇલછે, અને તેનો ઘેરાવો અર્ધા માઇલથી વધારે નથી. એ તરફના બીજા મોટા બેટોપર રાતાં હરણ વસે છે. કિનારા ઉપર અહિં તહિં થોડી વાર ફરી કાંઇક પત્થરો વગેરે વીણી લઇ અમે પાછાં હોડીમાં બેઠાં, અને વીસ

મિનિટમાં પેલે પાર પહોંચ્યાં. ઘણા મોભાદાર દેખાવના ચાર પૂરૂષો અમારી હોડીને હલેસાં મારતા હતા. કિનારે ઉતર્યા પછી વૅગનેટમાં બેસી ગેબરલોકના રસ્તાપર હોટેલથી બે માઇલને છેટે એક પુલ છે ત્યાં અમે ગયાં, અને ત્યાં ગાડીમાંજ ચાહ પીધા બાદ ઉતરીને પડોસમાં એક ધોધ પડે છે તે જોવા હાથ પગના ટેકા દઇ એક ટેકરી ઉપર ચઢયાં. એ ધોધ મોટો છે ખરો પણ બાલમોરલ આગળના ધોધ જેવડો નથી. ત્યાંથી પાછાં ઉતરી ગાડીમાં બેસી અમારા ઉતારા ભણી હંકારી ગયાં, અને સવા સાત વાગે ત્યાં આવી પુગ્યાં.

હોટેલમાં આવી કેટલોક વખત લખવા વાંચવા વગેરેમાં ગુજાર્યો. બીએટ્રિસનો ઓરડો ઘણો સુંદર છે પણ તેમાં ગરમી ઘણી લાગે છે કારણકે તે રસોડાંને માથે આવેલો છે. બ્રાઉનનો ઓરડો જે તેની સાંમે છે તે પણ સારો છે અને ઝાઝો ગરમ નથી, પણ ઘણો નાનો છે. ભોજન કરી રહેવા પછી ડચેસ ઑફ રૉકસબર્ગે વર્તમાન પત્રોમાંથી મને કાંઇક વાંચી સંભળાવ્યું.

સોમવાર ૧૭મી સપટેમ્બર.

આજ તો જાણે જુલાઇ માસ હોય તેમ પ્રભાતનો સમય પ્રકાશિત દિસ્તો હતો. અમે અહિં આવ્યાં ત્યારથી મને ઘણી સારી ઉંઘ આવે છે. નાસ્તો કીધા પછી મેં કાંઇક ચિત્રો પાડી લઇ તે રંગ્યાં. અગીયાર ને દસે બીએટ્રિસને લઇ ગઇ કાલનેજ રસ્તે હું ચાલતી ફરવા નિકળી અને અહિં જે મોટી ગાડી ભાડે ફરે છે તેના ઘોડાના તબેલા તરફ અમે ગયાં. એ

ગાડી એક મોટી બ્રેક જેવી છે અને ઘણું કરીને ઉતારૂઓથી ભરેલીજ તે જોવામાં આવેછે. અમે રોજ સવારે ચાલતાં ફરવા જઇએ છીએ ત્યારે તે અમને મળેછે. એ પછી અમે ટાલાડેલથી આગળ એક જગાએ ગયાં જ્યાં પેલો બુઢો પૂરૂષ, જે અમને ગુરૂવારને દિવસે મળ્યો હતો, તે રહે છે. આજે સવારે પણ અમે તેને પેલી મોટી ગાડીમાંથી ઉતરતાં દિઠો હતો જેમાં બેસી તે ગેઅરલૉકનાં દેવળમાં જઇ આવ્યો હતો. એક ઠેકાણે ત્રણ ચાર ગરીબ લોકનાં નાનાં છોકરાંઓ બેઠેલાં તથા ઉભેલાં હતાં તેમને અમે અમારાં ભોજનની ટોપલીમાંથી થોડીક બિસ્કિટ સૅન્ડવિચ વગેરે ખાવાને આપ્યું. એ તરફ મિડજીઝ જાતનાં જીવજંતુઓનો ઘણો ઉપદ્રવ છે અને જેટલો વખત અમે અહિં હતાં તેટલો બધો વખત તેઓ અમને ડંખ્યાજ કીધાં. એકમાં વીસ ઓછીએ અમે ઘર આવ્યાં.' મેં ત્યાર પછી ઘણી વાર સૂધી જમવાના ઓરડાની બારીએથી નજર પડતા દેખાવોનાં ચિત્રો પાડ્યા કીધાં.

બપોરે જમવા પછી શું કરવું તેના લગાર વિચારમાં પડયાં પણ પછી ઠરાવ્યું જે કેરીના પુલ તરફ ફરવા જવું, કેમજે લેવીસ બેટ માંહેલાં સ્ટૉર્નવે ગામનાં લોકે પોતાનાં "વ્હાલાં રાણીને" જોવા ત્યાં આવવાની રજા મંગાવી હતી, અને તે પ્રમાણે તેઓ આજ એ પુલ આગળ આવવાનાં હતાં, માટે તેમને મળવા જવું ઘટતું હતું. ચાર ને વીસે અમે બન્ને જણ અને ડચેસ ઑફ રૅાક્સબર્ગ વૅગનેટમાં બેસી આગલાજ વળાણો લેતા રસ્તા ઉપરથી ચાલ્યાં; ગાડીના બૉક્સ ઉપર જનરલ

પૅાનસોન્બી અને બ્રાઉન હતા. ફેરીના ધોધ, જે ઉપર એ પુલ બાંધેલો છે, તે શુક્રવારને દિવસે વરસાદ આવી જવાને લીધે જેવા જોરમાં પડતા હતા તેવા આજ પડતા ન હતા. એ પુલ આગળ અમારી ગાડી ગઈ ત્યારે અમે રસ્તા ઉપર સંખ્યાબંધ લોકને ઉભેલાં દિઠાં, અને તેઓની નજદીક જવા પછી અમે ગાડી ઉભી રખાવી. તેમની સાથ તેમના ધર્મગુરૂ મી. ગ્રીન-ફીલ્ડ આવ્યા હતા જેમને જનરલ પૅાનસૅાન્બીએ મારી હજુર રજુ કર્યા. લોકોએ પોતાની વફાદારી દેખાડવા ઘણી ઉત્સાહથી "રક્ષ દેવ રાણી"નું ગાયણ ગાયું અને તેમનાં સ્નેહભાવિક અને હસ્તા મુખડા જોવાથી તેમજ તેમના ખુશાલીના કલો-લથી મને ઘણો આનંદ પ્રાપ્ત થયો. તેમને સ્ટૅાર્નાવેથી અહિં અમને મળવા આવતાં ત્રણ કલાકની મંજલ કાપવી પડી હતી અને અમે ગાડી ફેરવી કે ઝટ તેઓ પાછાં પોતાને ગામ જવા ચાલતાં થયાં. સંધાં મળી અઢીસો લોક આવ્યાં હતાં, જેમાં કેટલાંક ઉંચે વાંધેનાં હતાં તેમ કેટલાંક છેકજ ગરીબ હતાં, અને માંહે ઘણાક માછીઓ પણ હતા. શનીવારે એવા કેટલાક માછીઓ પોતાની માછલી વેચી આવતા અમને મળ્યા હતા અને થોડાકને અમે પેલી મોટી ભાડુતી ગાડી ઉપર બેઠેલા પણ દિઠા હતા. એ ગાડી હવડાં અમને ઘર આ-વતી વેળા એક એવા સાંકડા રસ્તા ઉપર સાંમી મળી જે તેની પાસેથી પસાર થવાની અમારી ગાડીને મુશ્કેળે જગ્યા મળી. ટેક-રીનું મથાળું, જ્યાંથી નીચેના ધોધ દેખાય છે, તે ઉપર ચઢયા પછી ગાડી થોભાવી જે તૈયાર બનાવેલી ચાહ અમારી સાથ

લાવ્યાં હતાં તે અમે પીધી, પણ તેટલો વખત અમને મિડજીસનાં ડંખથી ઘણું ખમવું પડ્યું. ત્યાર બાદ છેક સ્લેટર ડેલ સૂધી અમે ઉંચે ચઢયાં જ્યાંથી નીચેના સરોવરનો અને સ્લીક પર્વતનો ઘણો સરસ દેખાવ અમે નિરખી શક્યાં; ત્યાંથી વળી આસપાસની ટેકરીઓ પણ ઘણા સરસ ગુલાબી રંગની દિસ્તી હતી. એ પછી ગઈ કાલે જે ધોધ જોવા ગયાં હતાં તે તરફ અહિંથી પગે ચાલતાં અમે ગયાં અને ત્યાંથી ગાડીમાં પાછાં બેસી સાડા સાત વાગે ઘર આવ્યાં. (જનરલ પૉનસૉન્બી તો આગમજથી ચાલતાજ ઘર ગયા હતા). પછી કાંઇક વાંચવામાં તથા લખવામાં કેટલોક વખત કાઢયો. આજ એકેક પછી ઘણા તારના સંદેસા અમને મળ્યા. જનરલ પૉનસૉન્બી અને સર વિલ્યમ જેનર અમારી સાથે જમ્યા. આ જગ્યાએ અમો રહ્યાં તેની યાદગારી દાખલ મારા ભલા નોકરો વગેરેને આપવા માટે આજે ગેઅરલૉકીથી કેટલીક ચીજો મેં મંગાવી હતી પણ મને જોઇતી બધી ચીજો ત્યાં મળી શકી નહીં. બ્રાઉન જોકે દર વેળા ખાનાની ટેબલ આગળ અમારી સેવામાં ઉભો રહેતો, તેમજ સવારે મારી કૉફી બનાવવા અને એવાં કામ સારૂ ઘણો વખત ઉભોજ રહેતો હતો તોપણ તેનો પગ દુખતો ન હતો તેથી હું ખુશી થઇ. હવે તો અહિં એકજ રાત અમે રહેવાનાં છીએ તેથી હું ઘણી દલગીર છું. બે ત્રણ દિવસ વધારે રહેવાની મારી તો ઘણી મરજી છે પણ વ્હાલો આર્થર ગયે શનીવારથી બાલમોરલ આવી રહેલો છે અને ઓગણત્રીસમી તારીખે તે પાછો જવાનો છે માટે હવે મને બાલમોરલ જવાની જરૂર છે. અહિંની ભપકાદાર ખુદરતી રચના ખરેખર મને ઘણી

પસંદ પડી હતી. એ મકાન પણ મને ઘણું મજેનું એકાંત અને સુખદાયક લાગ્યું હતું અને ફરવા વગેરે જતી વેળા અ-મારે ઘર જેમ વારંવાર કાંઇને કાંઇ અડચણો નિકળી આવે છે તેમ કોઇ વાર અહિં થયું ન હતું, માત્ર મારી વ્હાલી બીએટ્રિસ થોડા દિવસ સંધિવાથી ઘણી હેરાન થઇ હતી. એ હોટેલની સાંમેજ કોઇ મી. બૅન્કસ નામે ધણીનું "લેટર વ્યુ" નામે ઘર છે, જે તે લોકોને ભાડે આપે છે.

મંગળવાર, ૧૮મી સપટેમ્બર

આજ તો સવારથીજ વરસાદ અને ધુમસ હોવાને લીધે એકે ટેકરી નજરે પડી શકતી ન હતી. વેહેલી ઉઠી સાડા આઠ વાગે મેં નાસ્તો કીધો, અને પોણા નવ વાગે ખરી દલગીરી સાથ અમે લૉક મારીનું સુંદર નાનું હોટેલ છોડયું, જે મને ઉમેદ છે જે હું ફરી કોઇ વાર જોઇશ. કિનલૉકીવ પાસે પહોંચી અમે ઘોડા બદલ્યા. પ્રથમ તો સઘળી ખુદરતી રચના ધુમસથી ઢંકાઇ ગઇ હતી, પણ પાછળથી તે ધીમો ધીમો ખીસ્તો ગયો જોકે આકાશ જોઇએ એટલું ખુલું થયું નહીં. સાડા અગીયાર વાગ્યાની થોડી વાર અગાઉ અમે એકનાશીન જઇ પહોચ્યાં, જયાં મી. (હવે સર અલેકઝાન્ડર) મૅથીસન, એમ. પી. અમને મળ્યા. એઓ રેલવે કમ્પનીના પ્રમુખ છે, અને અહિંથી ઉત્તર તરફ એમની કેટલીક મિલકતો છે. ઍકનાશીનથી આગગાડીમાં બેસી અમે પાધરાંજ ડિંગ્વાલ ગયાં. રસ્તે જતાં સ્ટ્રૅથપેફરની ખીણ અને કૅસલ લીઅડ નામે ડચેસ ઑફ સધરલૅન્ડ

નું સુંદર મકાન, એ બન્ને ઝાડોની માંહે થોડાં થોડાં ઢંકાયલાં અમને નજરે પડ્યાં. લુઇકાર્ટ અને ગાર્વ સરોવરો જે ઘણાજ ચિત્રસમાન છે તે પણ અમને રસ્તે જતાં દિઠયા. અગાઉનીજ માફક અમે ડિંગ્વાલનાં, કીથનાં, અને ડાઇસનાં સ્ટેશનોપર થોડો થોડી વાર થોભ્યાં. કીથ પહોંચ્યા અગાઉ બપોરે એક વાગે અમે જમ્યાં અને ડાઇસનું સ્ટેશન છોડવા પછી અમે ચાહ પીધી. લાડકો નોબલ આગગાડીમાં ઘણી સારી રીતે રહ્યો; લૉક મારી હોટેલમાં પણ અમારી જમવાની તેમજ ચાહ પીવાની વેળા તે અમારી આગળ આવતો હતો, પણ તેના સોબતીઓ સાથે ન હતા માટે તેને ત્યાં ઘણી મઝા પડી ન હતી.

છ વાગે અમે બૅલ્લેટર આવી પહોંચ્યાં. સાંજ પડતાં વરસાદ પડવાનું ડોળ થઇ આવ્યું. અને મોટાં કાળાં વાદળાંઓથી આકાસ ઢંકાઇ ગયું. બાલમોરલ આવ્યાં ત્યારે સાત વાગ્યા હતા. પ્રિય આર્થર, જે બારણાં આગળ અમને આવકાર દેવા ઉભો હતો, તે મારી સાથે માળાપર આવ્યો, અને થોડી વાર મારી આગળ વાતે બેઠો. અહિં આવ્યા પછી બે દિવસ તે હરણનો શિકાર કરવા ગયો હતો, પણ તેને કાંઇ શિકાર મળ્યો ન હતો.

# ઍાકસમથની મુલાકાત.

શુક્રવાર, ૨૨મી ઑગસ્ટ ૧૮૭૮.

સાંજે સાડા પાંચ વાગે અમે વાળુ કરી લીધું અને ૭ વાગે બાઍટ્રિસ અને લીઍાપોલ્ડને લઇ ઘણી દલગીરી સાથ અમારૂં વ્હાલું મકાન ઑસ્બૉર્ન* છોડી સામે પાર જવા માટે ટ્રિનિટિ પીઅર ઉપરથી અમે સ્ટીમર આલબર્ટા ઉપર સ્વાર થયાં. મુસાફરીમાં અમને મઝા તો પડી, જોકે સમુદ્રમાં તુફાનનાં ચિન્હો માલમ પડતાં હતાં. ઑસ્બૉર્ન નામની અમારી સ્ટીમર પાસેથી જતાં અમે બર્ટી, અલિકસ અને તેમના છોકરાઍાને, તથા ડેનમાર્કના રાજાને† જેનાં તુટક ઉપર ઉભેલાં દિઠાં. કિનારે ઉતરી તરતજ આગગાડીમાં બેસી અમે ઉપડી ગયાં. બૅનબરી આગળ થોડીવાર ગાડી થોભાવી ચાહ વગેરે પીધી અને અગીયાર વાગ્યા પછી હું સુવા ગઇ.

કાર્લાઇલનાં સ્ટેશન ઉપર (સવારે પાંચ કે ૭ વાગે) લૉર્ડ બર્ડપૉર્ટ, હૅરીઅટ ફિપ્સ, અને મેરી લૅસેલસ તથા ફ્રૉલીન બૉઅર, અને અમારી બે દાસીઍા બાલમોરલ જવા ગાડીમાંથી ઉતરી પડયાં; અને જેની એલી, જનરલ પૅાનસૉન્બી

* ઇંગ્લન્ડની દક્ષિણે આઇલ ઑફ વાઇટ નામે ટાપુ છે ત્યાંનો માહારાણીનો મેહેલ. ભા. ક.

† પ્રિન્સેસ ઑફ વેલ્સના પિતા.

સર વિલ્યમ જેનર, મી. યૉર્ક, બ્રાઉન, એમલી, ઍની અને ત્રણ હજુરીઓ એટલાં જાણ બાકસમથ જવા માટે અમારી સાથે રહ્યાં.

શનીવાર, ૧૩માં ઑગસ્ટ.

ગઈ રાત્રે હુ બરાબર ઉંઘી ન હતી અને મારૂં બભુ દુખતું હતું. આજ સવારથીજ વરસાદ બહુ પડતો હતો. પોણા નવ વાગે અમે ડનબાર પહોંચ્યાં, જ્યાંનુ સ્ટેશન ઘણી સારી રીતે સણગારેલું હતું. તે ઉપર ડયુક અને ડચેસ ઑફ રૉકસબર્ગ, શેહેરના કોટવાળ, અને એ પ્રાંતના નાયબ સૂબા લૉર્ડ હડિંગટન, અમને આવકાર દેવા હાજર હતા. મારી એક બંધ લૅન્ડા સ્ટેશન આગળ તઇયાર હતી તેમાં બીએટ્રિસ, લીઓપોલ્ડ, ડચેસ ઑફ રૉકસબર્ગ, અને હું બેઠાં. બીજાંઓ પછવાડે બીજી ગાડીઓમાં આવ્યાં. ડનબારના એક ભાગમાંથી થઈ સવા માઇલની મંજલ કાપી અમે ફ્લૉકસમથ ગયાં; આખે રસ્તે લોક ઉભેલાં હતાં, અને રસ્તે જતાં અમે જે થોડાંક ઝુપડાં જોયાં તેમનાપર સણગાર કરેલો હતો, તેમજ ઠેકાણે ઠેકાણે આરકાંઓ મારેલાં હતાં અને એ રીતે અમને ઘણો દીલસોજીભર્યો આવકાર આપવામાં આવ્યો હતો.

ડયુકનાં મકાનને લગતી વિહારભૂમી ઘણી સુંદર છે અને તેમાં ઘણાં સારાં અસલી વૃક્ષો છે. તે સરોવરથી માત્ર પાએક માઇલને છેટે છે. એમનું ઘર સાદી બાંધણીનું છે, અને બાહેરથી ડલૅરમૉન્ટનાં મકાનને કાંઇક મળે છે, પણ તેટલું શોભિતું નથી,

અને તેની પઠે એને સીહડીઓ નથી. એ ઘરને જુદે જુદે વખતે વધારવામાં આવ્યુ છે, અને ડયુકનાં મા અહિં રહેતાં હતાં ત્યારે તેઓએ તેમાં ઘણો સુધારો કર્યો હતો. તે એક ઢેલાવદાર જગ્યાપર બાંધેલું હોવાને લીધે તેના એક ખંડ ઉપર બીજા ખંડો કરતાં એક માળ વધારે ચઢાવેલો છે. માંહિ દાખલ થતાં એક નાનો આગલો ઓરડો આવે છે, અને ત્યાર પછી એક પડસાલ આવે છે જેની એક મેર બારીઓ અને બીજી મેર બારણાં છે. ડાબી તરફ વળીને સીધાં જતાં મને વાપરવા આપેલો બેસવાનો ઓરડો આવે છે જે ડચેસનો પોતાનો ઓરડો છે. તેમાં ભોંય સુધીની નીચી બારીઓ છે, અને તેને ઘણી સારી રીતે આરાસ્તે કરેલો છે. તેની પાસે બીએટ્રિસનો બેસવા ઉઠવાનો ઓરડો છે પણ મારા ઓરડામાંથી તેમાં જવા માટે બારણું નથી. તેમાં ઘણો સુંદર સરસામાન રુડો તેને સાણગારેલો છે--ખરૂ પુછતાં તો તેજ ઘરનું દિવાનખાનુ છે. આગલા ઓરડાની બીજી પડખે જમવાનો ઓરડો છે જે પણ ઘણો સારી રીતે સાણગારેલો છે જોકે તે ઘણો મોટો નથી. બીએટ્રિસના ઓરડાની સાંમે દાદર છે જે પણ કાંઇ ઘણો મોટો નથી અને તે ઉતરી જરા વળતાં લીઓપોલ્ડનો ઓરડો આવે છે. દાદરની પાસે વળી એક બીજી ચાલ છે. મારા બેસવાના ઓરડાને માથેજ માળાપર મારો સુવાનો ઓરડો છે, અને તેની પાસેજ જમણી મેર એક ઘણો સારો ઓરડો મને કપડાં વગેરે પેહરવા માટે આપેલો છે. મારા સુવાના ઓરડાની ડાબી મેર મારી બે દાસીઓનો, તેની પાસે જેની એલીનો, તેની પાસે બીએટ્રિસનો, અને છેક છેડે બીજી

દાસીઓનો ઓરડો છે. એ ચાલમાંથી બહાર નિકળતાંજ બ્રાઉનનો ઓરડો આવેછે. એ બધા ઓરડા સારા સગવડવાળા છે. માળાપર થોડીજ વાર થોભી અમે નીચે ઉતર્યાં અને જમવાના ઓરડામાં જઈ ત્યાં ત્રણે જણે ઘણોજ સરસ નાસ્તો લીધો. બ્રાઉન, તથા અમારો એક હજુરી કૅનન, અમારી ટેબલ આગળ હાજર હતા. કૅનન અમારી અગાઉનો અહિં આવેલો છે અને ચાર્લી થૉમસન, લૉકઉડ, અને શૉર્ટરને અમે અમારી સાથે લાવ્યાં છીએ.

આજ વરસાદ પડતો હતો માટે હું ફરવા ગઈ નહીં પણ નાસ્તો કરી માળાપર જઈ ત્યાં પોષાક વગેરે બદલી પાછી નીચે આવી, અને ત્યાં થોડો વખત વિસામો લેવા પછી કાંઈક લખવા તથા વાંચવામાં રોકાઈ. એટલામાં લેડી સુઝન સટી પોતાની બે ઘણી રૂપાળી છોકરીઓને લઈ મને મળવા આવ્યાં તેમની મુલાકાત લીધી. તેઓમાંની એક જે હુરીઅટ નામની છે તે લેડી સુઝન ડાલરિમ્પલને ઘણીજ મળતી આવે છે, માત્ર સુઝન કરતાં તે રંગે વધારે સામળી છે. તેઓ ગયા પછી હું સોફા ઉપર સુતેલી હતી તેટલાં મને વ્હાલાં મડામ વાં ડી. વેયરનાં મરણના દુખદાયક સમાચાર મળ્યા, જે મને એવા એકાએક મળવાથી હું બહુ ચોંકી અને મને ઘણો ખેદ થયો. આ ઘરમાં તાર મુકેલો ન હોવાથી એ વિષેનો પત્ર જેવો આવ્યો તેવો પાધરોજ મારા હાથમાં આપવામાં આવ્યો હતો. અમારે પોતાને ઘર કોઈ વાર એમ થતું નથી.

અલબતાં જેવા એમના વ્હાલા અને માન પામેલા

સ્વર્ગવાસી પતિ અમારા મિત્ર હતા તેવાં એ મરનાર ન હતાં, પણ ૧૮૪૦ પછી અમે તેમને તેમના પતિની સાથે એટલી વાર મળતાં હતાં અને ૧૮૬૭માં, ૧૮૬૮માં, અને ૧૮૭૦માં તેઓ બન્ને એબર્ગેલ્ડી આવ્યાં હતાં ત્યારે તો અમારી સાથ તેઓ એટલાં તો સંબંધમાં આવતાં કે હવે તેમનાં મરણ વિષે સાંભળી મને અતિશે દલગીરી લાગે છે. તેઓ હંમેશ અમો પર અને અમારાં બાળકોપર પ્રિત રાખતાં, અને અમારાં બાળકો તેમનાં બાળકોની સાથે સાથેજ મોટાં થયાં હતાં; અને વળી મારાપર જયારે મહાદુઃખ આવી પડ્યું ત્યારે મરનાર મો. વાં ડી વેયર કરતાં કોણ બીજું મારી વધારે દયા ખાતું અને મને મદદ કરવા તેમના કરતાં કોણ વધારે તત્પર રહેતું? તેમનું પોતાનાં અને તેમના વડા દીકરા આલ્બર્ટનાં મરણ બાદ મેડામ વાં ડી વેયરે પોતાનું સઘળું દુઃખ મારી આગળ કહ્યું હતું અને મેં તેમને દિલાસો દેવાનો યત્ન કર્યો હતો. તેમનું સુંદર મકાન ન્યુ લૉજ, જે પોતાના ધણીના મરણ બાદ પણ મડામે જેવું તે તેમની હૈયાતી વખતે હતું તેવુંજ રહેવા દીધું હતું, ત્યાં જવા અમને હંમેશ ગમતું હતું, કેમજે અમારા તે પ્રિય મિત્ર જયારે આ લોકમાં હતા ત્યારે તે ઘરમાં જે આનંદ તેમની હાજરીથી પ્રસરી રહેતો હતો તેનાં કોઇ દૂરનાં કીરણો તેમનાં મરણ બાદ પણ ત્યાં આવતાં હોય એવું અમને લાગતું હતું. પણ હવે તો તે પણ ગયું, હવે તો તે ઘરમાં જતાં પણ મને આનંદ થવાનો નથી એ વિચારથી મને ઘણો ખેદ

થયો અને મારી છાતી ઉકલાવા લાગી. મારા આગલા સુખી દિવસોને હાલના સમય સાથે જોડનાર જે એક સાંકળ હતી તે પણ તુટી ગઇ! મારા વ્હાલા પતિનું, મારા પ્રિય કાકા લીઓપોલ્ડનું, અને બેલજ્યમ દેશનું મને સ્મરણ કરાવનારાં એવાં જે તેઓ હતાં તે પણ હવે સ્વર્ગવાસી થયાં! હવે દહાડે દહાડે હું વધારે ને વધારે એકલી પડતી જાઉં છું! તેમની દીકરી બિચારી લુઇઝ જે પોતાના ભાઇ આલબર્ટનાં મરણ પછી પોતાની માનું દુખ ભુલાવવાને બનતી તજવીજ કરતી હતી, તેને માટે તેમજ તેમની બીજી દીકરી નેલીને માટે, હું કેવી દલગીર છું! હજી તો ગઇ તા૦ ૧૬મીએપ્રિલ એમાંની એક બેહેન ઍલીસનાં લગ્ન તેની વડી બેહેન વિકટોરીયાના પતિના નાના ભાઇ મી. ગ્રેન્ડ સાથે થયાં.

બીએટ્રિસ સાથે ચાહ પીધાં બાદ વરસાદ ઉઘડેલો હોવાથી તેને તથા ડચેસ ઑફ રૉકસબર્ગને અને લીઓપોલ્ડને સાથે લઇ હું ફરવા ગઇ. લેડી એલી, ડયુક; જનરલ પૉનસૉન્બી, અને મી. યોર્ક બીજી ગાડીમાં પછવાડે આવ્યાં. અને લૉર્ડ હંટિંગટન લશ્કરી પોષાકમાં અમારી ગાડીની સાથે સ્વાર થઇ ચાલવા લાગ્યા અમે ડનબાર શેહેરમાં જઇ સે ફરીને જોયું. એ વેળા અમારી ગાડીની સાથ ઇસ્ટ લોધીઅન યોમેન્રી નામે લશ્કરની એક ટુકડી ચાલતી હતી. શેહેર ઘણી સારી હાલતમાં રાખેલુ છે અને આજ તેમાં સુંદર સણગાર કરેલો હતો. કેટલેક ઠેકાણે આરકાં મારેલાં હતાં અને તે ઉપર અમો તરફ પ્રિત દર્શાવનારાં વાકયો લખેલાં હતાં. રાણી મેરીના વખતમાં જે મકા-

નમાં તે વેળાના લૉર્ડ લૉડર્ડેલ રહેતા હતા તેની સાંમેની વિહારભૂમીમાં અમે દાખલ થયાં. તેની પડોસમાંજ ડનબારના અસલી કિલ્લાનો થોડો બચી રહેલો ભાગ અમે જોયો. ડાર્નલીનું ખુન થવા પછી રાણી મેરીને બૉથવેલે એજ કિલ્લામાં કેદ કીધી હતી. વળી એજ તરફ અહિંનું નાનું બારૂં પણ આવેલું છે. એ વિહારભૂમીમાંથી નિકળી નૉકેનહૅઅર નામે ટેકરીની પાસેથી જતાં અમે ઘણીક સામળા રંગની પણ રૂપાળી અને સારા પોષાકવાળી જીપ્સી સ્રીઓને ઉભેલી જોઇ. એ ટેકરી ઉપર તેઓએ નૉરવુડથી આવીને પોતાની રાણી સહિત મુકામ કર્યું હતું.

બેલહેવન અને વેસ્ટ બાર્નસનાં નાનાં ગામડાંઓમાંથી થઇ, કાગળ બનાવવાનાં મોટાં અને શોભિતાં કારખાનાઓ પાસેથી લેડી મેરી નિસ્બેટ હૅમિલટનનું ઘર, જેની વિહારભૂમી ઘણી સરસ છે તે મુકી, મી. બેર્ડ હેનાં મકાન બેલ્ટન ઉપરથી ગાડી લઇ સાત વાગે અમે ઘર આવ્યાં. આજે સમુદ્ર તરફથી ઘાડો ધુમસ આવતો હતો તેથી છેટેનું કાંઇએ નજરે પડતું ન હતું અને સેજ સાજ વરસાદ પણ આવ્યા કરતો હતો.

પેલાજ જમવાના ઓરડામાં મારી સાથે ડયુક અને ડચેસ તથા જેની એલીએ રાતનું ભોજન કર્યું. ડયુકનો એક નોકર તથા બ્રાઉન અને મારો એક હજુરી ટેબલ આગળ ભોજન વગેરે પીરસવા ઉભા હતા. જમીને તરત હું મારા ઓરડામાં ગઇ, અને એક પત્ર લખવાનો હતો તે લખ્યા પછી હું સકારીજ સુઇ ગઇ. એ વેળા બાર વાગ્યા હતા.

રવીવાર, ૨૫મી ઑગસ્ટ.

આજ સવારે ગરમી ઠીક હતી. નાસ્તો કરવા બાદ બીએટ્રિસને સાથે લઇ બ્રોકસબર્નનાં નાળાં પાસે થઇ ઝાડોની માંહેથી પગે ચાલવાનો જે રસ્તો જાય છે તેને છેડે, જ્યાં બાગની દેવાળ આવેલી છે ત્યાં સૂધી હું ગઇ. એ દેવાળ ઉપર ગુલાબના વેળા ચઢી તે ઉપર ગુલાબનાં ફુલ થયલાં હતાં, અને દરિયો જે તેની પાસેજ દિસ્તો હતો તેનો રંગ ઘેરો આસ્માની થયલો હતો, તેથી રચના ઘણી સારી લાગતી હતી. એ કિનારો હોડીઓ સારૂ ઠીક નથી કારણકે તેમાં ખડક ઘણા છે. સમુદ્રને કાંઠે જે લિન્કસ નામે ખડકો છે તેમને મથાળેથી પણ એક ઘણો સારો રસ્તો ડનબારના કસ્બા સૂધી જાય છે. એ કસ્બો તેમાંનાં ઉંચાં દેવળ સુદ્ધાં અમને અહિંથી દિસ્તો હતો. થોડી વારે અમે પાછાં ઘર ભણી આવ્યાં અને અમારી સાથે જે નાનાં છત્રો અમે લાવ્યાં છીએ તેમાંનું એક ઘરની પાસે ઘાસમાં ઉભું કરાવી તેના છાંયડા હેઠલ બેસી મેં કેટલાક દસ્તાવેજોપર સહી કરવાનું તથા લખવા વગેરેનું કામ કીધું. બાર વાગે દિવાનખાનાંમાં ડનબારવાળા મી. બુકાનન, જેઓ થોડોક વખત લૉર્ડ ચાર્લસ કેઅરના શિક્ષક હતા, તેઓએ ઘણીજ સરસ ઇશ્વર ભક્તિ કરી, જેમાં બીએટ્રિસ, જેની એલી, ડયુક તથા ડચેસ, જનરલ પૉનસૉન્બી, મી. યૉર્ક, અને ડયુકના મુખ્ય નોકરો સામેલ થયા હતા. ભક્તિ થઇ રહેવા બાદ મેં થોડી વાર લખ્યું અને પછી વિસામો લીધો. ત્યાર બાદ આ ઘરમાંના નોકરોને ભેટ આપવા

માટે જુદી જુદી વસ્તુઓ ચુંટી કાઢવામાં, અને ડનબારથી મેં કેટલીક ચીજો મંગાવી હતી તેમાંથી મારાં પોતાનાં માણસોને આપવા સારૂ કેટલીક ચીજો જુદી પાડવામાં મેં થોડોક વખત કાઢયો.

ચાહ પીધા પછી સવા પાંચ વાગે બીએટ્રિસ, ડચેસ, અને જેની એલીને લઇ, ચાર ઘોડાની લૅન્ડામાં બેસી, હું ફરવા નિકળી. એ વેળા સૂર્ય પ્રકાશતો હતો અને હવા ઘણી સારી હતી. અમે પાધરાંજ ઈંગ્લન્ડ જવાના રસ્તા ઉપર હંકારી ગયાં, જે ઉપરથી દૂરનો સમુદ્ર ઘણા ઘેરા આસ્માની રંગનો દિસ્તો હતો, પણ ધુમસ એટલો ઘાડો હતો કે છેટેની બીજી કોઇ રચના દૃષ્ટિએ પડતી નહીં. રસ્તે જતાં અમે બૅરીંગ હિલ નામે સર વિલ્યમ મિલરનું મકાન, તથા સર બેઝિલ હૅાલનું મકાન ડંગ્લાસ જોયું. એ મકાન ઘણું સુંદર છે, અને તેની વાડીમાં મોટાં શોભિતાં વૃક્ષો છે તેમાંનાં ફર જાતના ઝાડો તો અમારી વિંડઝરની વાડીમાંાં છે તેવાંજ છે. ત્યાં જવાના રસ્તાની નીચે એક ઉંડી ખાહી છે જેની માંહેથી એક નાળું વહે છે. વાડીમાં જઇ અમે એ મકાન આગળ થોડી વાર ગાડી ઉભી રખાવી સર બેઝિલ અને લેડી હૅાલને મળ્યાં. તે મોટાં થાંભલાઓપર પત્થરનું બાંધેલું છે અને દેખાવે લગાર ઉદાશીન દિસે છે. ધુમસ એટલો હતો કે એ ઘર તરફ જતી વેળા અમને સેંટ ઍબની ભૂશિર મુશ્કેલે નજરે પડી. પાછાં ફરતી વેળા અમે સમુદ્રથી દૂરના રસ્તા ઉપરથી ગાડી લેવાડી એક મોટો ચક્રાવો લઇ, કેટલીક ટેકરીઓ ઉતરી, બ્રેકસ્ટન અને ઇનર-

વિકનાં ચિત્રસમાન ગામડાંઓમાંથી થઇ, સાડા સાત વાગે ઘર આવ્યાં.

આજ અમારી સાથે ડ્યુક અને ડચેસ ઑફ રૉક્સબર્ગ, લૉર્ડ હેડિંગટન, અને જનરલ પૉનસૉન્બી જમ્યા. લૉર્ડ હેડિંગટનના પિતા (જેઓ થોડા દિવસ મારા રસાલામાં હતા તેઓ) મારા પ્રિય બુઝર્ગ લૉર્ડ બ્રેડૉલબેનનાં મરનાર બાનુ સુંદર માર્શનેસ ઑફ બ્રેડાલબેનના, તેમજ વિધવા લેડી એબર્ડીનના, મરનાર લેડી પૉલવર્થના અને લેડી ઍશબર્નહૅમના ભાઇ થતા હતા.

ભોજન લઇ રહેવા બાદ બીજા કેટલાક ગૃહસ્થોને મારી આગળ રજુ કરવામાં આવ્યા. તેઓમાં એક મી. બુકાનન હતા જેઓ ઘણા ભલા માણસ દિસે છે. પછી હું મારા ઓરડામાં ગઇ અને જેની એલીએ ત્યાં થોડી વાર મારી આગળ બેસી વાતચીત કીધી.

સોમવાર, ૨૬મી ઑગસ્ટ.

વળી આ પ્રિય અને સુભ વાર્ષિક દિવસ* પાછો આવ્યો, અને વળી મારા પરમપ્રિય સ્વર્ગવાસી પતિ વગરજ ! પણ નહીં મારા મનમાં તો હજી તેમનું સ્મરણ સમાયલુંજ છે.

હું નાસ્તો કરવા નીચે ઉતરી ત્યારે મેં બીએટ્રિસને તેના પિતાની મોટી કબરનું એક મીનો કીધેલું ચિત્ર તથા મૉન્ટીનીગ્રીઆનાં નાદર નકશી કામનો બનાવેલો એક રૂપાંનો પટો એટલું ભેટ આપ્યું. વળી નાસ્તો કરી રહેવા બાદ મારા વિશ્વાસુ

* મરનાર શાહાજાદા આલબર્ટની વર્ષગાંઠ. ભા. ક.

નોકર બ્રાઉનને મેં એક બિસ્કિટ મુકવાનો રૂપાંનો દાબડો તથા કેટલાંક નાનાં હીરાના બટન ભેટ કીધાં. બિસ્કિટના દાબડાથી તો તે અતિ ઘણો રાજી થયો અને આખમાં આંજુ લાવી બોલ્યો—"આટલી બધી મેહેરબાનીને હું મુદલ લાયક નથી." પણ ઉશ્વર જાણે છે જે એવા એક વિશ્વાસુ અને કામપર તત્પર નોકરની અગણિત સેવાઓનો એ તો એક ઘણો નજીવો બદલો હતો. ડનબારથી કાંઇક નાની નાની ચીજો મંગાવી હતી તે મારી દાસીઓને પણ મેં આપી, તેમજ જેની એલીને, મારા રસાલાના બન્ને ગૃહસ્થોને, તથા અમારા સર્વ નોકરોને એ વ્હાલા દિવસની યાદગારી દાખલ કાંઇ નાની નાની ચીજો ભેટ આપી.

સાડા દસ વાગે બીએટ્રિસ અને ડચેસ સાથ હું ચાલતી ફરવા નિકળી, અને અહિંનો ફળ અને તરકારીની વાડી, જે ઘણી સારી છે તે, તથા જે મોટાં આચ્છાદાનમાં એઓએ દ્રાક્ષ ઉગાડી છે તે જોવા અમે ગયાં. ત્યાં પીચ પણ ઘણાં સુંદર થયલાં હતાં. અહિંથી અમે નાળાંની પાસેથી ચાલીને દરિયા આગળ ગયાં. ડચેસનો સુંદર અને લાડકો કુતરો રેક્સ (જે નોબલથી જરા નાનો છે પણ જેનું માથું ઘણું સુંદર છે તે) અમારી સાથે સાથે ચાલતો હતો. સ્ટીમર લૉર્ડ વૅાકન જે ગઇ કાલેજ સ્પિટ-હેડથી અહિં આવી પુગી છે તેને અમે બારાંમાં લાંગરેલી જોઇ. તેના કેપ્ટનનું નામ ફ્રીમેન્ટલ છે.

નાળાંની બાજુએ દરિયે કિનારે જતાં અમને ઝાડોન વચ્ચે આવેલો એક નાનો સરોવર અને તેની પેલી મેર આંધે

આવેલું ડનબાર શેહેર, ઘણું સારી રીતે નજર પડયું. અહિંથી પાછી ફરવા બાદ હું થોડી વાર વાડીમાં લખવા બેઠી, અને તેટલાં બીએટ્રિસ ડચેસની સાથે દરિયે કિનારે ફરી આવી. તેઓ આવ્યા પછી અમે સર વિલ્યમ ડગલસની કબર, જે પાસેનાં મેદાનમાં ઝાડોની વચ્ચે આવેલી છે, તે જોવા ગયાં. ડનબારની લડાઇ બ્રૉક્સમથની પડોસમાંજ ૧૬૫૦ના સપટેમ્બર માસની ત્રીજી તારીખે થઇ હતી. ડયુકની વિહારભૂમીમાં હાલ જે સ્થળ ઉપર મિનારો બાંધેલો છે ત્યાં એક નાનો ટેકરો છે તે ઉપર એ લડાઇ વેળા ક્રૉમ્વેલ ઉભો હતો એમ કહે છે, અને જો તેમ હોય તો વિહારભૂમીનો હાલ જયાં દરવાજો છે ત્યાંજ એ લડાઇ થઇ હોવી જોઇએ. મેં આજે ડયુક અને ડચેસની સનમુખ એમનાં મકાનને લગતાં લીલાં ઘાસવાળાં મેદાનમાં ડીઓડરા જાતનું એક ઝાડ રોપ્યું.

નજદીક એક વાગે અમે ઘરમાં આવ્યાં. બપોરનું ભોજન અમે લઇ રહેવા બાદ લેડી સુઝન સટી પોતાની વિક-ટોરિયા નામે અગીયાર વર્ષની વયની દીકરી તથા નવ વર્ષની વયના એક દીકરાને લઇ અમને મળવા આવ્યાં. તેઓ ગયા પછી લૉર્ડ અને લેડી બામન્ટ પોતાની બે સુંદર બાળકીઓને લઇ આવ્યાં, જેમાંની વડી માર્ગ્રેટ ત્રણ વર્ષની, અને નાની વિક-ટોરિયા નવ માસની છે. એઓ પોતાના દીકરાને લાવ્યાં ન હતાં.

સાડા ત્રણ વાગે બીએટ્રિસ, લીઓપોલ્ડ અને ડચેસ સહિત ચાર ઘોડાની લૅન્ડામાં બેસી હું ફરવા નિકળી. ડયુક, લેડી એલી, જનરલ પૉનસૉન્બી અને મી. યૉર્ક બીજી ગાડીમાં

હતાં, અને લૉર્ડ હૅડિંગટન ઘોડેસ્વાર હતા. ડનબારના પશ્ચિમ ભાગમાંથી અમે ગાડી લીધી ત્યાં લોકની ભીડ ઘણી હતી, અને તે મધ્યેથી પસાર થતાં કેટલીક નાની છોકરીઓએ તેમજ બાનુઓએ અમારી ઉપર ફુલના તુરા એટલા તો નાખ્યા જે અમારી ગાડી તેથી ભરાઇ ગઇ. ત્યાર બાદ બેલહેવનનું ગામડું મુકી નૉકીનડેલ હિલ આગળ અમે ગયાં જ્યાં જીપસી લોકની રાણીને અને બીજી બે જીપસી સ્ત્રીઓને સરસમાં સરસ પોષાક સજી ઉભેલી અમે જોઇ. રાણી જરા વૃદ્ધ ઉમરની હતી અને તેણે માથાંપર પીળો રૂમાલ લપેટેલો હતો, અને તેની સાથની સ્ત્રીઓમાંની એક જરા જવાન જેવી અને રંગે ઘણી સામળી હતી, અને તેણે મખમળનો પોષાક પેહેરી ખભે લાલ રંગની શાલ નાખી હતી તેથી તો આબાદ તે જીપ્સી સ્ત્રીનો નમુનોજ દિસ્તી હતી. રાણીએ લાલ ડગલો પેહેર્યો હતો અને માથે પીળો રૂમાલ લપેટ્યો હતો તેથી તે પણ આબેહુબ એક ખરી જીપ્સીજ જણાઇ આવતી. એજ જાતના કેટલાક પુરૂષો પણ ત્યાં હતા; તેઓ રંગે સામળા હતા અને તેઓએ શિકારીઓ પેહેરે છે તેવા લાલ ડગલા પેહેરેલા હતા. તે સંધા એક માચરા ઉપર ઉભા રહ્યા હતા, અને ત્યાંથી તેઓએ નમીને અમને સલામ કીધી તથા રૂમાલો હલાવી ખુશાલી દેખાડી. એ રાણી ઈંગ્લન્ડની હદ્દ માંહેલા જીપ્સી ટોળાની હતી અને નૉરવુડથી અહિં આવેલી હતી; સ્કૅાટલન્ડના જીપ્સીઓની તો વળી એક જુદી રાણી છે.

અહિંથી આગળ વધી અમે કાગળ બનાવવાનાં કાર-

ખાનાં ઉપરથી પસાર થયાં, જ્યાં ઘણાં લોક એકઠાં થયાં હતાં. ખરેખર જે જે જગ્યાએથી કે ગામડાંઓમાંથી અમે પસાર થયાં ત્યાં એજ પ્રમાણે ઘણાં લોક એકઠાં થયલાં અમે દિઠાં હતાં. જમણી તરફ વળાણ લઇ ટાઇન નદી પાર કરી લૉર્ડ હર્ડિંગટનનાં મકાન ટાઇનીંગહૅમની ખરેજ સુંદર વિહારભૂમીમાં અમે દાખલ થયાં, જ્યાં ઘણાં સરસ મોટાં વૃક્ષો અને બીચ અને સાયકેમોઅરનાં ઝાડોની ઘટા થયલી છે. એ ઝાડોની નીચેથી જે સડક જાય છે તે ઘણી સરસ છે અને તેને છેક છેડે સમુદ્ર દેખાય છે, જોકે ધુમસ હોવાને લીધે આ વેળા તે અમને તો બરાબર નજર પડયો નહીં. એ વિહારભૂમીમાં આવેલાં ઘરની પાસેથી અમારી ગાડી પસાર થઇ, પણ અમે ઉતરી માંહે ગયાં નહીં. બાહેરથી, તે ઘર ઘણું શોભિતું છે અને થોડું ઘણું એલિઝાબેઠ રાંણીના વખતની ઇમારતોની ઢબ ઉપર બાંધેલું છે, તેમજ વળી સ્કૉટલન્ડમાંના મેહેલોની માફક તેને નાના નાના મીનારા પણ છે તથા આગળ એક અગાસી કાઢી તે ઉપર ઘણાં સારાં ઝાડપાન ઉગાડેલાં છે. એ વિહાર ભૂમીમાં ફરતાં મને વિંડઝરનાં અમારાં મકાનનું અને તેને લગતાં અરણ્યનું સ્મરણ થયું. અહિંથી અમે પાછાં જાહેર રસ્તા ઉપર નિકળ્યાં જ્યાં વાહિટકર્ક નામનાં એક શોભિતાં અસલી દેવળ આગળ ઘણાં લોક એકઠાં મળ્યાં હતાં. થોડું આગળ ગયાં એટલે અમને નૉર્થ બરઇક લૉ નામનો ડુંગર ધુમસથી ઘેરાયલો અને જાણે સમુદ્રમાંથી ઉગી નિકળ્યો હોય તેવો દ્રષ્ટીએ પડયો, અને એકાદ બે વળાણ લેવા પછી

દરિયા કાંઠે આવેલા ટૅનટૅલનના અસલી કિલ્લાનાં ખંડિયેર આગળ અમે જઇ પહોંચ્યાં. તેની આસપાસ ઘાસ ઘણું ઉગેલું હતું તેમાંથી અમારી ગાડી તેની નજદીક સૂધી લેવામાં આવી. એ ખંડિયેર ઘણું વિસ્તીર્ણ છે. તેના માલેક સર હ્યુ ડાલરિમ્પલ ત્યાં અમને મળ્યા, અને અમારો આદરસત્કાર કરી તેઓ પોતાની સાથે અમને કિલ્લાની ચર અને તેનો દરવાજો વગેરે દેખાડવા લઇ ગયા, જેની ઉપર બાદશાહી ઝુંડો ઉડતો હતો. લેડી ડાલરિમ્પલ પણ અમને ત્યાં સામા આવી મળ્યાં. સર ડેવિડ બેઅર્ડ, જેઓ અમને રસ્તામાં મળ્યા હતા અને અમારી સાથે આવ્યા હતા તેઓ શિવાય ત્યાં બાહેરનું બીજું કોઇ હતું નહીં. આ ઘણોજ અસલી કિલ્લો, જે ડગલસનાં કુટૅબનો હતો, તેમાં ફેરવી સર હ્યુએ અમને સંધું દેખાડયું. એક વાર એ કિલ્લો રાજા જેમ્સ ચોથાની વિધવા રાણી માર્ગરેટના બીજા પતિ અર્લ ઑફ ઍનગસને હસ્તક હતો.

દૂર ભાગ્યે આજ ધુમસ એટલો હતો જે તેની પડોસમાંનો બાસ નામે ખડક, જે નજદીક હોવાને લીધે અહિંથી હંમેશ સ્પષ્ટ દિસે છે, તે પણ અમે જોઇ શકયાં નહીં; તેમજ આખો સ-મુદ્ર કાંઠો પણ અદર્શ થઇ ગયો હતો. ત્યાં એક દૂર્બીન હતું પણ તેની મદદથીએ અમે કાંઇ જોઇ શકયાં નહીં કારણકે તે ઘણું નીચું ગોઠવેલું હતું. અમારે માટે ખડકની કોર આગળ સોફા મુકેલા હતા તે ઉપર ચોમેરની રાની રચના વચે બેસી ચાહ પીવાનું અમને ઘણું ખુશ લાગ્યું. એ પછી ઘણું મોડું થઇ ગયલું હોવાને લીધે (કેમજે છ પણ વાગી ગયા હતા) ઉ-

તાવળ કરી ટુંકે રસ્તે ગાડી દોડાવી અમે ઘર આવ્યાં જ્યારે આઠમાં પચીસ મિનિટ ઓછી હતી. લૉર્ડ હેડિંગટન આખે રસ્તે અમારી સાથ ઘોડે બેસી આવ્યા હતા.

સાડા આઠ વાગે અમે ડયુક અને ડચેસ ઑફ રૉકસબર્ગ સાથે વાળુ કર્યું, અને દસ કે અગીયાર વાગે ઘણીજ દલગીરી સાથ મેં ફ્લૉકસમથનું મકાન છોડયું, જ્યાં અમે ઘણાક દિવસ અતિ આનંદથી ગુજાર્યા હતા. જે ચાર ઘોડાની લૅન્ડામાં અમે રોજ ફરવા જતાં હતાં, અને આજ સાંજની લાંબી મંજલ ઉપર પણ જે ચાર ઘોડા અમારી લૅન્ડા ઘસડી ગયા હતા, તેજ ઘોડા જોડેલી લૅન્ડામાં ડચેસ સાથ બેસી હું ફ્લૉકસમથનાં મકાન મધેથી નિકળી આજ ડનબાર શેહેરમાં ઘણી રોશાણી કીધેલી હતી, તેમજ કાગળનાં કારખાનાં પણ રોશાણીથી દીપતાં હતાં. ડયુક* અને ડચેસને છેલ્લી સલામ કરી તેઓથાં છુટાં પડતાં અમને ઘણી દલગીરી લાગી કેમજે તેમને ઘર અમને ઘણી મજાહ પડી હતી. અમે અહિં રહ્યાં તેટલા દિવસ હું નાખુશ થાઉં એવો એકે બનાવ બન્યો ન હતો.

* એઓ ૨૩મી એપ્રલ ૧૮૭૯ને દિને મરણ પામ્યા.

# એબર્ગેલ્ડી મેન્સ ખાતે ૨૮મી સપટેમ્બર ૧૮૭૮ ને દિવસે સર થૉમસ બિડલ્ફનું મરણ.

બુધવાર, ૨૫મી સપટેમ્બર ૧૮૭૮.

પાંચમાં વીસ મિનિટ ઓછી હતી તેમ ડચેસ ઑફ રૅાકસબર્ગ અને હૅરીઅટ ફ્પિસને સાથે લઇ હું અમારાં નાનાં મકાન ગ્લેન ગેલ્ડર શીઅલમાં ગઇ, અને ત્યાં ચાહ પીધા બાદ એબર્જેલ્ડી મેન્સ તરફ અમે ગાડી હંકાવી, જ્યાં એક અથવાડ્યું થયું સર થૅામસ બિડલ્ફ માંદા પડેલા છે. ત્યાં પહોંચી અમે ગાડીમાંથી ઉતર્યાં અને હું માળાપર લેડી બિડલ્ફ આગળ ગઇ. થોડી વારમાં અમારા વૈદ સર વિલ્યમ જેનરે દિવાનખાનામાં આવી અમને જણાવ્યું જે સર થૅામસ બિડલ્ફ મને મળવા માંગતા હતા, જે ઉપરથી હું તેઓ સાથ દરદીના ઓરડામાં ગઇ. સર થૅામસને મેં ગયે શનીવારે જોયા હતા તેવીજ હાલતમાં તેઓ આજ પણ બીછાને પડેલા હતા. તેઓ જોકે ઘણા માંદા દિસ્તા હતા તોપણ બરાબર મોટે અવાજે બોલી શકતા હતા. મને જોઇ તેઓ બોલ્યા,—"હું ઘણોજ માંદો છું!" હું થોડી વાર તેમનું મોઢું જોતી ઉભી રહી અને પછી તેમનો હાથ મેં મારા હાથમાં લીધો, જે ઉપરથી તેઓ બોલ્યા-"તમે મારા ઉપર ઘણાં મેહેરબાંન છો." તેમનો હાથ ચાંપી મેં તેમને ઉત્તર દીધો-"એમ બોલો ના, તમે શું મારા ઉપર થોડી મેહરબાની કરી છે.' એ પછી ફરી તેઓને મળવા આવવાનું વચન આપી હું તેમના ઓરડામાંથી બહાર નિકળી.

શનીવાર, ૨૮મી સપટેમ્બર ૧૮૭૮.

આજ સવારે પાછી હું બીએટ્રિસને સાથે લઇ એબ-ફૅલ્ડી મેન્સ તરફ સર થૅામસની ખબર પુછવા ગઇ. હું માળા-પર ગઇ ત્યારે સર થૅામસની માવજત કરનાર દાસીએ મારી આગળ આવી ઘણી દલગીરી સાથ મને જણાવ્યું જે સર થૅામસ ઘણી માઠી હાલતમાં હતા, અને કહ્યું જે જો તેમને જોવાની મારી ઇચ્છા હોય તો મારે તેમ કરવું. ઓરડાનાં બારણાં આગળજ ઉભાં રહી દૂરથી અમે તેમને જોયા. તેમને એવી હાલતમાં પડેલા જોઇ મને અને બીએટ્રિસને ઘણું લાગ્યું. પાછલા પોહોરે ફરી ત્યાં આવવાનો વિચાર રાખી અમે ઘર તરફ પાછાં ફર્યાં, જે વેળા સવા બાર થયા હતા. ત્યાર બાદ બાગમાંની નાની મરૂડીમાં જઇ હું ત્યાં લખવા બેઠી. હું લખતી હતી તેટલાં અર્ધાક કલાકમાં બ્રાઉન હાથમાં એક ચીઠી લઇ રડતો રડતો આવ્યો અને બોલ્યો, "સઘળું થઇ ચુક્યું." એ ચીઠી સર વિલ્યમ જેનરે મોકળી હતી અને તેમાં લખ્યું હતું જે પ્રિય સર થૅામસ બારને વીસ મિનિટે સ્વર્ગવાસી થયા હતા, અને છેલ્લી ઘડી સૂધી લેડી બિડલ્ફ અને તેમનાં છોકરાં તેમની આગળજ હતાં. અમે ઘણાંજ દલગીર થયાં અને જરા વધારે વાર તેમનાં ઘરમાં થોભ્યાં નહીં તે માટે પસ્તાવા લાગ્યાં. બ્રાઉન પણ ઘણો દલગીર દિસ્તો હતો. કેવો દુઃખદાયક બનાવ! અમને તેમનાં મરણથી કેવી ખોટ ગઇ છે! પ્રિય સર થૅામસ કેવા સુધા, ભલા, પ્રમાણીક, બીનસ્વાર્થિ, અને પરમાર્થિ પૂરૂષ હતા! અને વળી મારા તરફ અને મારાં

કુટંબ તરફ તેઓ કેવો પ્રેમ રાખતા! જોકે તેઓ બહારથી ઘણું દેખાડતા ન હતા તોપણ અંદરખાનેથી તેઓ અતિ માયાળુ અને નરમ દિલના હતા. તેમની બિચારી સ્ત્રીને અને તેમનાં છોકરાં, જેઓ તેમને ઘણાંજ ચહાતાં હતાં, તેમને કેવું દુઃખ લાગતું હશે!

ગુરૂવાર, ૩જી અકટોબર ૧૮૭૮.

આજનો દિવસ તો ઘણો સુંદર અને ખુશ ઉનાળાની રૂતુનો હોય તેવો હતો અને ગરમી પણ ઝાઝી પડતી હતી. સવા દસ વાગે, બીએટ્રિસ, ડચેસ ઑફ રૉકસબર્ગ અને લેડી એલી સહિત હું સર થૉમસ બિડલ્ફને ઘર જવા નિકળી. (અમારા રસાલા માંહેલા ગૃહસ્થો વગેરે અગાઉથી ત્યાં ગયલા હતા). ત્યાં પહોંચ્યા પછી ગાડીમાંથી ઉતરી અમે જમવાના ઓરડામાં ગયાં જ્યાં લાસની પેટી મુકેલી હતી. બિચારી મેરી બિડલ્ફ અને તેમનાં બે છોકરાં અમને માંહે લઇ ગયાં. લેડી બિડલ્ફના ભાઇ કૅપ્ટન કૉન્વે સેમોર, એમને ઘરની બાનુંઓ, દાસીઓ, અને અમે ઉપરાંત એ ઓરડામાં બીજું કોઇ હતું નહીં. સર્વ પૂરૂષો આગલો ઓરડો, જેમાં જવાનું બારણું ઉઘાડું હતું, તેમાંજ રહ્યા, કોઇ માંહે આવ્યા નહીં. થોડીક મિનિટ પછી મી. કૅમ્પબેલ આવ્યા, અને તેઓએ ધર્મ પુસ્તકમાંથી થોડાક શ્લોકો વાંચી એક ભક્તિ કરી સર થૉમસ બિડલ્ફની મરણ ક્રિયા કીધી. ત્યાર બાદ તરતજ પેટી બહાર કાઢવામાં આવી, જેની પાછળ કૅપ્ટન કૉનવે સેમોર ચાલવા

લાગ્યા. બર્ટી અને તેના રસાલામાંના ત્રણ ગૃહસ્થો, તેમજ લૉર્ડ બર્ડપોર્ટ, જનરલ પૅાનસૅાન્બી, સર વિલ્યમ જેનર, ડૉકટર પ્રૅાફીટ,* લોર્ડ મૅકડફ અને કરનલ ફારકવૅાર્હુર્સન ગાડીઓમાં બેસી લાસની પછવાડે બૅલલેટરનાં સ્ટેશન સૂધી ગયા.

થોડી વાર બિચારી મેરી આગળ બેસવા પછી અમે ઘર આવ્યાં. જે આગગાડીમાં તેના પ્રિય પતિની માન પામેલી લાસને વિંડઝર લઇ જવામાં આવી તેજ ગાડીમાં તે પણ પોતાનાં બન્ને છોકરાંને લઇને ગઇ.

* એ ગૃહસ્થ ૧૮૭૫ના નવેમ્બર માસથી મારા કારભારી થયા છે. તેઓ ઘણા ભલા છે અને તેમને સર્વ જણ ચાહે છે.

# પ્રિન્સેસ ઍલીસ, ગ્રૅન્ડ ડચેસ ઑફ હેસેની યાદગારીમાં ઉભો કીધેલો ક્રૉસ.

બાલમોરલ,
૨૨મી, મે ૧૮૭૯.

સવા ત્રણ વાગે અમે બાલમોરલ આવી પહોચ્યાં, અને પોણા છ વાગે, હું બીએટ્રિસને લઇ મારી પરમ પ્રિય ઍલીસની યાદગારીમાં જે ક્રૉસ ઉભો કરવામાં આવ્યો છે તે જોવા ગઇ. તે એબર્ડીન પ્રાંતના પત્થરનો બાંધેલો છે અને સવા બાર ફીટ ઉંચો છે. તેને ઘણો સુંદર બનાવ્યો છે અને તેના ઉપર નીચે પ્રમાણે લેખ છે,

ગ્રેટ બ્રિટન અને આયરલન્ડની શાહજાદી
ઍલીસ, ગ્રૅન્ડ ડચેસ ઑફ હેસે,
જે ૨૫મી એપ્રલ ૧૮૪૩ને દિવસે
જન્મી હતી,
અને ૧૪મી ડીસેમ્બર ૧૮૭૮ને દિવસે
સ્વર્ગવાસી થઇ,
તેની પ્રિય યાદગારીમાં,
તેની દુખી થયલી માતા રાણી વિક્ટોરિયાએ
આ સ્તંભ ઉભો કરાવ્યો છે.
"જે તો સદાની ગઈ, પણ પૃથ્વિપર તેણીનું નામ જળવાઇ રેહેશે."

એ જગ્યાએથી પગે ચાલતાં અમે અમારા નોકર ડૉનલ્ડ સ્ટુઅર્ટને ઘર ગયાં, અને ત્યાં થોડી વાર બેઠા પછી ગ્રૅન્ટને ઘર

ગયાં. એ બન્ને કુટંબો અમારી વ્હાલી ઍલીસનાં મરણ પછી આજજ અમને પેહેલાં મળ્યાથી ઘણાં દુ:ખી થયાં, અને બિચારો ગ્રૅન્ટ* તો દસકાં ખાઇ એટલો રડવા લાગ્યો કે અમે જે ઓરડામાં હતાં તેમાં તેનાથી અવાયું પણ નહીં. આ વેળા તો અમે ઘણાં દુ:ખી દિલ સાથ બાલમોરલમાં આવ્યાં છીએ, અને અહિં આવ્યા પછી મારૂં દિલ દલગીરજ રહે છે કેમજે નાના અરનીની† ફીકર, નાની મે‡ બિચારી મરણ પામી તેનુ દુ:ખ, અને તેનાં બીજાં ભાઇ બેહેનો વિષેની કાળજી એ સંધુ અમોપર એકઠુંજ આવી પડ્યું છે; તેમાં વ્હાલી ઍલીસ હવે

* ૧૮૭૯ના નવેમ્બર માસની ૧૭મી તારીખે ગ્રૅન્ટ બાલમોરલની પડોસમા રોગ્નેક નામે ગાંમમાં સીતેર વર્ષની વયે મરણ પામ્યો. ૧૮૭૫થી અમે તેને પેનશન આપતું કર્યું હતું ત્યારથી તે ત્યાં રહેતો હતો અને તેની માંદગી વેળા ઘણી વાર અમે તેને ઘર જતાં હતાં; તેમાં તે મરણ કાંઠે આવ્યા પછી તો ઘણું કરી રોજ હું તેને જોવા જતી, અને ૨૧મી નવેમ્બરે તેનો પ્રેતસંસ્કાર થયો ત્યારે પણ હું તેનાં ઘરમાં ગઇ હતી. તેને બ્રેમાર ગામમાંનાં દેવળના ચોકમાં ભૂમીદા કીધેલો છે.

† ઍલીસનો દીકરો, જેને તેમજ તેની ચાર બેહેનોને અને પિતાને નવેમ્બર માસમાં ડિફ્થિર્યાનો રોગ થયલો હતો.

‡ વ્હાલી ઍલીસની સર્વથી નાની દીકરી, જે ૧૬મી નવેમબર ૧૮૭૮ને દિને ડિફ્થિર્યાથી પીડાઇ મરણ પામી. તેનાં મરણની ખબર અમને અહિં બાલમોરલમાં મળી હતી.

સદાની ગઇ અને નાનો વ્હાલો વૉલ્ડી* પણ તેની પુઠે ગયો એ દુ:ખ તો ન ખમાય એવું મને લાગે છે.

* પ્રિન્સ વૉલ્ડીમાર તે મારી દીકરી ક્રાઉન પ્રિન્સેસ ઑફ જરમનીનો સર્વથી નાનો દીકરો; એ ગયા માર્ચ મહીનાની સતાવીસમી તારીખે ડિફ્થિર્યાથી મરણ પામ્યો હતો.

# પ્રિન્સ ઇમ્પીર્યલનું* મરણ—જુન ૧૮૭૯.

બાલમોરલ કૅસલ,
ગુરૂવાર, ૧૯મી જુન ૧૮૭૯.

આજ અગીયારમાં વીસ ઓછીએ બ્રાઉને મારા ઓરડાનું બારણું ઠોકી માંહે આવવાની રજા માંગી, અને મેં તે ઉઘાડવાથી માંહે આવી તે કેહેવા લાગ્યો જે તે ઘણા માઠા સમાચાર લાવ્યો હતો. મેં ગભરાઇને પુછ્યું—", શું સમાચાર?" ત્યારે તેણે કહ્યું—"જવાન ફ્રેન્ચ શાહાજાદો માર્યો ગયો!" પણ મારા ધ્યાનમાં એ વાત તરત ઉતરી નહીં તેથી હું ફરી ફરી બ્રાઉનને પુછ્યા કરતી જે શું થયું, તેટલાં તો બીએટ્રિસ એક તારનો સંદેશો હાથમાં લઇ આવી અને બોલી—"અફસોસ! પ્રિન્સ ઇમ્પીર્યલ માર્યો ગયો!" હવડાં પણ એ શબ્દો લખતાં મને કમકમાટ ઉપજે છે!

અતિ દલગીરી સાથ મારે માથે હાથ દઇ હું રડવા લાગી અને બોલી—"નહીં નહીં એ વાત ખરી હોયજ નહીં, એમ બનેજ નહીં!" મારી વ્હાલી બીએટ્રિસ જે પણ ઘણીજ રડતી હતી તેણે એ ઉપરથી પોતાના હાથમાંનો તારનો સંદેસો, જે લેડી

* ફ્રાન્સના પદભ્રષ્ટ શેહનશાહ નેપોલ્યન ત્રીજાનો દીકરો. એ ઇંગ્રેજી લશ્કરમાં નોકરી રહી ઝુલુલૅન્ડની લડાઇમાં ગયો હતો.
ભા. ક.

ફ્રિઅરે* મારા ઉપર મોકળ્યો હતો, તે મારા હાથમાં આપ્યો. તે નીચે પ્રમાણે હતો.—

ગવરમેન્ટ હાઉસ, કેપ ટાઉન, ૧૯મી જુન ૧૮૭૯.

સર હેનરી પૉનસૉન્બી જોગ—બાલમોરલ કૅસલ

(મહારાણીની વાકેફગારી સારૂ.)

નેટલથી અહિં દુઃખદાયક સમાચાર તારની મારફતે આવ્યા છે જે પ્રિન્સ ઇમ્પીર્યલ, કર્નલ ઉડની છાવણીમાંથી એક લશ્કરી ટુકડી સાથે શત્રુની છાવણીની હાલતનું અવલોકણ કરવા જતો હતો, અને રસ્તામાં એક ખેતરમાં વિસામો લેવા અને ઘોડાને ચારો ખવાડવા ઉતર્યા તેઓ હતા તેટલાં ત્યાં છુપાઈ બેઠેલા કેટલાક ઝુલુઓ તેઓપર તુટી પડયા, અને પ્રિન્સ ઇમ્પીર્યલને તેઓએ મારી નાખ્યો. એ વિષેની વિગતવાર ખબરો સત્તાવાળાઓ તરફથી મને હજી મળી નથી. શાહાજાદાની લાસને ખોળી કાઢી તેને લશ્કરી માન સાથ ઇટેલીઝીની છાવનીમાં ભૂમીદાં કરી છે અને પાછળથી તેને ઇંગ્લન્ડ મોકળવાનો વિચાર છે. વર્તમાન પત્રોપર મોકળેલા સંદેશા કરતાં આ સંદેસો તમને એક કલાક વેહેલો મળશે. મેં લૉર્ડ સિડનીપર પણ એજ વખતે એક તારનો સંદેસો મોકાલ્યો છે તેમાં તમને અરજ કીધી છે જે બનતાં સૂધી વર્તમાન પત્રોના સંદેશા દેશમાં ફેલાય તેની અગાઉ શેહેનશાહબાનુને આ દુઃખદાયક ખબરથી વાકેફ કરવાં.

કેવું ભયંકાર અને કમકમાટ ઉપજાવનારૂં મોત! ગરીબ બિચારી વ્હાલી શેહેનશાહબાનું! તેને કેવું લાગશે!

* મરનાર સર બાર્ટલ ફ્રિઅરનાં બાનું; એ નામદાર તે વેળા કેપ કૉલોનીના ગવર્નર હતાં. ભા. ક.

તેનું એકપૂરૂં બાળક, આ જગતમાં તેનું એકજ વ્હાલું, તે પણ ગયું, એટલે તેનું સર્વસ્વ ગયું.! ખરેખર અતિ માઠો બનાવ બન્યો છે! હું તો જાણે એ વાત સાંભળવા પછી બાવરી બની ગઇ છું, અને મને તેમજ બીએટ્રિસને ત્યાર પછીનો એનો એજ વિચાર આવ્યા કરે છે.

આ માઠા સમાચાર જેની એલીને કહેવા અમે તેને અમારી આગળ તેડાવી મંગાવી, કેમકે શાહજાદો જનમ્યો તે વેળા એ બાનું શેહેનશાહબાનુના મેહેલમાંજ હતી અને તેની ઉપર ઘણું વ્હાલ રાખતી હતી. અરે કેવો ભલો શાહાજાદો! આહા કેવો શોકકારક બનાવં બન્યોછે! જેમ જેમ મને તેનો વધારે વિચાર આવે છે તેમ તેમ મને વધારે દુ:ખ લાગે છે! બ્રાઉન તેમજ મેહેલમાંનાં સંઘાં માણસો એ બનાવથી ઘણા દુ:ખી થયાં છે.

પરોઢયું થવા આવ્યું ત્યારે છેક હું બીછાને ગઇ પણ ઉંઘ તો મને મુદ્દલ આવી નહીં.

શુક્રવાર, ૨૦મી જુન.

આખી રાત્ર મેં ઘણી બેચેનીમાં ગુજારી કેમકે એજ કમકમાટભર્યો બનાવનો વિચાર મારાં મનમાં ભમ્યા કરતો હતો, અને આખી રાત્ર ભયંકાર ઝુલુઓ મારી નજર સામે દિસ્યા કરતા હતા. એ ઉપરાંત બિચારી શેહેનશાહબાનું યુજીની, જે હજી એ વાતથી અજાણી હતી, તેનો પણ મને વિચાર આવ્યા કીધો. તોપણ હું વેળાસરજ બીછાનેથી ઉઠી.

આજ તો મને રાજ્યભિષેક થવાને તેંતાલીસમું વર્ષ બેઠું ! પણ આ ભયભરેલા બનાવની વચમાં તે વાતનો તો મને ખ્યાલ પણ કરવા ગમ્યો નહીં.

રાત્રે મેં ઘણાંક જણ ઉપર મોકળવા માટે તારના સંદેશા લખ્યા. ત્યાર બાદ મને લૉર્ડ સિડની તરફથી એક સંદેશો મળ્યો જેમાં લખ્યું હતું જે આજ સવારમાં સકારેથી તેઓ તે દુઃખી માતાને એ ખબર કેહેવા જનાર હતા. બિચારીનું કેવું ખરાબ થયું! મારાં કેટલાંક છોકરાં તરફથી પણ આજે મને તારના સંદેશા મળ્યા છે જેમાં તેઓ એ બનાવ માટે પોતાની દલગીરી અને કમકમાટ જણાવે છે. સર સ્ટૅફર્ડ નૉર્થકોટે પણ મારા ઉપર એક તારનો સંદેશો મોકળ્યો છે જેમાં લખવા પ્રમાંણે, આમની સભામાં એ બનાવથી ઘણીજ દલગીરી ફેલાઇ છે, અને મરનારની દુઃખી માતા તરફ સર્વની દયા ઉશ્કેરાઇ છે. મેં પણ ઘણાં જણપર તારની મારફતે એ ખબર મોકુળી.

બ્રાઉનની મદદથી મારી પેટીઓ ગોઠવી બંધ કીધી. હંમેશાં જ્યારેબી મે અને જુન માસમાં અમે બાલમોરલમાં હોઇએ છીએ ત્યારે કાંઇ અને કાંઇ માઠા સમાચાર, અથવા તો બાદશાહી વંસનાં કોઇ ને કોઇ માણસોનાં મરણની ખબરો, એવુંજ કાંઇ અમને સંભળાય છે, જેથી જાહેર મિજલસો ભરવાના દહાડા અમને ફેરવવા પડે છે.

આજ અમે બાલમોરલ છોડી જવાનાં છીએ માટે અગીયારને વીસે ગાડીમાં બેસી અમે પેહેલાં તો ડૉનલ્ડ સ્ટુ-

અર્ટને ઘર જઇ ત્યાં સર્વને જેગોપાળ કર્યા, પછી ડૉકટર પ્રૉફીટને ત્યાં જઇ તેમનાં કુટંબને પણ મળી તેમની રજા લીધી; ત્યાંથી નિકળી મિસિસ સાઇમનની દુકાન આગળ ગાડી થોભાવી તેણીને જેગોપાળ કર્યા, અને સેવટે બ્રાઉનનાં ઘર આગળ જઇ તેના ભાઇનાં કુટંબને પણ મળી આવ્યાં. બારને દસે ઘર આવ્યા પછી હું લખવા બેઠી.

આજે મને લૉર્ડ સિડની તરફથી એક બીજો સંદેસો મળ્યો જેમાં તેઓ લખેછે જે તેઓએ બિચારી ગરીબ શેહેનશાહ-બાનુંને આ ભયભરેલી ખબરથી વાકેફ કરી હતી. પ્રથમ તો તે બાપડીએ એ વાત માનીએ નહીં પણ પછી તો તે દુઃખમાં ડુબી ગઇ. કેવું ખરાબ થયું !

મારા પરમ પ્રિય આલબર્ટના ઓરડામાં આજ મેં બીએટ્રિસની સાથ વાળુ કર્યું. બીએટ્રિસ ઘણીજ દલગીર થઇ છે તેમજ બીજાં સંધાંનાં દિલ ઘણાં દુઃખી થયાં છે. જેઓ એ લોકને ઓળખતાંએ નથી તેઓ પણ એ વાતથી દુઃખી થયાં છે અને તે બિચારી દુઃખી માતાની દયા સર્વને લાગે છે એટલો તે શાહાજાદો ભલો અને સર્વનો માનીતો હતો. એ કેવું આશ્ચર્યકારક છે જે ગઇ વેળાની માફકજ આ વેળા પણ બાલમોરલથી નિકળતી વખતેજ અમારાં દિલ આ પ્રમાણે દુઃખી થયાં છે, અને ખચિત ત્રણ ચાર વર્ષ થયાં એમજ થતું આવ્યું છે જે બાલમોરલ છોડી જવાને પ્રસંગેજ કોઇ મોટાં માણસનાં અથવા અમારાં કોઇ સગાં વ્હાલાંનાં મરણના સમાચાર અમને સંભળાય છે.

દોઢ વાગે અમે બૅલલેટરનાં સ્ટેશન ઉપર જવા નિકળ્યાં. અમારી સાથે જેની એલી અને લીલા એરલ હતાં. હવડાં સ્કૅાટલન્ડ મધ્યે જયારે ખુદરત પોતાના પૂર બહારમાં ખીલી રહી છે અને અહિં રહેવાનો આ સરસમાં સરસ વખત છે ત્યારે અમને તે છોડી જવું પડે છે. લીલૅક ફુલો હવડાંજ ખીલવા લાગ્યાં છે અને બૅલલેટર આગળ એક ઝાડપર એ ફુલોનો એક ઝુમખો તૈયાર ખીલેલો અમે દિઠો. આજ ધુળ ઘણી ઉડતી હતી. વ્હીનના રોપા હજી બહાર આવ્યા નથી, અને બ્રૂમના છોડવા જે દર વર્ષે તો આ વખતે આગગાડીમાંથી જોતાં ઘણા સુંદર દિસ્તા હતા તે પણ હજી ફુટયા નથી.

ડનના પુલ આગળ અમને વર્તમાન પત્રો મળ્યાં જેમાં અમે એ દુઃખભર્યા બનાવની વધુ વિગતો વાંચી. ત્યાંથી વળાણ લઇ સમુદ્ર કાંઠેથી અમે આરબ્રાથ, ઇસ્ટ હેવન અને કાર્નુસ્ટીને માર્ગે આગળ વધ્યાં. એ સર્વ શેહેરો નીચાણમાં આવેલાં છે, અને એ તરફની આગગાડીની સડક ઘાસવાળી જમીનના પટાઓની ઉપરથી જાય છે. રેતીના કિનારા આગળ જેમ ઘણેક ઠેકાણેથી સમુદ્રના ફાંટા માંહે આવેલા હોય છે તેમ અહિં પણ છે. ડન્ડી આગળ પહોંચતાં જમીનની સપાટી ઉંચી થતી જાય છે.

ટે બ્રિજ સ્ટેશન ઉપર અમે છ વાગે જઇ પુગ્યાં. ત્યાં લોકનાં અતિ મોટાં ટોળાં એકઠાં થયાં હતાં, ચોતરફ વાવટા ઉડતા હતા, અને આખું શેહેર અમને જોવા બહાર નિકળ્યું હતું. પણ જયાં માણસનું મનજ દલગીર હોય છે ત્યાં એવાં

કશાંથી તેને આનંદ ઉપજતો નથી. ડન્ડીના કોટવાળ, જેઓએ ભપકાદાર પોષાક પેહેર્યો હતો, તેઓએ મને એક માનપત્ર આપ્યું, તથા કેટલીક બાનુઓએ બીઍટ્રિસને તથા મને ફુલના તુરા ભેટ કીધા. ૧૮૪૪ના સપટેમ્બર માસમાં એફીના જન્મ પછી થોડેજ દિવસે બ્લૅર જતાં જતાં જ્યારે છેલ્લાં અમે અહિં ઉતર્યાં હતાં તે વેળા અમારી સાથે છોકરાંઓમાં વિકિ એકલીજ હતી. તે માત્ર ચાર વર્ષની વચની હતી, અને લોકોનાં ટોળાં વચેથી ચાલતાં બુઢા રેન્વિકે તેને પોતાના હાથમાં ઉંચકી હતી. બ્લૅરથી પાછાં ફરતી વેળા પણ અમે અહિંથીજ વ્હાણે ચઢયાં હતાં.

અહિં પાંચેક મિનિટ થોભ્યા પછી અમારી ગાડી ટે નદી ઉપર જે મહાભારત પુલ થોડા દિવસ થયા બાંધ્યો છે તે પસાર કરવા લાગી. એ પુલ દોઢ માઇલથી વધારે લાંબો છે અને તે ૧૮૭૧માં બાંધવા માંડયો હતો. તેનો પાયો નાખતી વેળા ઘણી મેહેનત પડી હતી અને કેટલાક માણસોના પ્રાણ પણ ગયા હતા. ૧૮૭૮માં તે બંધાઇ પૂરો થયો હતો.*

મી. બાઉચ નામે એક એન્જીનીઅર જેને આજ ડન્ડીમાં મારી આગળ રજુ કર્યો હતો તેનાં ઉપરીપણાં હેઠલ એ પુલ બંધાયો છે. તે ઉપરથી જતાં અમને આઠેક મિનિટ

* એજ વર્ષના ડીસેમ્બર માસની ઓગણત્રીસમી તારીખની રાત્રે આ પુલ એક ભારી તુફાનમાં નાશ પામ્યો હતો જ્યારે તેનાપરથી જતી એંસીથી વધારે માણસોથી ભરેલી આગગાડી ટે નદીમાં જઇ પડી હતી.

લાગી. તેની બન્ને તરફથી રચના ઘણી સારી દેખાતી હતી.

એ નદી ઉપર છોકરાઓને નૌકાશાસ્ત્રની તાલીમ આપવા માટે બાંધેલું એક વ્હાણ હતું, જેમાંના છોકરાઓ પોતાનાં વાજંત્રો સહિત તેનાં તુટક ઉપર આવી ઉભા હતા, તે દેખાવ ઘણો ખુશ લાગતો હતો. સુંદર ઝાડોથી ભરપૂર ફાઇફ પ્રગણાંમાંથી પસાર થવું અમને ઘણું દિલખુશ લાગ્યું, જેમાં લેડીબૅન્ક જંકશન, જ્યાં અમે થોડી વાર થોભ્યાં હતાં, તે છોડવા પછી તો વિશેષ સારૂં લાગ્યું. ત્યાં બાલબર્નીવાળા મી. બાલફોઅર અમારે સારૂ ફુલની એક ટોપલી લાવ્યા હતા. એ ગૃહસ્થ અમે તેમની બાનું લેડી જ્યોર્જના ૧૮૪૨ માં સ્કૅાટલન્ડમાં અમને મળ્યાં હતાં. લીવન સરોવર, જેમાંના એક બેટ ઉપરના કિલ્લામાં બિચારી રાણી મેરીને કેદ કરી હતી, તેની પાસેથી જતાં લૅામોન્ડ ટેકરીઓની સાંમે અમારી ગાડી થોડી વાર થોભી હતી, પણ પછી તે ટેકરીઓની તલેટિ આગળ સુંદર ઝાડોથી ભરપૂર એક ખીણમાં આવેલાં ડૅાલર અને ટીલીકોલટ્રી શેહેરો આગળથી તે લગાર ઉતાવળે દોડી ગઇ, અને તેજ રીતે વૅાલેસના કિર્તિસ્તંભની અડોઅડથી પણ તે પસાર થઇ ગઇ.

આઠને અઢાર મિનિટે અમે સ્ટર્લિંગ સ્ટેશનપર પહોંચ્યાં, જયાં અતિ ઘણી ભીડ થઇ હતી, અને લોક ઘણી ઉલટમાં આવ્યાં હતાં. ત્યાંથી ગાડી આગળ ચાલ્યા પછી અમે અમારૂં ટાઢું ભોજન જમ્યાં, જેમ કરતાં ઇટલી દેશ મધેની અમારી ખુશનુમા મુશાફરીમાં અમે જે ઉપહાર કરતાં હતાં તેની મને યાદ

આવી. રસ્તામાં અમને સ્ટેશનોપરથી સ્થાનિક વર્તમાનપત્રો મળ્યાં જે મધ્યે પ્રિન્સ ઇમ્પીર્યલનાં મરણ સંબંધી તારની મારફતે મળેલી વિગતો અમે વાંચી. એ કમકમાટભર્યા સંદેસા નેટલથી કેપ ટાઉન સૂધી તારની મારફતે જઈ, ત્યાંથી દરિયા માર્ગે મડીરા બેટ સૂધી આવી, ત્યાંથી પાછા તારની મારફતે અહિં આવ્યા હતા. બેટોક સમીટ નામે સ્ટેશનપર અમારી ગાડી થોભી ત્યારે જેની એલી માંહે આવી અને કાર્લાઇલ સૂધી તે અમારી આગળજ રહી. તેણીએ અમને ઇવનિંગ ટેલીગ્રાફ નામે ડન્ડીનું એક વર્તમાનપત્ર દેખાડ્યું જેમાં એ દુઃખદાયક બનાવની અતિ ભયંકાર વિગતો પૂરેપૂરી આપેલી હતી. તે વ્હાલો જવાન, તેની માતાની આંખનું ગોહર, જે બાદશાહી લાડમાં જન્મેલો અને ઉછરેલો, તેનો આવી રીતે અંત આવે એ વિચારજ મહા દુઃખ ઉપજાવનારો છે. ખરેખર મને આ વાતની મુદ્દલ સમજ નથી પડતી કે તેની સાથે જે આટલા બધા જણ હતા તેઓએ તેની તરફથી લડી તેને બચાવ્યો શા માટે નહીં? ઘણોજ ત્રાસદાયક બનાવ!

# નામદાર ડ્યુક અને ડચેસ ઑફ કૉનૉટનાં લગ્ન પછી બાલમોરલમાં તેમની પેહેલી પધરામણી—સપટેમ્બર ૧૮૭૯.

બાલમોરલ.

શુક્રવાર, ૫મી સપટેમ્બર ૧૮૭૯.

બે વાગે હું બીએટ્રિસ અને જેની એલીને લઇ ચાર ઘોડાની લન્ડામાં બેસી બૅલલેટરનાં સ્ટેશન ઉપર જવા નિકળી. ઘોડા હાંકનારાઓ આસ્માની રંગના તથા સ્વારો લાલ પોષાકમાં હતા, અને બ્રાઉને પોતાનો ભર લેબાસ પેહેર્યો હતો. તે તથા પાવર ગાડીની પછવાડેની બેઠક ઉપર બેઠા હતા. સર હેનરી પૉનસૉન્બી અને જનરલ ગાર્ડિનર અગાઉથી સ્ટેશનપર ગયા હતા.

ત્રણમાં ચાર મિનિટ કમ હતી તેમ અમે સ્ટેશન આગળ જઇ પહોંચ્યાં, પણ તેની બહાર ગાડીમાંજ બેસી રહ્યાં, અને ખાસ ટ્રેનને આવતી જોઇ ત્યારેજ સ્ટેશન ઉપર ગયાં. બે ત્રણ મિનિટમાં વ્હાલો આર્થર અને લુઇઝ મારગ્રેટ ગાડીમાંથી ઉતર્યાં અને અમે તેમને પ્યારથી ભેટયાં. મેં લુઇઝને હીધરનાં ફુલનો એક તુરો ભેટ આપ્યો. તેને એ અગાઉ બીજા પણ ઘણા તુરા મળેલા હતા.

એમનાં માનને ખાતર રૉયલ સ્કૉટસ પલટણની એક ટુકડી સ્ટેશનપર હાજર હતી. સ્ટેશન છોડી નિકળવા પછી બાલમોરલના પુલ ઉપરથી અમે ગાડી જરા ધીમી ચલાવી. એ પુલ ઉપર હીથરનાં ફુલ અને ઝાડોની લીલી ડાંખલીઓનું એક આરકું બનાવેલું હતું અને તે ઉપર એક બાજુ— "ભલે પધાર્યાં બાલમોરલ"—એવા શબ્દો, તથા બીજી બાજુ ગેલીક ભાષામાં એક લેખ હતો. ત્યાં અમારાં બધાં માણસો ઘાઘરાવાળા પોષાકમાં ઉભેલાં હતાં, તેમજ લૉર્ડ એમ્સફર્ડ અને મી. ક્રોસ તથા હેલીનાના દીકરાઓ (ક્રિસ્ચન, વિકટર, અને આલબર્ટ) અને પિટની છોકરીઓ પણ હતી.

આર્થરે ગાડીમાંથીજ થોડાક શબ્દો બોલી સર્વનો ઉપકાર માન્યો. પછી ડૉકટર પ્રોફીટે એક નાનું જેવું ભાષણ કીધા બાદ વાંસળીઓના મધુર સ્વરો વચ્ચે કદમ કદમ ગાડી ચલાવી અમે કિલ્લા તરફ ગયાં, અને અમારાં સધાં માણસો વગેરે અમારી ગાડીની પછવાડે ચાલતાં આવ્યાં.

કિલ્લાના દરવાજા આગળ મી. કલાર્ક (બર્ટીના રસાલેદાર જેઓ બર્કહાલમાં આવી રહ્યા છે તેઓ)ની ત્રણ નાની દીકરીઓએ અમારી ગાડીમાં ફુલના ગુરા નાખ્યા અને ત્યાં જે લોક ભેગાં થયાં હતાં તેઓ પણ અમારી પછવાડે બીજાંઓ ભેગાં કિલ્લાના દરવાજામાં પેઠાં.

સર્વ માંહે આવી રહ્યા પછી અમે ગાડીમાંથી ઉતર્યાં, અને ડૉકટર પ્રૉફીટે આર્થરની અને લુઇશાનની તંદરૂસ્તી ચાહી અને એકઠાં થયલાં સર્વ લોકે ખુશાલીના પોકારો વચ્ચે

દારૂ પીધો. પછી આર્થરે તેમનો આભાર માન્યો. ત્યાર બાદ અમે માંહે આવ્યાં અને આર્થર, લુઇશન, તથા હેલીનાના બન્ને છોકરાઓ સાથે અમે પુસ્તકખાનામાં ચાહ પીધી.

# નામદાર શાહાજાદા ડયુક ઑફ કૉનૉટની ટેકરી.

સોમવાર, ૮મી સપટેમ્બર ૧૮૭૯.

પ્રભાતમાં ઉઘાડ સારો હતો. બીએટ્રિસ, આર્થર અને લુઇશનની સાથે બાગમાંની અમારી નાની મરૂડીમાં મેં નાસ્તો કીધો, અને પછી આર્થરનાં લગ્નની યાદગારીમાં અહિં જે ટેકરી બનાવી છે તે તરફ જવા અગીયાર વાગે ઉપડ્યાં. હુ મારાં ટટ્ટુ જેસી ઉપર બેઠી હતી, અને બીએટ્રિસ તો ત્યાં સૂધી ચાલતીજ આવી. આર્થર અને લુઇશન જેઓ અમારી અગાઉ ત્યાં જઇ પહોંચ્યાં હતાં તેમની સાથે ટેકરીની નજદીક સૂધી જઇ હું ટટ્ટુપરથી ઉતરી. એ જગ્યાએ અમારા બધા ગૃહસ્થો અને બાનુઓ આવેલાં હતાં. ડૉકટર પ્રૅાફીટ પણ ત્યાં હતા, તેમજ અમારા બધા અરણ્યરક્ષકો અને નોકરો સકુટંબ હાજર હતા. સર્વ ટેકરીની આસપાસ એકઠા થવા પછી ડૉકટર પ્રૉફીટે આર્થરની સ્તુતિમાં કેટલાક શબ્દો બોલ્યા અને તેને તથા તેની બાનુને આશીર્વાદ દઇ તેમની તંદરૂસ્તી ચાહી એટલે સર્વએ ત્રણ વખત ત્રણે ત્રણ ખુશાલીના પોકારો કરી દારૂ પીધો. ત્યાર પછી આર્થરે એક નાનું જેવું ભાષણ કરી પોતાનો આનંદ જાહેર કીધો અને સર્વનો ઉપકાર માન્યો. ત્યાર બાદ મારી તંદરૂસ્તી ચાહવામાં આવી ત્યારે પણ લોકે ખુશાલીના મોટા પોકારો કીધા. એ પછી બ્રાઉનના સુચવ્યાથી કાઉલીએ બીએટ્રિસની તંદરૂસ્તી ચાહી, એટલે સર્વએ પાછો કલોલ મચાવી દારૂ પીધો. એ વેળા બીજાં કુતરાંઓ ભેગો અમારો

ફર્ન કુતરો ત્યાં હતો તેને એ ગડબડ જાણે ગમતી ન હોય તેમ તે બહુ ભસ્યા કરતો હતો. એ ટેકરીપર અમે પણ એકેક પત્થર યાદગારી દાખલ મુકયો. તે ઉપર આ પ્રમાણે લેખ હતો—

"આર્થર ડયુક ઑફ કૉનૉટ ઍન્ડ સ્ટ્રૅથીઆર્નનાં, પ્રસ્યાની
શાહાજાદી લુઇઝ માર્ગરેટ સાથે લગ્ન થયાં,
૧૩ મી માર્ચ ૧૮૭૯."

થોડીક મિનિટ અહિં તહિં ફરી હરી અમે ત્યાંથી પાછાં વળ્યાં. હું ડૉકટર પ્રૉફીટનાં ઘર સુધી પગે ચાલીને પાછી ટટ્ટુ-પર બેઠી, અને અમે સંધાં ઘર આવ્યાં.

# ગ્લેન ગેલ્ડર શીઅલની મુલાકાત.

બાલમોરલ,
૬ઠી અક્ટોબર ૧૮૭૯.

આજ શેહેનશાહબાનું યુજીની એબર્ગેલ્ડીથી અમને મળવા આવ્યાં હતાં તેમને સાથે લઇ ચારને દસે અમારી વિક્ટોરિયામાં બેસી ગ્લેન ગેલ્ડર શીઅલ અથવા "રાણીની મરૂડી" એવે નામે અમારૂં જે નાનું મકાન ઓળખાય છે ત્યાં હું ગઇ. સાંજનો સમય અતિ રળિયામણો હતો, ગરમી પણ ઠીક હતી, સૂર્ય પ્રકાશતો હતો, અને આકાશ ખુલ્લું હતું. એ નાનું ઘર, જેમાં માત્ર બેજ ઓરડા અને એક રસોડું છે, તે શેહેનશાહબાનુંને ઘણું ગમ્યું. તે એક ઘણાં એકાંત રાની સ્થળપર આવેલું છે અને લોકનેગર સરોવર ત્યાંથી દ્રષ્ટિએ પડે છે, જોકે તેની પાસે જવા ત્યાંથી નિકળ્યે તો ઘણું ચાલવું પડે. ગેલ્ડર ટેકરી ઉપર જવાની પગવાટ જે દોઢેક માઇલ લાંબી છે તે ઉપરથી ચાલી અમે બન્ને જન ટેકરીને મથાળે ગયાં. એ વેળા અમારાં કુતરાં અમારી પછવાડે ચાલતાં હતાં. રસ્તામાં મારી સાથે શેહેનશાહબાનુંએ પોતાના

* એમના પુત્રનાં મરણથી એમને ભારે ગમ લાગ્યો છે માટે મેં એમને સમજાવી એબર્ગેલ્ડીમાં રાખ્યાં છે જે એમને જરા નિરાંત મળે અને હવાનો ફેરફાર થવાથી એમની તંદરૂસ્તી સુધરે.

આગલા વખતની ઘણીક સારી સારી વાતો કીધી. અમે એકાદ કલાક ફરીને ઘરમાં પાછાં આવ્યાં અને ચાહ પીધી. બ્રાઉને કેટલીક ટ્રાઉટ માછલી પકડી તેને ઓટના આટા સાથે રંધાવી હતી તે મારાં પ્રિય પરોણાંને ઘણી ગમી અને તેઓ બોલ્યાં જે તેમનાં રાતનાં ભોજનને માટે તે વાની પૂરતી હતી. આજ સાંજનો સમય અતિ ભપકાદાર હતો. ટેકરીઓ ગુલાબી રંગની થઇ રહી હતી અને આકાશ પણ ઘણું ખુલ્લુ હતું.

છને વીસ મિનિટે અમે પાછાં બાલમોરલ આવ્યાં અને તરતજ શેહેનશાહબાનું એબર્ગેલ્ડી સીધાર્યાં.

# ટેલ-અલ કબીરની ફતેહ, અને નામદાર ડયુક અને ડચેસ ઑફ આલબનીનાં લગ્ન પછી બાલમોરલમાં તેમની પેહેલી પધરામણી.

સોમવાર, ૧૧મી સપટેમ્બર ૧૮૮૨.

આજે સર જૉન મૅકનીલ તરફથી મને ગુપ્ત ભાષામાં લખેલો એક તારનો સંદેસો મળ્યો જેનાં પરબીડાં ઉપર "ઘણોજ ખાનગી" એમ લખેલું હતું. તેમાં એવા સમાચાર હતા જે બુધવારે એક ઘણાં મોટાં લશ્કર સહિત શત્રુ ઉપર હલ્લો કરવાનો તેઓએ ઠરાવ કીધો હતો. એ ખબરથી અમે કેટલાં ચિંતાતુર થયાં તે તો ઇશ્વરજ જાણે છે, જોકે તે મળવા આગમજ પણ અમે ઘણાંજ ફિકરમંદ હતાં. આજ મીસર દેશ તરફના સમાચારની સંધાં રાહ જોતાં હતાં, પણ જે ખબર અમને મળી હતી તે તો છાની રાખવાની જરૂર હોવાથી અમોથી કોઇને તે કેહેવાય એવું હતું નહીં.

મંગળવાર, ૧૨મી સપટેમ્બર.

પાંચમાં દસ ઓછીએ બીએટ્રિસ, લુઇશાન, અને હૅરીઅટને લઇ હું ગ્લેન ગેલ્ડરની મરૂડીમાં ગઇ અને તેઓની સાથે મેં ત્યાં ચાહ પીધી તથા ચિત્રો કાઢવામાં વખત ગુજાર્યો. આજ આકાશનો દેખાવ ઘણો સુંદર હતો. ત્યાંથી પગે ચાલી

અમે પાછાં બાલમોરલ આવ્યાં, જ્યારે સાતને વીસ થઇ હતી. અમે કેટલાં ચિંતાતુર હતાં, તે કેહેવાની જરૂર નથી, પણ અમે હિંમત રાખી હતી. આજ અમારી સાથની બાનુંઓજ માત્ર અમો ભેગી જમી.

રાત્રે મેં મારા વ્હાલા પુત્રને માટે અંતકરણથી પ્રાર્થણા કરી, અને સવાર પડવાની રાહ જોયા કીધી. બિછાને જવા અગાઉ કારનરની લખેલી લડાઇની આગમજ ગાવાની સુંદર પ્રાર્થણા (પિતા હું તારી મદદ માંગું છું) મેં વાંચી. મારા પરમપ્રિય પતિ તે ઘણી વાર વાંચતા હતા. આજ મારૂં સંધું ચિત ઇજીપ્ત ઉપર અને ત્યાં જે લડાઇ આજ થનાર હતી તે ઉપર લાગી રહ્યું હતું, અને મારાં મનમાંની ચિંતા અને અંદેશાને લીધે મારી છાતી ધડક્યા કરતી તથા દિલ ધ્રુજ્યા કરતું હતું.

બુધવાર, ૧૩મી સપટેમ્બર.

હું રાત્રે ઘણી વાર ભડકીને ઉઠયા કીધી. સવારે રોજની રીત પ્રમાણે ઘોડું ફરી આવ્યા પછી વાડીમાંની મરૂડીમાં બેસી મેં નાસ્તો કીધો. ત્યાર બાદ થોડી વારમાં મને એક એવી મતલબનો તારનો સંધેસો મળ્યો જે ઇંગ્રેજી લશ્કર શત્રુ ઉપર હુમલો કરવા કુચ કરી ગયું હતું. એ વેળા મને કેવી ચિંતા પેદા થઇ! થોડી વાર પછી અમે ચાલતાં ફરવા નિકળ્યાં અને લીઓપોલ્ડની પધરામણીની ખુશાલીમાં જે જગ્યાએ આરકું મારેલું છે ત્યાં સૂધી ગયાં. તે આરકું ઘણું સુંદર હતું. પાછો ઘર આવ્યા પછી થોડી વાર લખવાનું અને દસ્તાવેજો વગેરે ઉપર સહી કરવાનું કામ મેં કીધું.

વળી એક બીજો તારનો સંધેસો રૂઇટર તરફથી મને મળ્યો જે લડાઇ ચાલુ થઇ હતી અને આપણાં લશ્કરે ટેલ-અલ-કબીર આગળ શત્રુનાં ઘણાં માણસોને મારી નાંખી તેમને નશાડયા હતા. એ વાંચવાથી મારાં દિલમાં ઘણો ગભરાટ પેદા થયો.

થોડી વારમાં સર જૉન મૅકનીલ તરફથી મને બીજો એક સંધેસો મળ્યો જેમાં લખેલું હતું—"મોટી ફતેહ થઇ છે, ડયુક સલામત અને સારી પઠે છે." એ બધા સંધેસા મેં લુઇશાનને સારૂ વાંચવા મોકળ્યા. હું ઘણી ઉશકેરાઇ ગઇ હતી, પણ આ સમયે મારાપર ઇશ્વરે જે મોટી માયા અને કૃપા કરી છે તે માટે હું તેની ઘણી આભારી થઇ હતી.

ઉપલીજ મતલબના સમાચાર મને લૉર્ડ ગ્રૅન્વિલ અને મી. ચિલડર્સ તરફથી પણ મળ્યા, પરંતુ અત્યાર સૂધી, સર ગાર્નેટ ઉલસ્લી તરફથી કાંઇએ સંધેસો અમને મળ્યો ન હતો. પણ આખરે બે વાગ્યા અગાઉ નીચલા ખુશાલીભર્યા અને મુબારક સમાચાર અમને મળ્યા.

(ઇસમાલ્યા ૧૩મી સપ્ટેમ્બર ૧૮૮૨.)

ટેલ-અલ-કબીર—ઉલસ્લી તરફથી મહારાણી જોગ—

બાલમોરલ.

આજ સવારે પાંચ વાગે અરાબીનાં લશ્કર ઉપર અમે હુમલો કીધો. ગાર્ડસ પલટને તેમના ઉપર ઘણી બહાદુરીથી ધસારો કર્યો અને ઘોડેસ્વાર ટુકડીએ તેમજ તોપખાતાંની ટુકડીએ તેમની ડાવી બાજુ ઉપર મારો ચલાવ્યો. સાત વાગતાંમાં તો અરાબીની આખી છાવણી અમને શરણ થઇ. પુષ્કળ ખોરાકીથી ભરેલી તેમની ઘણીક

આગગાડીઓ આપણે હાથ આવી છે. શત્રુએ ઘણી જબરી હાર ખાધી છે અને તેમનાં ઘણાં માણસો માર્યાં ગયા છે. જણાવવાને ઘણો દલગીર છું જે આપણે પણ ઘણાં માણસો ખોયાં છે. ડયુક ઑફ કૅનૉટ સારી પેઠે છે, અને લડાઇ વેળા તેઓ ઘણી તારીફલાયક રીતે વર્ત્યા હતા, તથા પોતાની સરદારી હેઠળની ટુકડી સહિત શત્રુ ઉપર ધસારો લઈ ગયા હતા.

એ સંદેસો, જે બ્રાઉન લઇ આવ્યો હતો, તે લઇ હું બીએટ્રિસના ઓરડામાં ગઇ જ્યાં લુઇશન પણ હતી, તેને મેં તે દેખાડયો. એ વેળા મારાં દિલમાં આનંદ સમાઇ પણ શકતો ન હતો. હું તેને પ્યારથી ભેટી બોલી—"આપણો વ્હાલો આર્થર સારી પઠે અને સલામત છે એટલુંજ નહી પણ વળી તેનાં આવાં વખાણ થયાં છે તે માટે આપણને કેવાં ખુશી અને મગરૂર થવું જોઇએ તેમજ ઇશ્વરનો કેટલો આભાર માનવો જોઇએ ?" અને ખરૂં પુછતાં આ વેળા મારાં મનમાં જે કાંઇ ઓરજ તરાંહની ખુશાલીએ ઘર કીધું હતું તે સાથ હું ઇશ્વરની અતિ આભારી થઇ હતી, જોકે મારી સંધી ખુશાલીની વચ્ચે જ્યારે એ લડાઇમાં માર્યા ગયલાઓનો વિચાર આવતો ત્યારે મને ભારે ખેદ થતો હતો. (પ્રથમ જેટલાં માણસ માર્યાં જવા વિષેના સમાચાર આવ્યા હતા તેટલાં બધાં માર્યાં ગયાં નથી એવી મને પાછળથી ખબર મળી છે.) અમારાં બન્નેનાં દિલ ઘણાંજ ઘણાં ઉશકેરાયાં હતાં.

એ પછી ઘણાક તારના સંદેસા લોકો ઉપર મોકળી તથા કેટલાક આવ્યા તે વાંચીને અમે જમવા ગયાં. ત્રણને દસે બીએટ્રિસ અને લેડી સાઉથૅમ્પટનની સાથ હું બૅલલેટરનાં સ્ટે-

શનપર લીઓપોલ્ડને અને તેની બાનુને લેવા ગઇ. અમે ગાડીમાંથી ઉતર્યાં કે તરત આગગાડી આવી ઉભી અને લીઓપોલ્ડ તથા હેલન માંહેથી ઉતર્યાં. હેલને ધોળા રંગનો પોષાક અને તેને મળતીજ ટોપી પેહેરી હતી.

સીફોર્થ હાયલૅન્ડર્સ (ડયુક ઑફ આલબનીની પલટન)ની એક ટુકડી એમનાં માનને ખાતર સ્ટેશનપર હાજર હતી, અને ઘણાં લોક પણ ત્યાં ભેગાં થયાં હતાં. લીઓપોલ્ડ અને હેલન અમારી બન્નેની સાથે લૅન્ડામાં બેઠાં અને અમે પાધરાંજ બાલમોરલ તરફ હંકારી ગયાં. લુઇશન અને લેડી હોરેશ્યા સ્ટૅપફર્ડ, જેઓ એક બીજી ગાડીમાં અમારી પછવાડે આવતાં હતાં, તેઓ પુલ ઉપર અમારી સાથે થયાં. પુલ મુકયા પછી પેલાં આરકાંની નીચેથી પસાર થવા બાદ અમારી ગાડી ઉભી રહી અને ડૉકટર પ્રૉફીટે થોડાક શબ્દોમાં લીઓપોલ્ડને અને હેલનને આવકાર દીધો, અને લીઓપોલ્ડે તે માટે તેમનો ઉપકાર માન્યો. આ જગ્યાએ ઘણાંક લોક એકઠાં થયાં હતાં, જેઓમાં અમારી બધી બાનુઓ તથા ગૃહસ્થો, બર્કહૉલથી અને મેન્સથી આવેલી કેટલીક બાનુઓ અને ગૃહસ્થો, અમારી ત્રણે મિલકતોપરનાં ભાડુતો, અમારા સઘળા નોકરો, વગેરે હતાં.

સર્વથી આગળ "હાયલૅન્ડ લૅડી" નામનો રાગ વગાડતા વાંસળીવાળાઓ ચાલવા લાગ્યા જેઓની પાછળ હાયલૅન્ડર પોષાકવાળા અમારા સંધા નોકરો બ્રાઉન વગેરે ગાડીની સાથે સાથે ચાલવા લાગ્યા, અને તેમની પછવાડે બીજાં ઘણાં

લોકે ચાલવા માંડયું. ઘરનાં બારણાં આગળ જઇ અમે સંધાં ગાડીઓમાંથી ઉતર્યાં, અને ઘરની આગળ એક જગ્યાએ એક ટેબલ માંડી તે ઉપર વ્હિસ્કી અને તે પીવાનાં પ્યાલાં મુકેલાં હતાં તથા તેની આસપાસ અમારાં સર્વ બાનુઓ અને ગૃહસ્થો એકઠાં થયાં હતાં ત્યાં જઇ ઉભાં અને ડૉકટર પ્રૅાફીટે લીઓ-પોલ્ડના અને હેલનની તંદરૂસ્તી ચાહી એટલે સર્વએ દારૂ પીધો. પછી બ્રાઉન આગળ નિકળી આ પ્રમાણે બોલ્યો—"બાનુંઓ અને ગૃહસ્થો, હાયલૅન્ડ રીત પ્રમાણે મોટે નાંદે અમને ડયુક અને ડચેસ ઑફ આલબનીની જય પોકારવાની રજા આપો. ઇશ્વર કરે ને એ બન્ને નામદારો લાંબા કાળ સૂધી સુખ સાથે જીવે!" એ ઉપરથી સર્વ જણે ઘણાંજ ખુશીમાં આવી મોટો કલોલ મચાવ્યો.

ત્યાર બાદ મારા કહેવા ઉપરથી લીઓપોલ્ડે ઇજીપ્ત દેશ મધેનાં આપણાં જયવંત લશ્કરની અને આર્થરની તંદરૂસ્તી ચાહી જેનો ઘણો દિલોજાનીભર્યો જવાબ મળ્યો, જેથી બિચારી લુઇશનની છાતી તો હર્ષથી ઉછળાવા લાગી. પછી ડૉકટર પ્રૅા-ફીટે ડચેસ ઑફ કૉનૉટની તંદરૂસ્તી ચાહી અને બ્રાઉનના સુચવવાથી તેમની નાની દીકરીની પણ ચાહી. તે પ્રિય નાની બાળકી અમારૂં સરઘસ ચાલી આવ્યું તે વેળા તેની દાયાના હાથમાં હતી, અને હવડાં તેની તંદરૂસ્તી ચાહવામાં આવી ત્યારે પણ તે નજદીકમાંજ હતી.

એ બધું થઇ રહેવા પછી અમે માળા ઉપર ગયાં અને મારા ઓરડામાં લુઇશને બીએટ્રિસે અને મેં ચાહ પીધી.

લુઇશન ઉપર આર્થરનો એક ઘણો લાંબો અને વાંચવા લાયક પત્ર આવ્યો હતો જેમાં ગઇ તા૦ ૨૫મીએ થયલી પેલી ભયંકાર લડાઇનો હેવાલ હતો. તે કાગળને મથાળે ૨૬મી તારીખ હતી પણ ત્યાર પછીનો તે પૂરો કીધેલો હતો. વળી સર ગાર્નેટ ઉલસ્લી તરફથી મી. ચિલડર્સને મળેલો તારનો સંદેસો આવ્યો તેમાં તો વધારે વિગતવાર સમાચાર હતા. ઇશ્વર કૃપાથી, અમે પેહેલાં ધારતાં હતાં તેટલાં માણસ માર્યાં ગયાં નથી. આ ફતેહની ખુશાલીમાં ગાવન ટેકરી ઉપર એક જવાળા પેટવવાનો આજ મેં હુકમ આપ્યો છે. સૅવેસ્ટોપોલની જીત વેળા પણ લગભગ આજ વખતે, એટલે સપટેમ્બરની દસમી તારીખે, મે એજ ટેકરી ઉપર એજ પ્રમાણે જવાળા પ્રગટાવી હતી, જે જોવા મારા પરમપ્રિય આલબર્ટ, બર્ટીને અને એફીને લઇને ગયા હતા. એ પછી હું લુઇશન આગળ ગઇ, અને તેણે મારી આગળ આર્થરનાં પત્રમાંના કેટલાક ફકરા વાંચ્યા. એ પત્રમાં તેણે પોતે તેમજ બીજા અમલદારોએ ખમેલાં સંકટો અને દુઃખોના ઘણાક હેવાલો હતા, જે સાંભળવાથી મારૂં દિલ ઘણું દલગીર થયું.

અમે એકલાંજ જમ્યાં. નવ વાગે બીએટ્રિસ લુઇશન, લેડી સાઉથૅમપટન, અને સર્વ ગૃહસ્થો, વાંસળીઓનાં સરોદા વચ્ચે ચાલતાં ગૉવન ટેકરી ઉપર ગયાં, (જ્યાં અંધારામાં જવું લગાર ધાસ્તીભર્યું છે.) અને અમે ત્રણે જણ—લીઓપોલ્ડ, હેલન, અને હું—બીએટ્રિસના ઓરડામાં ગયાં અને ત્યાંથી તે જવાળા સળગતી અને બળતી જોઇ. તેનાં અજવાળાંથી અમે ત્યાં

ઉભેલાં સર્વને ઓળખી શક્યાં, તેમજ વળી તેમના ખુશાલીના પોકારો અને વાંસળીઓના સરોદા પણ અમે સાંભળી શક્યાં. તેઓ સર્વ ત્યાંથી વેહેલાં પાછાં ફર્યાં અને લુઇશનના ઓરડામાં તેઓ ઉપહાર કરવા બેઠાં ત્યારે હું પણ તેમની આગળ જઇ બેઠી

આજ એક પછી એક પાર વિનાના તારના સંદેસા આવ્યા. આહા! એ દિવસ કેવો ખુશાલીમાં ગયો! પણ અમારી એ સંધી ખુશાલી સાથ લડાઇમાં જખમી થયલા અને માર્યા ગયલા શુરાઓ અને તેમનાં વિલાપ કરતાં કુટંબો વિષે-ની ચિંતા અને દલગીરી ભેળાયલી હતી.

# સ્માપ્તિ.

થોડાક શબ્દો હું આ પુસ્તકને છેડે ઉમેરવા માંગું છું.

જે વિશ્વસુ નોકર વિષે આ ગ્રંથમાં ઘણેક ઠેકાણે મે લખ્યું છે, અને જેણે આવાં પ્રમાણીકપણાં, વફાદારી, અને ઉત્સાહથી મારી સેવા બજાવી છે, તે નોકર હવે આ દેહ છોડી ગયો છે.

પૂર તંદુરસ્તી અને કઉઅત સાથે તે પોતાની ઉપયોગી જીંદગી ગુજારતો હતો તેટલાં એકાએક, ત્રણ દિવસની માંદગી ભોગવી, તે આ વર્ષની સતાવીસમી માર્ચને દિને સ્વર્ગવાસી થયો. જેઓને તેનાં માયાળુ દિલનો અનુભવ હતો, તથા જેઓ તેના ભલા ગુણોની કદર બૂઝતાં હતાં તેઓ સંધાં તેને સારૂ પ્રેમ અને માન ધરાવેછે, તેમજ જે સર્વ તેને ઓળખતાં હતાં તેઓ તેનાં મરણથી ખરેખર દલગીર થયાં છે.

પણ તેનાં મરણથી મને જે ખોટ ગઇ છે તે તો ન પૂરાય એવી છે, કારણકે તેણે મારો પૂરતો વિશ્વાસ મેળવ્યો હતો. તે મને દર રોજ, બળકે દર ઘડીએ યાદ આવે છે, અને હું જીવીશ ત્યાં સૂધી મારા તરફની તેની કાળજી, મમતા, અને વફાદારીને માટે હું તેની ઉપકારી રહીશ, એવું જે હું કહુંછુ તે વાંચનારે સત્ય માનવું.

બાલમોરલ, નવેમ્બર ૧૮૮૩.

# શુદ્ધી પત્ર.

| પૃષ્ટ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ... | અગસ્ટ | ઑગસ્ટ. |
| ૯ | ૪ | પધાર્યાં | શિધાર્યાં. |
| ૩૩ | ૧૯ | સસ્વથ | સ્વસ્થ. |
| ૪૮ | ૨ | સસ્વથ | સ્વસ્થ. |
| ૧૬૬ | ૧૮ | ચાર વર્ષે | અગીઆર વર્ષે. |
| ૨૨૯ | ૧૭ | રાગ વિધા. | રાગ વિદ્યા. |
| ૩૧૪ | ૨ | વાતીચત | વાતચીત. |
| ૩૬૩ | ... | ૨૨મી ઑગસ્ટ | ૨૩મી ઑગસ્ટ. |
| ૩૬૪ | ... | ૧૩મી ઑગસ્ટ | ૨૪મી ઑગસ્ટ. |
| ૩૮૭ | ૧૦ | ઉતર્યા તેઓ | તેઓ ઉતર્યા. |